# વાર્તાનું શાસ્ત્ર

(ખંડ પહેલો-બીજો)

ગિજુભાઈ

સંસ્કાર સાહિત્ય મંદિર
પાંજરાપોળ પાસે, પોલિટેકનિક
અમદાવાદ ૩૮૦ ૦૧૫

**VARTA-NUN SHASHTRA :** by Gijubhai Badheka
First edition 1925, Present edition 2001
Published by Sanskar Sahitya Mandir,
Ahmedabad-15

આવૃત્તિઓ : ૧૯૨૫, ૧૯૩૭, ૧૯૮૫
પુનર્મુદ્રણ : ૨૦૦૧

પૃષ્ઠસંખ્યા : ૧૪+૨૯૦

**કિંમત : રૂ. ૧૫૦.૦૦**

પ્રકાશક
**સંસ્કાર સાહિત્ય મંદિર**
પાંજરાપોળ પાસે, પોલિટેકનિક,
અમદાવાદ ૩૮૦ ૦૧૫

મુદ્રક
**ભગવતી ઑફસેટ**
૧૫/સી, બંસીધર એસ્ટેટ,
બારડોલપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૪

# નિવેદન

ગુજરાત ઉપર સ્વ. ગિજુભાઈ બધેકાનું અમીટ ઋણ છે. વીસમી સદીની ત્રીશીના દાયકા અગાઉના અને એ પછીના શિક્ષણમાં/અધ્યાપનમાં ક્રાંતિકારી પરિવર્તન છે, અને એને માટે વધારેમાં વધારે યશ ગિજુભાઈને ઘટે છે. અગાઉના 'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ'ના હિંસક શિક્ષણ સિદ્ધાંતને સ્થાને બાળકને પ્રેમ, સ્નેહ, સમજાવટ, સહાનુભૂતિ, હળવાશ, રસમયતા અને સંવેદનશીલતા સાથે ભણાવવાના આગ્રહો કેળવાયા તેને માટેનો પાયાનો પરિશ્રમ ગિજુભાઈએ કર્યો હતો. એમણે ખૂબ વાંચ્યું, વિચાર્યું, અમલમાં મૂકી જોયું, અને ભણતરની ઉત્તમ તરાહો તારવી આપી. એમણે પોતાના જેવા અન્ય અનેકને તૈયાર કર્યા, કેળવ્યા, હૂંફ આપી અને પોતાના પ્રયોગો સીમિત ન રહેતાં દૂર દૂર સુધી વિસ્તરે એને માટેના પ્રયત્નો કર્યા.

પોતાના આ યુગપરિવર્તનકારી કાર્યને મિષે એમણે ઘણું લખવાનું પણ બન્યું. અને એમણે એ લખ્યું તે સારું જ થયું; કારણ કે એથી એમનાથી સ્થળ-કાળની રીતે દૂર એવાં અનેકોને પણ એમના વિચારોનો લાભ મળ્યો છે તથા મળતો રહેશે. એમનાં પુસ્તકોમાં શિક્ષણચિંતન અને જીવનચિંતન નિરૂપિત છે. એ

સાહિત્ય વધારે ને વધારે વાચકો સુધી પહોંચે એ માટે અમે એના પુનર્મુદ્રણનો આ પ્રયાસ કર્યો છે.

ગિજુભાઈએ જેવા શિક્ષકની અને શિક્ષણની અને શાળાની અને સાહિત્યની ભાવના સેવી હતી એવું સર્વત્ર બનેલું હજુ જોઈ શકાતું નથી. ઘણી ઘણી ઊણપો છે. આ માટે શિક્ષકની નિષ્ઠાને જ નહિ, કદાચ વાતાવરણ, સાધનો, સંચાલનો અને સત્તાનીય ઊણપો જવાબદાર હશે. પરંતુ આપણે પ્રયત્ન જારી રાખવા રહ્યા. આદર્શ શિક્ષણ અને એમાંથી સર્જાતો આદર્શ માનવી – એ લક્ષ્ય સાધવામાં ગિજુભાઈનાં પુસ્તકો શ્રેષ્ઠ ફળો આપી શકે એમ છે. આવાં ઉત્તમ પુસ્તકો પ્રગટ કરતાં અમે સામાજિક ઋણની અદાયગીનો સંતોષ અનુભવીએ છીએ.

– પ્રકાશક

# રહસ્ય

ઋષિઓ અને સાધુઓ જનસંપર્કથી દૂર જંગલમાં જઈને વસે છે. ભક્તો એમની પાસે પહોંચી ત્યાં વસ્તી કરે છે. ધીમેધીમે ત્યાં બજાર જામે છે અને તે સ્થાન યાત્રાળુઓને સુલભ થઈ જાય છે. નિસર્ગપ્રેમી સાધુઓ તે સ્થાન છોડી ફરી આગળ જાય છે અને નવું જંગલ શોધી ત્યાં વાસ કરે છે. જંગલનો પ્રદેશ આવી રીતે ધીમેધીમે માણસને કબજે આવતો જાય છે.

જ્ઞાનના ક્ષેત્રનું પણ એમ જ છે. પ્રતિભાવાન, ક્રાન્તદર્શી અથવા અગમબુદ્ધિ જ્ઞાનવીરો, અનુભવના, વિચારના અને કલ્પનાના નવા નવા પ્રદેશો અથવા સાધનો શોધી કાઢે છે અને માનવી બુદ્ધિને દિંગ કરી નાખે છે. ધીમેધીમે એમનો શિષ્યસમુદાય પ્રણિપાતેન, પરિપ્રશ્નેન અને સેવયા તેમનું જ્ઞાન શીખી લે છે. ધીમેધીમે તેમાં ચીલા પડે છે, તેના વિભાગ થાય છે અને ધીમેધીમે જે વસ્તુ એક કાળે પ્રતિભા અથવા ઈશ્વરી પ્રસાદ મનાતી હતી તેનું સુવ્યવસ્થિત શાસ્ત્ર બની જાય છે. તેની અપૂર્વતા અને અદ્‌ભુતતા નષ્ટ થાય છે, નિયમનું સામ્રાજ્ય તેના પર વિસ્તરે છે અને છેવટે સાર્વત્રિક અધ્યયનનું તે એક આવશ્યક અંગ બને છે.

આટલું થયા પછી માણસની વિજયલોલુપ પ્રતિભા

એથીયે આગળનું ક્ષેત્ર શોધી કાઢે છે અને થોડા દિવસ સુધી આ નવું જ્ઞાન પ્રતિભા – geniusનું ક્ષેત્ર મનાય છે. આવો ક્રમ અનાદિકાળથી ચાલતો જ આવેલો દેખાય છે.

કવિતાનું શાસ્ત્ર થાય જ નહિ એમ એક કાળે મનાતું. સૌંદર્યશાસ્ત્ર અને કલાની ખૂબીઓ સહૃદય માણસ આપોઆપ સમજી શકે છે, એમાં બીજાને કંઈ શીખવવાનું હોય જ નહિ, એમ પણ મનાતું. અરે, રસોઈનું પણ શાસ્ત્ર થાય નહિ ! નાનપણમાં એક વાર્તાના મંગલાચરણ તરીકે મેં નીચેનું વચન સાંભળ્યું હતું :

"रागी बागी पागी पारखी और न्याव ।
इन पंचनको गुरु है पर उपजत अंगस्वभाव ॥"

વાર્તાકારનો ભાવ એ હતો કે ગાયન, બાગાયત, ઘોડઉછેર, રત્નની પારખ અને ન્યાય એ પાંચ ધંધામાં ગુરુ પાસેથી કંઈક શીખી તો શકાય છે, પણ આખરે તો માણસની અંદર જ એવું કંઈક હોય છે જે અપાય પણ નહિ અને લેવાય પણ નહિ. બિચારા વાર્તાકારને આમ બોલતી વખતે ખ્યાલ સરખો પણ નહિ આવ્યો હોય કે સરસ્વતીનું વરદાન ગણાતા એના વાર્તાકથનના ધંધાનું પણ એક કાઠિયાવાડી અધ્યાપક શાસ્ત્ર બનાવી દેવાના હશે !

શિક્ષકની કળા સાચું જોતાં 'उपजत अंगस्वभाव' છે ખરી, છતાં તેના એક એક અંગનું કરતાં આખી શિક્ષણકળાનું શાસ્ત્ર થઈ ગયું છે. સ્વચ્છંદ-વિહારિણી વાર્તા એક વિચિત્ર મુહૂર્તે કેળવણીની મદદમાં ગઈ એટલે શિક્ષકના હાથમાં સપડાઈ, અને તેનું પણ શાસ્ત્ર બની ગયું.

આ 'વાર્તાનું શાસ્ત્ર' એકલા શિક્ષકોને જ ઉપયોગી નથી. ગ્રંથકારો, સાહિત્યાચાર્યો, ભાટચારણો, હરિદાસપુરાણીઓ અને નાટકકારો સૌને હવે પછી આ 'વાર્તાનું શાસ્ત્ર' વાંચ્યા વગર છૂટકો નથી. વાર્તાકથનપટુ માણભટો અને બારોટો, શિક્ષકો અને ઉપદેશકો, મુસાફરો અને બાવાઓ બધા જ એમાં પોતાની ખૂબીઓ સ્પષ્ટ શબ્દોમાં, સૌ સમજી શકે એવા રૂપમાં વર્ણવેલી જોઈ રહસ્યસ્ફોટ (Trade-secret) ઉઘાડું પાડ્યા માટે શાસ્ત્રકાર પર ચિડાશે. પણ સાથે સાથે નવી નવી કીમતી સૂચનાઓ આપવા માટે મનમાં તેમનો પાડ પણ માનશે.

વાર્તાના શાસ્ત્ર ઉપર અંગ્રેજીમાં કેટલીક સારી ચોપડીઓ છે. ગિજુભાઈ જો તેનો ખાલી તરજૂમો કરત તો મને નથી લાગતું કે ગુજરાતી ભાષા અથવા તેમના પ્રિય શાસ્ત્રની કાંઈ પણ સેવા થાત. 'ઉપજત અંગસ્વભાવ'ને ઓપ ચઢાવી તેઓ પોતે વાર્તાપ્રવીણ થયા; અનેક સાહિત્યોનું અવગાહન કરી પોતે વાર્તાવારિધિ બન્યા, અને પછી જ તેઓ આ 'વાર્તાનું શાસ્ત્ર' લખવા બેઠા છે. આ સ્વતંત્ર પ્રયત્ન હોઈ સ્વતંત્રતાનાં સર્વ લક્ષણો એમાં દેખા દે છે. શરૂઆતનાં પ્રકરણોમાં શાસ્ત્રીય પદ્ધતિની કંઈક જડતા જડી આવે છે. પણ વિવરણ જેમ આગળ જાય છે તેમ તેમ પ્રપાતની પેઠે તેનો વેગ વધતો જાય છે. વાર્તાશાસ્ત્રનાં બધાં અંગઉપાંગોનાં પ્રદેશોમાંથી પસાર થતાં લેખકની ભાષાશૈલી એવી તો ખીલે છે કે આપણે ખરેખાત વ્યાખ્યાન જ સાંભળતા હોઈએ એવું લાગે છે.

આ ગ્રંથની મુખ્ય ખૂબી તો તેના ઉત્સાહમાં છે. ગુજરાતી સાહિત્યના સુંદર નમૂના તરીકે શોભે એવી

કેટલીયે કંડિકાઓ (પૅરેગ્રાફ) આમાં જડે છે. તે બધાનો અહીં ઉલ્લેખ કરવા જતાં દ્વિરુક્તિ થાય એ બીકથી જ તેમ કરતાં અટકવું પડે છે. વાર્તાનું શાસ્ત્ર શીખવાની ઇચ્છા ન હોય એવા સામાન્ય વાચકને પણ આ ગ્રંથ વાંચતાં ખૂબ રસ પડે એમ છે. શાસ્ત્ર શબ્દથી જ ભડકી ઊઠીને, આમાં તો નીરસ ડાચાકૂટ હશે એમ જો કોઈ ધારે તો તેનું દુર્દૈવ જ ગણાવું જોઈએ.

ગિજુભાઈની લગભગ દરેક કૃતિની મેં પ્રસ્તાવના લખી છે. તે ઉપરથી ગિજુભાઈ પ્રત્યેનો મારો પક્ષપાત તો સિદ્ધ છે જ. પક્ષપાતના ટકા બાદ કર્યા પછી પણ હું નિઃશંકપણે કહી શકું કે 'વાર્તાનું શાસ્ત્ર' રચવામાં ગિજુભાઈ સફળ નીવડ્યા છે અને શિક્ષણશાસ્ત્રના સાહિત્યમાં તેમણે કીમતી ઉમેરો કર્યો છે. માણસ શિક્ષક થયો એટલે કેટલી દૃષ્ટિએ તેણે વિચાર કરવો જોઈએ એનો પણ સરસ ખ્યાલ આ ચોપડીમાંથી અધ્યાપકોને મળશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

"પળે પળે નાનાં બાળકોમાં વસતા મોટા આત્માનું હું દર્શન કરું છું. એ દર્શન મારામાં એ પ્રેરણા ઉપજાવી રહ્યું છે કે બાળકોના અધિકારોની સ્થાપના કરવાને જ હું જીવતો રહું અને એ કામ કરતાં જ હું મરી ખૂટું."

– ગિજુભાઈ

# ગિજુભાઈનું અમૂલ્ય બાળસાહિત્ય

| | |
|---|---|
| મોન્ટીસોરી પદ્ધતિ | ગિજુભાઈ |
| કિશોરકથાઓ - ૧ | ગિજુભાઈ |
| કિશોરકથાઓ - ૨ | ગિજુભાઈ |
| કિશોરકથાઓ - ૩ | ગિજુભાઈ |
| કિશોરકથાઓ - ૪ | ગિજુભાઈ |
| મા-બાપ થવું આકરું છે | ગિજુભાઈ |
| આ તે શી માથાફોડ ! | ગિજુભાઈ |
| દિવાસ્વપ્ન | ગિજુભાઈ |
| રખડુ ટોળી | એ. એસ. નીલ,<br>અનુ. ગિજુભાઈ |
| બાળવાર્તાઓ ૧થી ૫ | સંપા. ગિજુભાઈ |
| પ્રાસંગિક મનન | ગિજુભાઈ |
| શાંત પળોમાં | ગિજુભાઈ |
| વાર્તાનું શાસ્ત્ર | ગિજુભાઈ |
| મા-બાપોને | ગિજુભાઈ |
| બાળશિક્ષણ મને સમજાયું તેમ | ગિજુભાઈ |

# બે બોલ

લગભગ એક મહિને આજે હું આ પુસ્તક પૂરેપૂરું લખી રહ્યો.

આ પુસ્તકમાં મેં મારો વાર્તાકથનનો છેલ્લાં દસ વર્ષનો અનુભવ અને વાર્તાશાસ્ત્ર ઉપર મારા વાંચવામાં જે આવ્યું છે તેનો સાર યથાશક્તિ યથામતિ આપવા પ્રયત્ન કરેલ છે.

એક ગ્રંથકાર લખે છે કે, "હર કોઈ પુસ્તક બહાર પાડ્યા પછી પાંચ જ મિનિટે જૂનું થઈ જાય છે." અત્યારે આ પુસ્તક સંપૂર્ણ છે એમ લખવાની ધૃષ્ટતા કરું તોપણ આવતી કાલે તેમાં ઉમેરવાનું ઘણું નીકળશે એમ હું માનું છું. પણ એનું જ નામ શાસ્ત્ર અને એથી જ આ પુસ્તક અપૂર્ણ રહ્યું હોય તોપણ મને સંતોષ છે.

પ્રત્યેક શિક્ષક, માબાપ અને વાર્તા કહેનાર આ પુસ્તક એક છેડેથી બીજા છેડા સુધી ધ્યાનપૂર્વક વાંચી જશે તો તેમણે લીધેલો શ્રમ નિષ્ફળ નહિ જાય એવી આશાથી હું વિરમું છું.

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર ગિજુભાઈ
ભાવનગર, ઈ.સ.૨૦-૧૧-૧૯૨૩

# અનુક્રમણિકા

[ખંડ પહેલો]

પ્રકરણ :


૧. વાર્તાકથનનો ઉદ્દેશ .................... ૧
૨. વાર્તાની પસંદગી.................... ૧૬
૩. વાર્તાઓનો ક્રમ.................... ૪૮
૪. વાર્તાને કહેવા યોગ્ય કેમ બનાવવી ?....... ૭૬
૫. વાર્તા કેવી રીતે કહેવી ? .............. ૧૫૩


[ખંડ બીજો]


૬. વાર્તા કહેવાનો સમય................ ૧૬૯
૭. વાર્તાનો વિશિષ્ટ ઉપયોગ .............. ૧૮૪
૮. વાર્તા અને નાટ્યપ્રયોગ ............... ૨૦૦
૯. વાર્તાનું કથન અને નીતિશિક્ષણ.......... ૨૧૪
૧૦. લોકવાર્તાનું કથન અને કલ્પનાશક્તિ ...... ૨૩૩
૧૧. લોકવાર્તાનું સાહિત્ય................. ૨૪૭
૧૨. વાર્તા વિષે થોડુંએક.................. ૨૬૬
૧૩. વાર્તાના ભંડારો .................... ૨૭૮
ભંડારોની યાદી...................... ૨૮૧

# વાર્તાનું શાસ્ત્ર
# [ખંડ પહેલો]

## પ્રકરણ પહેલું
## વાર્તાકથનનો ઉદ્દેશ

વાર્તાકથનના શાસ્ત્રનું પહેલું પ્રકરણ વાર્તાકથનના ઉદ્દેશ સંબંધે હોવું જોઈએ. જ્યાં સુધી વાર્તાકથનનો ઉદ્દેશ વાર્તા કહેનારના મનમાં સ્પષ્ટ ન હોય ત્યાં સુધી વાર્તા કહેનાર વાર્તાની પસંદગીમાં, તેના ક્રમમાં અને તેને કહેવાની રીતિમાં બહુ જ મુશ્કેલી અનુભવે.

આપણે જાણીએ છીએ કે માણસ વાર્તા સાંભળીને આનંદ પામે છે. માણસને નિરાશ કરનારી વાર્તા પોતાનું જીવન લાંબો વખત ભાગ્યે જ ટકાવી શકે. કેટલીએક વાર્તાઓ એવી હોય છે કે જે બીજાઓને નિરાશાજનક લાગે છે, છતાં એમાં રહેલી ઉપરની નિરાશા જ કેટલાં યે દુઃખી જનોના જીવનમાં આશાસંચાર કરે છે, અથવા કેટલાં યે જીવન હારી ગયેલાંઓને ઉત્તેજિત કરે છે, અથવા છેવટે એક સહાનુભૂતિપૂર્ણ મિત્રની ગરજ તો સારે જ છે. સ્વાભાવિક સ્થિતિમાં મનુષ્યનો સ્વભાવ આનંદ મેળવવાનો છે અથવા દર્દને ભૂલી જવાનો છે. આ બન્ને વૃત્તિથી પ્રેરાઈને માણસ વાર્તા સાંભળે છે. વાર્તા આનંદને માટે સ્વાભાવિક ખોરાક છે તેમ જ તે દર્દની દવા પણ છે. નાનાં બાળકો પોતાની કલ્પનાના

તરંગોમાં વધારે ને વધારે ઊંચે ઊડવા માટે, વાસ્તવિકતાની દુનિયાને સમજીને તેમાંથી કલ્પનાના પ્રદેશો ઉઘાડવા માટે, પોતાના અનુભવોને ફરી ફરી વાર વાર્તા દ્વારા તાજા કરવા માટે, પોતાની અપૂર્ણ ઈચ્છાઓને પૂર્ણ કરવા માટે, પોતાની અક્રિય રહેતી લાગણીઓનાં ઝરણાંઓને પૂર્ણ જોસથી વહેવડાવવા માટે અને છેવટે પોતાની આસપાસની અણગમતી દુનિયાને તેનાં નાનાં નાનાં પોતાની મર્યાદામાં આવેલાં દુઃખોને ઘડીભર વીસરી જવાં માટે વાર્તાઓનું શ્રવણ ચાહે છે. આ ચાહના પાછળ કોઈને કોઈ પ્રકારના આનંદની ઝંખના છે. સમાજઘટના, ગૃહ તથા કુટુંબ-વ્યવસ્થા અને ધર્મની સંયોજના એવી છે કે મનુષ્યને પોતાના અનેક નિર્દોષ આનંદને શોધતાં અને હાથ લાગે તો તેને અનુભવતાં અનેક મુશ્કેલીઓ નડે છે. કૃત્રિમ સમાજમાં જ્યાં જ્યાં સ્વાભાવિક આનંદનો વિરોધ થાય છે ત્યાં ત્યાં માણસને પોતાનો આનંદ કૃત્રિમ સાધનો વડે શોધવો પડે છે. વાર્તા એક આવા પ્રકારનું સાધન છે; નાટક અને સિનેમા પણ આવાં જ સાધનો છે. સાધનની જેટલી શુદ્ધિ તેટલા પ્રમાણમાં સાધનોનો સ્વીકાર વ્યવહાર્ય છે. નાટકો અને સિનેમા વગેરે આનંદ આપનારાં સાધનોનો ઉલ્લેખ આ સ્થાને અપ્રાસંગિક હોઈ તે છોડી દેવો પડે છે. પણ વાર્તા એ આનંદનો વિષય છે એટલું જ અહીં વિચારવાનું છે. સમાજ- જીવન સ્વાભાવિકતાને સંપૂર્ણપણે પામે એ આજે, કાલે કે વર્ષો સુધી સંભવિત નથી. જ્યાં સુધી સમાજજીવન માણસના આનંદોને થોડે યા ઘણે અંશે લઈ લે છે, ત્યાં સુધી વાર્તાના કથનની ઉપયોગિતા ઊભી જ રહેવાની. એક વખત એવો આવી લાગે કે જ્યારે મનુષ્ય વાસ્તવિકતાનું સૌંદર્ય એટલું બધું સમજી જાય, જ્યારે મનુષ્ય વાસ્તવિકતામાં સંપૂર્ણ સુખનો ભોક્તા બને

ત્યારે માણસને વાર્તા, નવલકથા, નાટક સિનેમા, અને છેવટે દારૂની કશી જરૂર નહિ પડે. પણ ત્યાં સુધી વાર્તા હિતાવહ છે અને તેનો પ્રથમ ઉદ્દેશ આનંદ છે. જીવનનું સ્વાભાવિક લક્ષણ આનંદ છે. જીવાત્મા આનંદમય વસ્તુ છે. આનંદની ભૂખ, વાંચ્છા એ જીવન જેટલી જ સ્વાભાવિક છે. આ આનંદ આપણે જેટલાં નિર્દોષ સાધનોથી માણસજાતને આપી શકીએ તેટલો માણસજાત ઉપર ઉપકાર જ છે.

આપણો અનુભવ પણ આવો જ છે. રડતું બાળક વાર્તાશ્રવણમાં પોતાનું રુદન વીસરી જાય છે. દરદી મનુષ્ય વાર્તાશ્રવણ કે વાચનમાં દર્દની પીડા ભૂલી જાય છે. હારેલો મનુષ્ય- નિરાશ મનુષ્ય વાર્તાના વાચન-મનનથી ફરી વાર હોશિયાર બની જાય છે. તંદુરસ્ત કે આશાથી ઊછળતો મનુષ્ય વાર્તા દ્વારા પોતાનું આખું ય જીવન ઘડે છે. યુવાન મનુષ્ય વાર્તામાંથી પોતાની પ્રેમપ્રતિમા અને પ્રેમમીમાંસા નિર્મિત કરે છે. આબાલવૃદ્ધ સૌ વાર્તાને શરણે જઈ કાં તો દુઃખ ભૂલે છે અથવા નવું ચેતન પ્રાપ્ત કરે છે. એવો એક પણ દેશ નહિ હોય કે જ્યાં વાર્તાનું સાહિત્ય નહિ હોય, અને જ્યાં આનંદ લૂંટવા માટે વાર્તાઓ ન કહેવાતી હોય. કે ન વંચાતી હોય દરેક સાંજે વાળુ કર્યા પછી બાળકોનું ટોળું ઘરના વૃદ્ધ જન પાસે વાર્તા સાંભળવા એકઠું થવાની રીત પૃથ્વી ઉપરના સુધરેલા તેમ જ જંગલી કહેવાતા લોકોમાં સરખી જ છે. પરદેશમાં ભટકતો મુસાફર સાંજ પડતાં એકાદ ધર્મશાળામાં રોકાઈ જાય છે ને દેશ દેશનાં અનેક બીજા મુસાફરો સાથે બેસીને નવી નવી વાર્તાઓ ચલાવે છે ને આખા દિવસનો થાક ઉતારે છે. લડાઈના ઘાને બહાદુરીથી સહન કરનાર સિપાઈ દવાની શીશી કરતાં વાર્તા કહેનાર નર્સની કિંમત

વધારે ગણે છે. જેલમાં સડતા કેદીઓને તક મળી જાય છે તો તેઓ વાર્તા કહેવાનો લાગ તો જરૂર શોધે છે. દરિયાની લાંબી મુસાફરીમાં રાત્રે તો વાર્તા એ જ એક વિનોદ છે. રાજા અને રાણી તો હંમેશાં સૂતાં પહેલાં વાર્તા કહેવરાવતાં એવું લોકવાર્તાઓ જ આપણને વારંવાર કહે છે. વાર્તાની મજા જ એવી છે કે એમાં સૌને આનંદ પડે છે. શ્રીયુત કાકાસાહેબ કાલેલકર થોડા જ શબ્દોમાં પણ સુંદર રીતે વાર્તાનો મહિમા વર્ણવે છે :–

''ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધી પૃથ્વીના બધા દેશોમાં, મોટા મોટા ખંડોમાં કે નાના નાના ટાપુઓમાં, સુધરેલા લોકોમાં તેમ જ જંગલી લોકોમાં, ઘરડાંઓમાં તેમ જ બચ્ચાંઓમાં, સંસારીઓમાં કે સંન્યાસીઓમાં જો કોઈ સર્વસામાન્ય વ્યસન હોય તો તે વાર્તાનું છે. સાંજ પડી છે અને છતાં વાર્તા ચાલતી નથી એવું દુનિયામાં એકે ગામડું નહિ હોય.



''જ્યાં જ્યાં જૂનું વેપારનું મથક હતું ત્યાં ત્યાં દૂર દેશાવારના વેપારીઓ સરાઈઓમાં ભેગા થાય અને ચાતુર્યની, ઠગબાજીની, આશકમાશૂકની, કૂતરાબિલાડાની, રાજારાણીઓની, સાધુસંતોની, ઈશ્વરી ક્ષોભની અથવા દૈવી ચમત્કારની, મંત્ર, તંત્ર કે જાદુઈ ટોણાની વાર્તાઓ જરૂર ચાલે જ ચાલે.''

આપણે જોયું કે વાર્તા આનંદદાયક વસ્તુ છે. વાર્તાશ્રવણમાં મનુષ્યને અપૂર્વ આનંદ મળે છે. આ બતાવે છે કે વાર્તા કહેનારની સમક્ષ પ્રથમ ઉદ્દેશ વાર્તા સાંભળનારને શુદ્ધ ને સંપૂર્ણ આનંદ આપવાનો હોવો જોઈએ.

પણ હજી આપણે બીજી દૃષ્ટિથી વિચારીએ. વાર્તાકથનનો પ્રથમ ઉદ્દેશ આનંદ આપવાનો હોઈ શકે કારણકે એનો આદિ

સ્વભાવ આનંદ છે. વાર્તા સ્વતઃ એક કલાકૃતિ છે. હરેક કલાકૃતિનો મુખ્ય ઉદ્દેશ એના પરિચયમાં આવનારને આનંદ આપવાનો છે જ. પ્રત્યેક કલાનો વિશિષ્ટ આત્મા હોય છે. પ્રત્યેક કલાને લોકોને કંઈ કંઈ સંદેશ આપવાનો હોય છે. પથ્થરમાં મૂર્તિમંત થતી કલા એક સંદેશ આપે છે, તો કેનવાસ ઉપર દેખાતી કલાને કોઈ બીજો સંદેશ આપવાનો છે. આ સંદેશ તે મનુષ્યના આત્માની કલાનો છે. મનુષ્યનો આત્મા અનેક રીતે વ્યક્ત થાય છે. સાહિત્ય, સંગીત, કલા, વગેરેમાં આત્માનાં પ્રતિબિંબો છે. વાર્તા એ લોકજીવનનું - લોકાત્માનું એક પ્રતિબિંબ છે. વાર્તાનો ઉદ્દેશ મનુષ્યના આત્માની જે સાહિત્ય-વિષયક કલા છે, તે વ્યક્ત કરવાનો છે. સંગીત ધ્વનિપ્રધાન કલા છે; ચિત્ર રૂપપ્રધાન કલા છે; સાહિત્ય કાવ્યપ્રધાન કલા છે; વાર્તાઓ અનેક રસોનો ભંડાર છે. વિવિધ રસના ભોક્તા આ રસોનું પાન કરી આનંદતૃપ્તિ પ્રાપ્ત કરી શકે છે. સાહિત્યનો આ રસવિભાગ વાર્તામાં જેટલો પ્રગટ થાય છે તેટલા પ્રમાણમાં વાર્તા કલાની કૃતિ છે; અને તેટલા પ્રમાણમાં વાર્તાકથનનો ઉદ્દેશ આનંદ આપવાનો છે જ.

નાટ્યકલાનો પ્રાથમિક ઉદ્દેશ નાટક જોનારને આનંદ આપવાનો છે. નાટકમાં ગમે તેટલો બોધ ભરેલો હોય કે સામાજિક, આર્થિક કે રાજનીતિ-વિષયક બાબતોથી ભલે એ ભરપૂર હોય પણ જો એ આનંદ આપી શકતું ન હોય તો નિષ્ફળ જાય છે. એના અવાન્તર લાભો ઘણા હોઈ શકે. એમાં ઘણી ઉપયોગી બાબતોની ગૂંથણી પણ થઈ શકે. પણ નાટકની સફળતા તો એનામાં જે આનંદ આપવાની શક્તિ રહેલી છે તેમાં છે. અનેકરંગી, નીરોગી અને ઉપયોગી ઘટનાનો જો એવો સુસંયોગ ન થાય કે તેનાથી આનંદ ન પ્રગટે, તો નાટક નિષ્ફળ

જાય. આવું જ વાર્તાઓનું પણ છે. એના અનેક લાભો છે. એ લાભો આપણે હાંસલ પણ કરી શકીએ. પણ એ લાભો આપનારી હકીકતો વાર્તાનો અંતરાત્મા નથી; એ તો વાર્તાનું શરીર છે. એમાંથી ઉત્પન્ન થતી કલા એ જ એનો ખરો પ્રાણ છે, અને એનાથી જ માણસ વાર્તા તરફ આકર્ષાય છે.

જ્યાં જ્યાં શિક્ષણની ક્રિયા આનંદરહિત રહી છે ત્યાં ત્યાં આજે નહિ તો કાલે, વર્ષે નહિ તો બે વર્ષે, આ જમાનામાં નહિ તો બીજા જમાનામાં, શિક્ષણનું કાર્ય નિષ્ફળ ગયેલું છે. આજે તો શિક્ષણશાસ્ત્રમાં અગ્રગણ્ય વિચારકો કહી રહ્યા છે ને સિદ્ધ કરવા લાગ્યા છે કે શિક્ષણ અને આનંદ એ એક વસ્તુ છે; અશિક્ષણ અને આનંદનો અભાવ એ એક વસ્તુ છે. આજે 'રમત કરો ત્યારે રમત કરો, ને કામ કરો ત્યારે કામ કરો.' એ મુદ્રાલેખ બદલાઈને 'રમત કરો ત્યારે કામ કરો, ને કામ કરો ત્યારે રમત કરો' એ મુદ્રાલેખ થોડીએક શાળાને બારણે લાગવા માંડયો છે. અને એથી યે થોડી શાળાઓને બારણે તો 'બધી રમત કામ છે, બધું કામ રમત છે.' એમ મોટા અક્ષરે લખાવા માંડયું છે. જો વાર્તા આનંદ આપનારી વસ્તુ સ્વયંસિદ્ધ છે તો વાર્તાને આજે શાળાના શિક્ષણમાં કેટલું બધું સ્થાન મળી જાય એ સ્વાભાવિક છે. આથી જ આજે કેટલાએક દેશમાં વાર્તા દ્વારા ઘણ ઘણા વિષયો શીખવવાનું ચાલે છે. પ્રથમ ઉદ્દેશમાંથી ફલિત થતો આ બીજો ઉદ્દેશ છે. પ્રત્યેક વિષયશિક્ષણની શરૂઆત વાર્તાના કથનથી થઈ શકે. વાર્તા દ્વારા શિક્ષણ આપવાની રીતિ પુરાણી છે. એક અવતરણથી આ વિચાર સ્પષ્ટ રીતે મૂકી શકાશે. ''હિંદુસ્તાનમાં પણ યાત્રા માટે નીકળેલા ઋષિમુનિઓ ક્યાંઈ સત્ર ચાલતું હોય ત્યાં થોડા દહાડા વિશ્રાંતિ કરતા અને અત્યંત ઉત્સાહથી ધાર્મિક વાર્તાઓનો વિનિમય કરતા. બુદ્ધ

ભગવાન પણ દરરોજ સાંજે શ્રમણ ભિક્ષુકોને ભેગા કરીને વાર્તા કહેતા. ઈશુ ખ્રિસ્ત ધર્મોપદેશ કરતા ત્યારે વાર્તા મારફતે જ ઉપદેશ ઠસાવતા.'' આપણે ત્યાં પણ રાજપુત્રોને ધાર્મિક વાર્તાઓ દ્વારા બધું જ્ઞાન અપાતું. પંચતંત્રની પ્રતિજ્ઞાની વાર્તા પણ એવી જ છે. રાજાના ઠોઠ છોકરાઓ કેમે કર્યા ભણતા ન હતા તેમને આર્ય વિષ્ણુશર્માએ વાર્તા દ્વારા છ મહિનાની અંદર ભણાવી-ગણાવીને ડાહ્યા બનાવી દીધા. ઉપનિષદોમાં પણ મોટા મોટા ઋષિઓ વિશ્વનાં રહસ્યો ઉકેલનાર સિદ્ધાંતો વાર્તા દ્વારા પોતાના શિષ્યોના મન પર ઠસાવતા. આપણો મધ્ય કાલીન અને અત્યારે પણ જીવંત માણભટ્ટ રામાયણ અને મહાભારત જેવા વિષયો કથાવાર્તાથી જ શીખવે છે. આ પુસ્તકમાં જ 'વાર્તાનો વિશિષ્ટ ઉપયોગ' એ નામનું પ્રકરણ આ વિચાર સમજાવવા માટે ઉમેરેલું છે, એટલે અહીં તો આટલા પ્રસ્તાવથી બસ થશે.

વાર્તાકથનનો ત્રીજો ઉદ્દેશ સાંભળનારની કલ્પનાશક્તિ ખીલવવાનો છે. કલ્પના અને ભ્રમણા એ બેમાં તફાવત છે. એ સમજાવવાનો અહીં પ્રયત્ન નથી કર્યો પણ એ તફાવત સ્વીકારીને જ ચાલવાનું છે. કલ્પના વાસ્તવિકતાની બીજી બાજુ છે અથવા કલ્પના વાસ્તવિકતાનો વિસ્તાર છે. પ્રત્યેક કલ્પના વાસ્તવિકતાના મૂળમાં છે; પણ વાસ્તવિકતામાંથી અમુક વસ્તુ કલ્પનાને પામે છે, અને એમાં જ કલ્પનાશક્તિનું બળ રહેલું છે. આખરે મનુષ્યનું માનસ મર્યાદિત છે અને તેથી કલ્પનાનો પ્રદેશ મર્યાદિત છે. કલ્પનાનો પ્રદેશ વાસ્તવિકતાના કારણે જ મર્યાદિત છે તે વિચાર કરવાથી સમજી શકાય તેમ છે. વાર્તાથી કલ્પનાશક્તિ ખીલે છે. એક, બે, ત્રણ, ચાર એમ સંખ્યા શીખવીએ છતાં એવી અનંત સંખ્યા હોઈ શકે એવી સમજણ બાળકમાં ન આવે ત્યાં સુધી

તેનામાં ગણિતવિષયક કલ્પના નથી આવતી. એક માણસ મરે છે, બીજો માણસ મરે છે, ત્રીજો માણસ મરે છે, એમ છે માટે બધા માણસ મૃત્યુને આધીન છે એમ સમજી લેવું એ કલ્પનાનો પ્રદેશ છે. વિશિષ્ટ ઉપરથી સામાન્ય પર જવાની શક્તિનું બંધારણ કલ્પનાશક્તિના પ્રાબલ્ય ઉપર છે. આ એક વાત છે. બીજી વાત એ છે કે વાસ્તવિકતાનાં જુદી જુદી જાતનાં મિશ્રણ કરીને તેને એક નવીન મિશ્રણ તરીકે રજૂ કરવી એ પણ કલ્પનાનો પ્રદેશ છે. અનેક જુદી જુદી જાતનાં વૃક્ષોનાં ફૂલોની પાંખડીઓના અભ્યાસમાંથી ચિત્રકલામાં નવા ફૂલની યોજના એ કલ્પનાનું કારણ છે. આ સંસારમાં બનતી અનેક જીવનઘટનાના વાસ્તવિકપણાને નવી રચનાથી ગોઠવી દઈ તેને એક વિશિષ્ટ ઘટના બનાવી લેવી એમાં જે રહ્યું છે તે વાર્તાની કલ્પના છે. વાર્તા પોતે જ કલ્પનાનું ફળ છે. એ વાસ્તવિકતાથી ભરેલી છે, છતાં એનો પ્રબંધ કલ્પનાને આભારી છે. આથી વાર્તા દ્વારા કલ્પનાશક્તિ વિકસાવવાનો ઉદ્દેશ માન્ય રાખી શકાય તેમ છે. પણ આ ઉદ્દેશ ગૌણ છે એ ભૂલી જવાનું નથી. આ બાબતમાં પણ આ પુસ્તકમાં એક પ્રકરણ લખવામાં આવ્યું છે.

શિક્ષણની દષ્ટિએ વાર્તાના કથનનો આ સિવાય પણ એક બીજો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ વિદ્યાર્થીની ભાષાશુદ્ધિ સાધવાનો છે. શુદ્ધ ભાષાજ્ઞાન માટે શુદ્ધ ભાષાનો પરિચય એ રાજમાર્ગ છે. વાર્તા દ્વારા તેને સાંભળનાર વાર્તાની ભાષાના પરિચયમાં આવે છે. એટલું જ નહિ પણ જે શબ્દસમૂહોથી, વાક્યોના સમૂહોથી અને જોડકણાંથી ભાષા સ્પષ્ટ, જોરદાર અને અસલ બને છે, તે વાર્તાના શ્રવણથી આપોઆપ સાંભળનારનાં બની જાય છે, અને સાંભળનારનો ભાષા ઉપર ભારે નિર્મલ કાબૂ જામી જાય છે.

વાર્તાનું કથન એક બીજી રીતે પણ ભાષાજ્ઞાનના વિકાસમાં અજબ એવી રીતે મદદગાર બને છે. પ્રત્યેક મનુષ્યના જીવનમાં વારંવાર એવા પ્રસંગો ઊભા થાય છે, એવી એવી લાગણીઓના પ્રવાહો વહે છે ને એવા એવા અવનવા અનુભવો થાય છે કે જે વ્યક્ત કરવા માટે તે ભાષાનું પણ શરણ લેવા દોડે છે. બરાબર આવે વખતે જોઈતી ભાષા તેને મળી જાય તો ભાષાનું જ્ઞાન તેને વિના આયાસે સિદ્ધ થાય છે. આપણો એવો અનુભવ છે કે જ્યારે આપણે કોઈની સાથે વાતચીત કરતા હોઈએ ને વિચાર કે લાગણી પ્રગટ કરવા માગતા હોઈએ, ત્યારે ઘણી વાર આપણે યોગ્ય શબ્દો શોધવા મથીએ છીએ. આવે વખતે જો આપણો સાથી આપણો ભાવ જાણી જઈ આપણને યોગ્ય શબદો આપી દે છે તો આપણે બોલી ઊઠીએ છીએ કે "હા, એમ જ; બરાબર, એમ જ હું કહેવા માગું છું. એ જ મારો આશય છે." વગેરે. વળી આપણે જોયું છે કે ઘણી વાર નાનું બાળક પોતાને જે કહેવું હોય છે તે શબ્દથી કહી શકતું નથી ત્યારે તે આમતેમ બોલી પોતાનો આશય જણાવવા પ્રયત્ન કરે છે. પણ આપણે તેનો મર્મ સમજી શકતાં નથી હોતાં અને તેથી તેની ઈચ્છાને તૃપ્ત કરવામાં મુશ્કેલી અનુભવીએ છીએ. બાળક કજિયો કરવા લાગે છે; આપણે મૂઢ થઈને તેની સામે જોયા કરીએ છીએ. એટલામાં કોઈ ચતુર વ્યક્તિને સૂઝી જાય છે તો તે કહે છે કે "તને આ જોઈએ છે ને?" બાળક તરત જ નવો શબ્દ પકડી લે છે અને પોતાના નાના કોષમાં તેને સંગ્રહે છે. તેનો કજિયો ઓલાઈ જાય છે અને ઈચ્છાની તૃપ્તિ સાથે બાળક ભાષામાં એક ડગલું આગળ વધે છે. માનસશાસ્ત્રની દષ્ટિએ વિલોકન કરનારાઓનો અનુભવ આ બાબતમાં વિશાળ હોઈ શકે. જેમને બાળકોને જોઈતી ભાષા

વખતસર આપવાની કળા પ્રાપ્ત થયેલી છે તેઓ તો સમજી શકે છે કે જીવનમાં ભાષાજ્ઞાનની પણ એક ઋતુ આવે છે, ને એ જ ઋતુમાં જો કોઈ કુશળ મનુષ્ય ભાષાના ખાતરને સમયાનુસાર અને આવશ્યકતા પ્રમાણે આપ્યે જાય તો નિઃસંદેહ ભાષાવૃક્ષ ઘણું જ ફાલેફૂલે. સામાન્ય રીતે બધા માણસો બાળકોના ભાષાવિકાસના ક્રમને અનુસરી શકે નહિ; એટલી ફુરસદ, એટલો આગ્રહ, અને એટલી આવડત બધા શિક્ષકોમાં હોય પણ નહિ. વળી કયે વખતે કઈ ભાષા આપવી તેનો વિવેક કરવો એ તો અતિ કઠિન વસ્તુ છે. આવી સ્થિતિમાં વાર્તાકથન ભારે સુંદર કામ કરે છે. જુદી જુદી કક્ષાએ ઊભેલાં જુદી જુદી જાતનાં બાળકોને જુદી જુદી જાતની ભાષાની એટલે નવા નવા ભાષાપ્રયોગો અને શબ્દસામર્થ્યના પરિચયની જરૂર પડે છે. જો વાર્તા યોગ્ય ભાષામાં કહેવામાં આવે તો સાંભળનારાંઓ એમને પોતાને જોઈતી ભાષા તુરત જ પકડી લે. કયું બાળક કયો ભાષાપ્રયોગ પકડે છે એ જ્યાં વાર્તા સમૂહગત થતી હોય ત્યાં જાણી ન શકીએ; પણ જ્યાં વાર્તા વ્યક્તિગત અથવા થોડી વ્યક્તિઓને કહેવાતી હોય ત્યાં તો કહેનારનો અનુભવ ચોખ્ખેચોખ્ખો છે કે વાર્તાની ભાષા બાળકની ભાષા ઘડવામાં મદદગાર થાય છે ને ભાષાની જરૂરતની પુરવણી કરે છે. આ રીતે ભાષાશિક્ષણની દષ્ટિએ વાર્તાનું કથન ઉપયોગી છે.

વાર્તાકથનનો એક બીજો ઉદ્દેશ પણ જોઈએ.

વાર્તાઓ લોકસાહિત્યનું અંગ છે. લોહસાહિત્યમાં હંમેશાં પ્રજાની સંસ્કૃતિ વહે છે. એ પ્રજાની સંસ્કૃતિનો સુપરિચય આપણે ભાવિ પ્રજાને કરાવવો હોય તો વાર્તાકથન-શ્રવણને આપણે ટકાવી રાખવું જોઈએ, ને એનો મહિમા આપણે સમજવો જોઈએ.

વાર્તાકથનથી સીધેસીધી રીતે એક મોંએથી બીજે મોંએ, એક વ્યક્તિથી બીજી વ્યક્તિએ, એક સમાજેથી બીજા સમાજે અને એક જમાનેથી બીજે જમાને પ્રજાની સંસ્કૃતિનો સંદેશ જીવંત રહેતો આવ્યો છે. વાર્તાઓમાં મનુષ્યજીવનનું પરિપૂર્ણ ચિત્ર પડે છે. એ પરિપૂર્ણ ચિત્રનો વારંવાર પરિચય કરવામાં આનંદ હોવાથી માણસને વાર્તા સાંભળવી ગમે છે. એ પરિપૂર્ણ ચિત્રના પરિચયમાં સંસ્કૃતિના આત્માનો પરિચય થાય છે. આપણાં જૂનાં ધર્મપુસ્તકો, આપણી એક કાળની સંસ્કૃતિ દાખવે છે; આપણા ઐતિહાસિક ગ્રંથો ભૂતકાળની સંસ્કૃતિનું પ્રતિબિંબ આપણી આંખ આગળ ધરે છે; પણ લોકવાર્તાઓ જીવંત સમાજનો પ્રાણ ક્યાં છે ને કેવો છે તે આપણને બતાવી આપે છે. આપણું લોકસાહિત્ય આજે જે સ્થિતિમાં છે તેથી વધારે ઉત્તમ સ્થિતિમાં આપણી સમાજભાવના, શિષ્ટતા અને ઉચ્ચતા નથી એમ જરાક તપાસીને જોતાં આપણને ખુલ્લેખુલ્લું જણાઈ આવશે. જનતાને આ સંસ્કૃતિનો પરિચય વાર્તાનાકથનથી આપી શકાય છે.

ગમે તેમ હોય પણ વાર્તા એક જાદુઈ વસ્તુ છે. જે જે માણસોને ચમત્કાર, નવીનતા, અદ્‌ભુતતા વશ કરી શકે છે, રમાડી શકે છે, તેને વાર્તાના જાદુની અસર થઈ શકે છે. બાળકો ઉપર તો એની સજ્જડ ચોટ લાગે છે. જેમ કોઈ માંત્રિક કે તાંત્રિકના હાથમાં ભૂતની શિખા મંત્રબળ વડે આવી જાય છે, તેમ જ વાર્તાના મંત્રથી મુગ્ધ બની બાળક વાર્તા કહેનારને અધીન વર્તે છે. આ અધીનતા દીનતાની નથી પણ સમભાવની છે, પ્રેમભાવની છે. વાર્તા કહેનાર પોતાનું દષ્ટિબિંદુ સમજે છે અને તેને રજૂ કરે છે એ કલ્પનાથી, સાંભળનાર કહેનારને ભૂલી જઈ, પોતાના જેવો જ એને કલ્પી લઈ, તેની સાથે એકભાવ અનુભવે છે. આ

એકભાવમાં માબાપો અને બાળકો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ એકબીજાના ગાઢ પરિચયમાં આવે છે, એમની વચ્ચેનું ઉમરનું અને જ્ઞાનનું મહદ્ અંતર તૂટી જાય છે અને તેઓ એકબીજાનાં બની જતાં વિશ્વાસ, પ્રેમ અને સહાનુભૂતિ એમનામાં આપોઆપ પ્રગટ થાય છે. આ મીઠા સંબંધમાંથી ઘરની કે શાળાની કે સમાજની વ્યવસ્થાના પ્રશ્નો સરળ થઈ જાય છે. સર્વ વાર્તા કહેનાર માબાપો અને શિક્ષકોનો અનુભવ એવો છે કે વાર્તાના કથનમાં રસિયાં બાળકો વ્યવસ્થાના નિયમોને ખૂબ માન આપે છે. વાર્તાનું કથન પોતે જ એમનામાં એક પ્રકારની વ્યવસ્થા ઉત્પન્ન કરે છે. એ વ્યવસ્થાની અસર બીજા બધા યે પ્રસંગે ચાલુ રહેવાનો અનુભવ ઘણાંને છે. શાળાનો ઘોંઘાટ વાર્તાના જાદુની એક લાકડી ઊંચી થતાં જ શાંત પડે છે; તોફાન કરતું કે કજિયા કરતું બાળક વાર્તાની વાત નીકળતાં જ આનંદમગ્ન ચહેરે ટાઢુંટમ જેવું થઈ જાય છે. વાર્તા કહેનાર પોતાના હાથમાં હંમેશાં એક જાતની એવી રામબાણ ઔષધિ લઈને ફરે છે કે જેના વડે બેચેન, બસૂરાં, અવ્યવસ્થિત, ઘોંઘાટિયાં, ચીડિયાં અને રિસાયેલાં બાળકો કે મનુષ્યોને તે તરત જ સુવ્યવસ્થિત કરી શકે છે. વાર્તા કહેનારને આવા અનુભવો અત્યંત સ્વાભાવિક છે, એટલે હું વધુ દૃષ્ટાંત નહિ આપું. માથું ઓળાવવાની આનાકાની કરતું બાળક માનું વાર્તાકથન શરૂ થયું કે માના ખોળામાં નિરાંતે બેસી રહે છે. ન સદે તેવી ચીજને માટે કજિયો કરતું બાળક વાર્તાનો પહેલો શબ્દ કાને પડતાં જ વાર્તારૂપી મીઠાઈને ખાવા દોડે છે. ઉંઘાડવાને માટે હાલરડાં કે વાર્તાકથન ઉત્તમ પ્રયોગ છે. આ બધા વાર્તાના ફાયદાઓ છે. વાર્તા કહેવાના આ ઉદ્દેશો ગૌણ ભાવે હરહંમેશ પ્રવર્તે છે.

એકબે બીજી દષ્ટિએ પણ વાર્તાનું કથન આવકારદાયક છે. જેમ બાળકની કલ્પનાશક્તિ વાર્તાથી ખીલે છે તેમ બાળકની સ્મરણ- શક્તિ પણ વાર્તાથી ખીલે છે. સ્મરણશક્તિનો મૂળ પ્રાણ વિચાર- સંકલનના છે. એક વસ્તુને જોડાયેલી બીજી વસ્તુ સાંભરે, એક અનુભવ સંભારતાં બીજો યાદ આવે, એક પ્રસંગ તાજો કરતાં બીજો પ્રસંગ ડોકિયું કરે, એ સ્મરણશક્તિના વિચારસંકલનાના તત્ત્વને કારણે છે. આપણામાં જેટલા પ્રમાણમાં વિચારસંકલનશક્તિ વધારે તેટલા પ્રમાણમાં આપણી સ્મરણશક્તિ વધારે પ્રબળ. વાર્તાની ગૂંથણી એવા પ્રકારની છે કે એમાં વિચારસંકલના સરળ અને સહજ છે. આ સરળતા અને સાહજિકપણાને લીધે વાર્તાનો તંતુ સળંગ ચાલ્યો આવે છે અને સ્મરણશક્તિને પોષક અને સહાયક બને છે. સ્મરણશક્તિ જેવી કોઈ ખાસ માનસિક શક્તિ છે કે કેમ એ પ્રશ્ન અહીં ઊભો નહિ કરીએ; પણ વાર્તાકથનના પરિણામની દષ્ટિથી વિચારતાં એમ કહેવું પડે કે વાર્તાકથનથી સ્મરણશક્તિ ખીલે છે. એમ બોલીએ તોપણ ચાલે કે વાર્તા એક એવું સાધન છે જેના વપરાશથી સ્મરણશક્તિને જોઈતી અને નીરોગી કસરત મળે છે. અસંબદ્ધ વાતોને સંગ્રહવાથી સ્મરણશક્તિ કમી થાય છે. પણ સંબદ્ધ અને યથાર્થ વાતોના શ્રવણથી સ્મરણશકિતને હિતાવહ કસરત મળે છે. વાર્તામાં સંબદ્ધતા અને યથાર્થતાના ગુણો મોટે ભાગે હોય છે.

વાર્તાકથનથી બાળકમાં રહેલી નટવૃત્તિને માર્ગ મળે છે એ એક વાર્તાકથનનો બીજો ઉદ્દેશ પણ છે. આ સંબંધે 'વાર્તા અને નાટ્યપ્રયોગો' નામના પ્રકરણમાં વિસ્તારથી લખ્યું છે. અહીં આ વિચારને માત્ર સ્પર્શીને જ આગળ ચાલું છું.

વાર્તાકથનના એકબે વિશેષ લાભો નોંધીને આ પ્રકરણ પૂરું કરીશ.

વાર્તાકથન એ મારી માન્યતા પ્રમાણે નિબંધલેખનનું પ્રથમ પગથિયું છે, અને હોવું પણ જોઈએ. જે વસ્તુ સાંભળવા મન ખેંચાય છે તે વસ્તુ સિવાયની બીજી કઈ વસ્તુ મનુષ્યને લેખનના વસ્તુ તરીકે આકર્ષે એ પ્રશ્ન છે. નિબંધલેખનમાં જે સુસંકલના જોઈએ છીએ ને જે ક્રમપુરઃસરપણું અને સમતોલપણું તેમાં આવશ્યક છે, તે વાર્તામાં હોવાથી વાર્તા શરૂઆતના દિવસોમાં નિબંધલેખનના કામમાં અવશ્ય સ્વીકારવા યોગ્ય છે. વળી નિબંધ-લેખનમાં વિચારની ગોઠવણમાં જે મુશ્કેલીઓ વિદ્યાર્થીઓને અનુભવવી પડે છે, તે મુશ્કેલી વાર્તાના નિબંધલેખનમાં અનુભવવી પડતી નથી, કારણકે વાર્તા સ્વયંસુધારક હોવાથી વાર્તાની શૃંખલા તૂટતી નથી, અને તેથી વિચારસંકલના અકબંધ ચાલે છે. વાર્તાઓમાં કહેનારની ભૂલ થાય કે સાંભળીને લખનારની ભૂલ થાય તો તુરત જ તે પકડાઈ જાય છે. સંકલના વિના વાર્તા લખનાર કે કહેનાર આગળ ચાલી જ ન શકે. આ કારણથી વાર્તા સ્વયંશિક્ષણ આપનારી છે, અને એટલા જ માટે વાર્તાકથનથી નિબંધલેખન પર જવું સહેલું છે એ અનુભવને પ્રસિદ્ધ કરવાનું મજબૂત કારણ છે.

માણસને અનેક રીતે ઊંચે ચડાવવાનો ઉદ્દેશ વાર્તાકથનનો છે ખરો. એ ઉદ્દેશ ગૌણ છે છતાં મહત્ત્વનો છે. પણ એ ઉદ્દેશ ત્યારે જ સરે છે કે જ્યારે આનંદની વસ્તુ તરીકે એને આગળ કરી ઉપદેશનો ઉદ્દેશ ઢાંકી મૂકવામાં આવે. ધર્મનાં પુસ્તકો પ્રભુની પેઠે આજ્ઞા કરે છે તેથી તેની અસર આપણને થોડી થાય છે; ઈતિહાસગ્રંથો મિત્રની જેમ આપણા કાન ઉઘાડે છે પણ તેને માનવા, નહિ માનવા માટે આપણે હંમેશાં સ્વતંત્ર રહીએ છીએ; પણ વાર્તાઓ પ્રેમાળ સહધર્મચારિણીની પેઠે મનને વશ કરીને

માનવી સ્વભાવ અને માનવી જીવન વિષે બોધ આપીને આપણને ખબર ન પડે તેમ ઊંચે ચડાવે છે. જે ઉપદેશ ઠસાવવામા નીતિપાઠો નિષ્ફળ નીવડે છે તે વાર્તાઓ સહેલાઈથી ઠસાવી શકે છે. પ્રાણીઓ ઉપર દયા કરો એમ કહેવા કરતાં એના ઉપર પ્રેમ થાય અથવા એની દીન દશા જોઈને દયા ઉત્પન્ન થાય એવી વાર્તાઓ કહીએ તેની અસર વધારે સારી થાય છે. આ સંબંધે જ શ્રીયુત કાકાસાહેબ કાલેલકરના સુંદર શબ્દોનું એક વધારે અવતરણ આપી આ પ્રકરણ હું અહીં જ પૂરું કરીશ.

''બૌદ્ધકાલીન જાતકથાઓ લ્યો, જૈનકાલીન પંચતંત્ર લ્યો, વિષ્ણુશર્માનું હિતોપદેશ વાંચો અથવા મિસર દેશના ઈસાપની નીતિકથાઓ વાંચો તો જણાશે કે માણસ પરિસ્થિતિ સાથે, તિર્યગ્યોનિઓ સાથે, જીવસૃષ્ટિ સાથે એકરૂપ હતો. રામાયણમાં પણ વાલ્મીકિ પશુ, પક્ષી, મત્સ્ય, વાનર વગેરે સર્વ પ્રાણીઓ સાથે એકરૂપ થઈ શકે છે. આ સમભાવને લીધે આપણે સર્વ પ્રાણીઓ ઉપર પ્રેમ કરી શકતા હતા, એમના સ્વભાવ ઉપરથી ઘણું શીખી શકતા હતા. અને સર્વત્ર એક જ આત્મા છે એ સમજવું સહેલું હતું. વાર્તાઓ એ મનુષ્યજાતિનું જૂનામાં જૂનું અને અત્યંત વ્યાપક એવું જીવનરહસ્ય છે.''



## પ્રકરણ બીજું

# વાર્તાની પસંદગી

બાળકોને કેવી વાર્તાઓ કહેવી એ એક અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. જ્યાં સુધી આ પ્રશ્નનો ઉકેલ થાય નહિ ત્યાં સુધી વાર્તાકથનનું શાસ્ત્ર પાંગળું જ રહે. વાર્તાઓ અનેક જાતની છે. જુદા જુદા દેશોની જુદી જુદી વાતો છે. જુદી જુદી આબોહવામાં રહેનારા અને જુદી જુદી રહેણીકરણીને અનુસરનારા લોકોની વાતો જુદી જુદી છે. ધર્મમાન્યતામાં એકબીજાથી નોખા લોકોમાં નોખી નોખી વાર્તાઓ છે. કેટલાએક દેશો પરીઓની વાતો માટે મગરૂબી ધરાવી શકે છે તો કેટલાએક દેશો ભૂતપ્રેતાદિની વાતોમાં પોતાનો અચળ વિશ્વાસ પ્રગટ કરે છે; કેટલાએક દેશો વિજ્ઞાનની વાતોમાં વધારે રસ લે છે તો કેટલાએક દેશો વહેમ ભરેલી વાર્તાઓને સાચી માને છે; કેટલાએક દેશો ભયંકર વાતોના શોખીન હોય છે તો કેટલાએક દેશોની વાતોમાં અહિંસાનું તત્ત્વ અધિક પ્રમાણમાં હોય છે; કેટલાએક દેશોની વાતો પ્રેમ અને લાગણીથી ભરેલી છે તો કેટલાએક દેશોની વાતો ભક્તિરસથી ભરપૂર છે. વળી વાર્તાઓ પોતે પણ ભિન્ન ભિન્ન પ્રકારની છે.

વાર્તાઓનો એક પ્રકાર શૂરાતનની વાતોનો છે તો વાર્તાનો બીજો પ્રકાર બુદ્ધિચાતુર્યની વાતોનો છે; કોઈ વાર્તા કરુણરસપ્રધાન હોય છે તો કોઈ વાર્તા બીભત્સરસપ્રધાન હોય છે; કોઈ વાર્તા માર્મિક હોય છે તો વળી કોઈ વાર્તા તાત્ત્વિક હોય છે; કોઈ વાર્તામાં નિસર્ગનો મહિમા હોય છે તો કોઈ વાર્તા એકલી મનુષ્યકૃતિનો મહિમા ગાનારી હોય છે. જેમ વાર્તાના પ્રકાર છે તેમ લોકરુચિના પણ પ્રકાર છે. એક મનુષ્યને વિનોદની વાતો ગમે છે તો બીજા માણસને ગાંભીર્યપૂર્ણ ઉપદેશમય વાર્તા ગમે છે; એકની મરજી દેવદેવીઓની વાતો સાંભળવાની હોય છે ત્યારે બીજાની મરજી મનુષ્યચરિત્રોની વાર્તાઓ સાંભળવાની હોય છે; એકને કલ્પિત વાતોમાં મજા આવે છે તો વળી બીજાને ઐતિહાસિક વાર્તાઓમાં આનંદ આવે છે.

આવી રીતે જ્યાં વાર્તાઓ અનેકવિધ છે ને તેને સાંભળનારા અનેક રુચિવાળા છે, ત્યાં કેવી વાર્તાઓ કહેવી અને કેવી વાર્તાઓ ન કહેવી એ પ્રશ્નનો ઉકેલ કરવો આવશ્યક તેમ જ મુશ્કેલ છે. એક વાત તો દીવા જેવી ઉઘાડી છે કે બધી વાર્તાઓ કહેવા યોગ્ય નથી હોતી. જો આપણે પૃથ્વીના પડોને ઉખેડીએ ને તેનો અભ્યાસ કરવા બેસીએ તો આપણને માલૂમ પડે કે પૃથ્વીના ગર્ભમાં અનેકવિધ પડો રહેલાં છે. એ પડો એકબીજાથી નિરાળાં હોય છે એટલું જ નહિ પણ એ પડો ભિન્ન ભિન્ન વખતે, ભિન્ન ભિન્ન સંજોગોમાં, ભિન્ન ભિન્ન વાતાવરણ અને પૃથ્વીની ઉપરના ને અંદરના ફેરફારોને લીધે બંધાયેલાં છે. આવાં પડોને ભૂસ્તરશાસ્ત્રીઓ પહેલા યુગનાં પડો, બીજા યુગનાં પડો, ત્રીજા યુગનાં પડો, એમ કહીને ઓળખે છે. આવાં પડોને એ શાસ્ત્રીઓ જુદી જુદી ઉમર પણ આપી શકે છે. અત્યારે પ્રચલિત

વાર્તાઓના સમૂહોનાં કંઈક આવી જાતનાં પણ જુદી રીતનાં પડો છે. કોઈ પડો અતિ પુરાણાં છે તો કોઈ પડો છેક આધુનિક છે; કોઈ પડો પરદેશી છે તો કોઈ પડો સંપૂર્ણ સ્વદેશી છે; કોઈ પડો સ્વાભાવિક છે તો કોઈ પડો કૃત્રિમ છે; કોઈ પડો નીતિ ભરેલાં છે તો કોઈ પડો અનીતિ પ્રેરક છે; કોઈ પડો ઉચ્ચ વિનોદપ્રધાન છે તો કોઈ પડો ઉપર ગ્રામ્યતાનો પાસ છે; કોઈ પડોમાં બુદ્ધિચાતુર્યનો મહિમા છે તો કોઈ પડો વિજ્ઞાનની વાતો કરે છે. વાર્તાકથન માટે કયાં પડો સંગ્રહવાં અને કયાં પડોનો ત્યાગ કરવો એ વિચારવા જેવું છે. જમાને જમાને તે જમાનાનું કામ કરવા વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે, તેમ વાર્તા કે વાર્તાઓના સમૂહો પણ ઉત્પન્ન થાય છે. એક સમાજ બીજા સમાજની વાર્તામાં ભરેલા ડહાપણથી કંટાળે છે અથવા એ ડહાપણથી વધારે ડહાપણનો દાવો કરી શકે છે, ત્યારે એ સમાજની વાર્તાને ધક્કો મારે છે. જેમ જેમ સમાજ નવી રુચિ, નવી કલ્પના, નવા આદર્શો ધારણ કરે છે તેમ તેમ જૂની રુચિ, જૂની કલ્પના ને જૂના આદર્શોને સાપની કાંચળી પેઠે છોડી દે છે. આવી રીતે સમાજે છોડી દીધેલી કાંચળીરૂપી અનેક વાર્તાઓ પણ આપણા વાર્તાના ભંડારમાં પડેલી છે. વળી આપણા વાર્તાના ભંડારમાં એવી વાર્તાઓ પણ છે કે જે સમાજના આદિ કાળથી સમાજે પોતાના અંગ ઉપર જ ધારણ કરીને રાખી હોય, ને હજુ પણ તેને પોતાના અંગ ઉપરથી જરા પણ આઘે ખસેડી ન હોય. એવી પણ વાર્તાઓ છે કે જે સમાજના હૃદયમાં છે પણ સમાજના વેશમાં નથી. એમ જ આ ભંડારમાં એવી પણ વાતો છે કે જે કોઈ વ્યક્તિએ છેક છોડી દીધી છે, કોઈ વ્યક્તિ તેના તરફ આશ્ચર્યથી જોઈ રહેલ છે તો કોઈ વ્યક્તિ હજી તેને જીવની પેઠે સાચવી રહેલ છે. ભિન્ન ભિન્ન

સમાજોની, ભિન્ન ભિન્ન રુચિઓ અને આવશ્યકતાને લીધે વાર્તાઓના સમૂહો પણ ભિન્ન ભિન્ન બની રહ્યા છે, તેમ જ એક સમાજની ભિન્ન ભિન્ન વ્યક્તિઓની ભિન્ન ભિન્ન રુચિઓને લીધે પણ વાર્તાઓના સમૂહો ભિન્ન ભિન્ન બની રહેલ છે. એક જ સમાજમાં અનેકરંગી માણસો હોય છે. એક જ સમાજમાં માણસની પ્રાથમિક દશાની બુદ્ધિ, શક્તિ ને વૃત્તિ ધરાવવાવાળા મનુષ્યથી માંડીને માણસની ઉચ્ચ દશાની બુદ્ધિ, શક્તિ ને વૃત્તિ ધરાવવાવાળા મનુષ્ય સુધીની વ્યક્તિઓ આપણને મળી આવે છે. એક જ સમાજમાં ક્ષુદ્ર વૃત્તિના માણસથી માંડીને ઉચ્ચ વૃત્તિનો માણસ મળી આવે છે. આથી એક જ વાર્તાના પડમાં કે સમૂહમાં વિવિધતા જોવામાં આવે છે. આ વિવિધતા લોકરુચિનું પ્રતિબિંબ છે; આ વિવિધતામાં સમાજ આખાનું જીવન છે.

આ બધી વાર્તાઓમાંથી કઈ વાર્તાઓ લેવી અને કઈ વાર્તાઓ ન લેવી એનો નિર્ણય કરવાનું કામ ઘણી કુશળતાથી કરવાનું છે. અહીં આપણે એક બાબતનો વિચાર કરવાનો છે. આપણે બાળકોને વાર્તાઓ કહેવા માગીએ છીએ પણ તે પ્રથમતઃ શુદ્ધ અને નિર્દોષ આનંદ આપવા માટે જ. બેશક, આપણો ઉદ્દેશ પ્રથમતઃ આટલો જ છે, છતાં વાર્તાઓ બાળકના જીવનને અનેક રીતે ઘડે છે એ વાત આપણા લક્ષ બહાર ન જોઈએ. વાર્તા શુદ્ધ આનંદ આપે છે તેથી જ તેનામાં બાળકના જીવનને ઘડવાની શક્તિ રહેલી છે. જે વસ્તુ સુંદર છે, મધુર છે, પ્રિય છે, તેની અસર આપણા ઉપર સ્વાભાવિક છે. સ્વતઃ સુંદર વાર્તાઓ આ રીતે આપણા ઉપર અનેક જાતની અસર જરૂર કરે છે. આમ છે તેથી જ નિર્દોષ આનંદ આપવાનું-સાધન કોઈ રીતે અનિષ્ટ ન હોય તેનો વિચાર આપણે કરવો જ જોઈએ. વાર્તામાત્રથી આનંદ

આપી શકાય; કારણકે વાર્તાનો આનંદવિભાગ કળાનો વિષય છે, અને જ્યાં વાર્તાનો કલાવિભાગ યર્થાથ હોય ત્યાં બાળકને જરૂર આનંદ મળવાનો જ. પણ બધી કલાપૂર્ણ વાર્તાઓ હિતાવહ નથી હોતી એવો આપણો અનુભવ છે. આથી જ આપણે વાર્તાઓની પસંદગીની ખટપટમાં પડવું પડે છે.

બાળકો માટે વાર્તાઓની પસંદગીના નિયમો બાંધીએ તે પહેલાં આપણે બાળકને, તેની વૃત્તિને તેમ જ તેની દુનિયાને જાણવી જોઈએ. આપણે આપણી દષ્ટિથી બાલજીવનના વ્યવહારનું નિર્માણ કરીએ તો બાળકોનો થોડા જ વખતમાં નાશ થાય. બાળક સંપૂર્ણ મનુષ્ય છે એ વાત ખરી છે, છતાં એ સંપૂર્ણતા બીજરૂપે છે. આથી જ વૃક્ષ માટે જે આબોહવા અને ખાતરની જરૂર છે તે આબોહવા અને ખાતર બીજ માટે હંમેશાં આરોગ્યવાહક નથી. બીજમાંથી સંપૂર્ણ વૃક્ષ સુધીની વિકસનની ક્રિયાનો સમય લાંબો છે અને તેમાં અનેક શ્રેણીઓ છે. પ્રત્યેક શ્રેણીએ વૃક્ષની હાજત ધ્યાનમાં રાખીને તેની માવજત કરવાની છે. વાર્તાની પસંદગીની દષ્ટિએ વિચાર કરીએ તો બાલ્યાવસ્થાની વાર્તાઓ, કુમારાવસ્થાની વાર્તાઓ, યુવાવસ્થાની વાર્તાઓ, પ્રૌઢાવસ્થાની વાર્તાઓ અને વૃદ્ધાવસ્થાની વાર્તાઓ તેમ જ સ્ત્રીઓને ગમતી વાર્તાઓ અને પુરુષોને ગમતી વાર્તાઓમાં આપણે ભેદ પાડવો જોઈએ; અને એ ભેદને ધ્યાનમાં રાખીને આપણે બાળકોને કહેવાની વાર્તાઓની પસંદગી કરવી જોઈએ.

વાર્તાઓની પસંદગી વખતે ત્રીજી દષ્ટિ એ રાખવાની છે કે બાળક સમાજના બાલ્યકાળનો પ્રતિનિધિ છે. પ્રાથમિક મનુષ્યના વિકાસની ક્રિયાની સ્થિતિ સાથે બાળકના વિકાસની ક્રિયા ઘણી મળતી આવે છે. વળી આજના સંસ્કૃત સમાજના એક અંગભૂત

થવાને સમાજ જે પ્રાકૃતિક દશામાંથી નીકળી ચૂકયો છે તે દશામાંથી બાળકે નીકળવાનું છે. બાળક સંપૂર્ણ મનુષ્ય છતાં પ્રાથમિક સ્થિતિનું છે, એ વાત સદૈવ ધ્યાનમાં રાખીને આપણે વાર્તાઓની પસંદગી કરવાની છે. પ્રાથમિક માણસ કેવી કેવી વાર્તાઓ પસંદ કરતો હતો તેની આપણે પૂરેપૂરી કલ્પના કરવાની છે. શરૂઆતમાં આવી થોડીએક બાબતો ધ્યાનમાં રાખી બાળકોને માટે કેવી વાર્તાઓ પસંદ કરવી જોઈએ તેનો આપણે નિર્ણય કરીએ.

વાર્તાઓના ઢગલામાંથી પહેલવહેલાં આપણે અર્થ વિનાની નાની નાની કવિતાઓને પછીથી જોડકણાંથી ભરપૂર વાર્તાઓ લઈએ. અર્થ વિનાનાં જોડકણાં બાલજીવનમાં કેવી અદ્‌ભુત ચમત્કૃતિ ઉત્પન્ન કરે છે તેનો ખ્યાલ તો જેમને બાલજીવન અને બાળવાર્તાના કથનનો સીધો અનુભવ છે તેને જ આવી શકે છે.

"ચાંદા રે ચાંદા, ઘીગોળ માંડા,
દહીં કે દૂધડી, માખણ ફૂદડી,
મારી બેનના મોઢામાં હબૂક પોળી."

"આવ રે વરસાદ, ઘેબરિયો પરસાદ,
ઊની ઊની રોટલી, ને કારેલાંનું શાક;
આવ રે વરસાદ નેવલે પાણી,
નઠારી છોકરીને દેડકે તાણી."

આવાં સાદાં જોડકણાં સાંભળવામાંથી બાળક આસ્તે આસ્તે નાની નાની અર્થ વિનાની અને જોડકણાંથી ભરપૂર વાર્તાઓ સાંભળતું થાય છે. આ ક્રમ સ્વાભાવિક છે. આવી વાર્તાઓ આપણને પુષ્કળ મળે છે.

"ચકી પડી ખીરમાં ને ચકો બેઠો નિમાણો."
"કૂકડી પડી રંગમાં ને કૂકડો શોકઢંગમાં."
"કહાણી કહું કૈયા ને સાંભળ મારા છૈયા."
"એક વાતની વાત ને સવાયાની સાત."

આ વાર્તાઓ આવા પ્રકારની છે. આ વાર્તાઓ બાલ-દુનિયાની છે. બાળક તો પોતાની આસપાસની દુનિયા નવી આંખે નિહાળવા લાગે છે તેથી તેને આવા પ્રકારની વાર્તાઓમાં ભારે રસ આવે છે. આકાશ, પૃથ્વી, પવન, સૂર્ય, ચંદ્ર, પક્ષીઓ, પશુઓ અને ફૂલો બાળકને મન નવી નવાઈની ચીજો છે. આ ચીજોની ગૂંથણી જે વાર્તાઓમાં આવે છે તે વાર્તાઓ સાંભળતાં બાળક તલ્લીન બની જાય છે. બેશક, આ વાર્તાઓ આખેઆખી ને તેના સંપૂર્ણ અર્થમાં બાળક સમજે છે માટે તે સાંભળવા પ્રેરાય છે એવું કંઈ નથી. આપણે સમજી શકતાં નથી તેવી જાતના અનુભવો આ દુનિયાનો નવો મહેમાન ક્ષણે ક્ષણે પ્રત્યેક ઈન્દ્રિયગમ્ય વસ્તુ પરત્વે કરે છે; ને જે જે શબ્દોમાં કે શબ્દસમૂહોમાં એ અનુભવોને ભાષા મળે છે ત્યાં ત્યાં બાળકને ચમત્કૃતિ ભાસે છે. આવે પ્રસંગે બાળક પોતાની ભાષા ઘડવાનો સુંદર લાભ લે છે એ પણ તેના આવી વાર્તાના રસનું કારણ છે. આવી વાર્તાઓને આપણે બાળવાર્તાઓને નામે ઓળખશું. આવી વાર્તાઓમાં ઢંગધડો હોતો નથી, કે તેમાંથી અર્થ થોડો જ નીકળે છે, તેની આપણને ચિંતા કરવાનું કારણ નથી. એ વાર્તાઓમાં બાળકની દુનિયાનું પ્રતિબિંબ છે અને બાળક તેમાં રસ લે છે, એટલું જ અત્યારે તો બસ છે.

ઉક્ત વાર્તાઓ બેશક કલ્પિત છે. પણ આ પછીની શ્રેણીમાં વધારે કલ્પિત વાર્તાઓ, અને વાર્તાઓના નામને શોભાવે તેવી

વાર્તાઓને સ્થાન મળે છે. કલ્પિત વાર્તાઓમાં ઘણી ઘણી જાતની વાર્તાનો સમાવેશ થઈ જાય છે. ઐતિહાસિક વાર્તાઓ અને વિજ્ઞાનની વાર્તાઓ સિવાયની બધી વાર્તાઓ કલ્પિત છે. વળી કલ્પિત વાર્તાઓના બે પ્રકાર છે. જેને આપણે પ્રાણીઓની, કુદરતના બનાવોની, ભૂતપ્રેતાદિની, દેવો અને દેવીઓની, નાગ, યક્ષ, કિન્નરો અને રાક્ષસોની વાર્તાઓ તરીકે ઓળખીએ છીએ તે વાર્તાઓ કલ્પિત વાર્તાઓનો એક પ્રકાર છે; જ્યારે જે વાર્તાઓમાં મનુષ્યો પાત્રો તરીકે હોય છે તે વાર્તાઓ બીજા પ્રકારમાં આવે છે. સાધારણ રીતે ઐતિહાસિક દંતકથાઓ, ભક્તોની વાતો, સતીઓની વાતો, પ્રેમકથાઓ, કૌટુમ્બિક વાતો, કામણ- ટૂમણની વાતો, વારતહેવારની વાતો, શૂરાઓની વાતો, અને ઐતિહાસિક વાતો, આ બીજા પ્રકારની વાર્તાઓ છે. પહેલા વર્ગને અંગ્રેજી શબ્દથી ઓળખાવીએ તો તેને 'Imaginative Fiction'નું નામ મળે અને બીજા વર્ગને 'Realistic Fiction'નું નામ મળે. પહેલા વર્ગની કલ્પિત વાર્તાઓમાં હકીકતનું યથાર્થપણું હોતું જ નથી. આ વર્ગની વાતોમાં હકીકત કલ્પિત એટલે અસ્તિત્વમાં ન હોય એવી, માત્ર કલ્પનામાંથી જ નીકળેલી હોય છે. પહેલા વર્ગની વાર્તાઓ હકીકતમાં ખોટી હોય છે. પરંતુ ખોટી કે કલ્પિત હકીકત દ્વારા તેમાં સાચા વિચારો ને સાચા આદર્શો હોય છે. આ વર્ગની વાર્તાઓમાં આવતી પરીઓ, યક્ષો, કિન્નરો, ભૂતપ્રેત કે નાગો ખોટા હોય છે પણ તેમના દ્વારા વ્યક્ત થયેલ ભાવનાઓ અને આદર્શો યથાર્થ હોય છે. બીજા વર્ગની વાર્તાઓમાં મનુષ્યો પાત્રોરૂપે હોય છે પણ તેમાં ગૂંથેલા બનાવો કલ્પિત હોય છે. જોકે આ બનાવો કલ્પનાથી ઉપજાવી કાઢેલા હોય છે, છતાં આ બનાવો દુનિયામાં બનતા બનાવો માંહેના જ હોય છે, અને આ

બનાવો દ્વારા આવી વાર્તાઓ મનુષ્યના અનુભવોને વ્યક્ત કરે છે- મનુષ્યનાં મંથનો, આદર્શો, આચારો અને ભાવનાઓને પ્રગટ કરે છે. આ બંને પ્રકારની વાર્તાઓ બાળકોને ગમે છે. ઉક્ત બંને પ્રકારની વાર્તાઓ બાળકોને કહેવામાં કશી હરકત નથી. માત્ર એક જ વિચાર ધ્યાનમાં રહેવો જોઈએ કે આ વાર્તાઓ સ્વતઃ સારી છે અને બીજી રીતે વાંધા ભરેલી નથી. વાર્તાઓ છેક કલ્પિત છે છતાં બાળકોના માનસ ઉપર તે ભારે અસર કરી શકે છે. આ વાર્તાઓ ખોટી છે છતાં બાળકના મનને તે એટલી બધી જીવંત ભાસે છે કે બાળક તેનાથી ઘડાય છે. એકાદ સારી કલ્પિત વાર્તા બાળકના વિચારોને, આદર્શોને, દષ્ટિબિંદુઓને, સારાસાર બુદ્ધિને, સદ્અસદ્ વિવેકને જાગૃત કરે છે, ગતિ આપે છે ને નિશ્ચિત કરે છે. આવી વાર્તા બાળકની દષ્ટિમર્યાદા વિશાળ બનાવે છે, કલ્પના સતેજ કરે છે, સૌંદર્ય પારખવાની સાચી શક્તિ આપે છે, લાગણીને સૂક્ષ્મ અને ઊંડી બનાવે છે, વિનોદને સજીવ કરે છે, અને ટૂંકમાં તેના જીવનમાં પ્રાણનું સિંચન કરે છે. આ બધું કેમ બને છે તેનો અનુભવ કોઈ કુશળ વાર્તા કહેનારને તો હંમેશાં થતો જ હશે. આ વાર્તાઓ લોકોના અનેકવિધ જીવનના સારભૂતે લોકહૃદયમાંથી પ્રગટેલી છે. આવી વાર્તાઓ કલ્પિત છે છતાં તેઓને ન્યાય, તેઓની ધર્મબુદ્ધિ, તેઓની પાક દાનત, તેઓની વિવેકબુદ્ધિ એટલાં બધાં નિર્મળ અને સમતોલ છે કે બાળક કલ્પિતપણું ભૂલી જઈ એમાં રહેલ ગુણોની વાસ્તવિકતાને પોતાનામાં સંગ્રહે છે. આપણે ત્યાં પરીઓની વાતો નથી અથવા ભાષાંતરના પ્રયોગોથી હમણાં હમણાં થોડી થોડી વધી છે, પરંતુ પરીઓની વાતોને પણ ટકોર મારે એવી કલ્પિત વાતો આપણે ત્યાં છે. એ વાર્તાઓને આપણે પરીઓની વાતોના જેટલું જ સ્થાન

આપી શકીએ. પરીઓની વાતોની મહત્તા સંબંધે એક અમેરિકન લેખિકા બાઈ મિલરે સુંદર શબ્દોમાં લખ્યું છે.*

આવી જાતની વાર્તાઓનો બાલવિકાસમાં અને તેના ચારિત્રગઠનમાં મોટો ફાળો છે. કોઈ પણ જાતના નૈતિક ઉપદેશ વિના કે વાર્તાના રહસ્ય તરફ લક્ષ અપાવવાના શિક્ષકના લેશ માત્ર પ્રયત્ન વિના બાળક પોતાની જાતે જ વાર્તાઓની હકીકતો-માંથી કયા ગુણો ઉમદા અને ખાનદાની ભરેલા છે, કયી કયી બાબતો દુષ્ટ અને નિંદ્ય છે એ સમજી જાય છે. સ્વાભાવિક રીતે જ એટલે કે વગર શીખવ્યે સત્ય તરફ, શૌર્ય તરફ, પાવિત્ર્ય તરફ, ન્યાય તરફ બાળકનો પક્ષપાત વધે છે ને અસત્ય, બાયલાપણું, અત્યાચાર, અન્યાય વગેરે પ્રત્યે બાળકને તિરસ્કાર આવે છે. વાર્તાઓ સ્વતઃ સુંદર અને મોહક હોય છે તેથી બાળક એનાથી એટલું બધું તરબોળ થાય છે કે વગર પ્રયત્ને બાળકના ઉપર વાર્તાની ઊંડી અસર થાય જ છે. બાળકનું હૃદય હંમેશાં સ્વાભાવિક હોવાથી પોતે વાર્તાની સ્વાભાવિકતા અને અસ્વાભાવિક્તામાં ભેદ જોઈ શકે છે. વાર્તાઓની અસર એવી પ્રબળ છે કે બાળક એકાદ ધર્માચાર્ય વ્યાખ્યાતા પાસેથી તેના મોટા

---

*Fairy Tales, welling up from the simple, natural, untrained hearts of the common people, have been called the wild-garden of literature and they could not be more beautifully described. They are the wild rose in the hedgerose, the lily of the valley, the wind flower, the meadow sweet in contrast to the cultivated rose of gorgeous poppy that grows in the ordered gardens, beside the classic fountains of Literature's Stately palaces.

વ્યાખ્યાનમાંથી ધર્મ કે નીતિ સંબંધે કશું મેળવી શકતું નથી, જ્યારે આવી વાર્તાઓ ધર્મનીતિના વિચારોમાં પણ તેના જીવન પર્યંત આદર્શરૂપ બની રહે છે. આપણા જીવનનો અનુભવ આવો જ છે. કેટલાં યે કલ્પિત પાત્રો હજી પણ આપણા આદર્શોને પ્રેરી રહ્યાં છે, કેટલી યે કલ્પિત ઉચ્ચગામી વાતો આજે પણ આપણને ઊંચે જવા પ્રેરે છે. સુંદર વાર્તાઓ સુંદર વ્યાખ્યાન કરતાં નીતિનો બોધ વધારે સજ્જડ કરે છે એમ કહેવાથી એમ સમજવાનું નથી કે અહીં નીતિશિક્ષણભરી વાર્તાઓ કહેવાની હિમાયત કરવામાં આવી છે. સાર એટલો જ લેવાનો છે કે વાર્તા સુંદર હોય, સુંદર રીતે કહેવાઈ હોય તો પછી તેનું રહસ્ય નીતિ હોય કે અર્થશાસ્ત્ર હોય, શૂરવીરતા હોય કે પવિત્રતા હોય, પણ વાર્તાની અસર જ એવી થાય છે કે એ વાટે એનું રહસ્ય માણસના હૃદયમાં પેસી જાય છે. ઊલટું જો અમુક હેતુને જ આગળ ધરીને વાર્તા કહેવામાં આવે તો એ હેતુની આગળ કરેલી અણી જ માણસને લાગે છે, અને માણસ વાર્તા અને તેનો હેતુ બન્નેનો સ્વીકારવા ના પડે છે. જે વાર્તાઓ સુંદર છે, જેમાં સાચા વિચારો, આદર્શો અને ભાવના છે, જે વાર્તાઓ કોઈ પણ ઉચ્ચ વસ્તુનો સીધો બોધ નથી કરતી પણ પોતાના હૃદયમાં રહસ્યને ઢાંકીને ઊભેલી છે, તે વાર્તાઓ પછી તે કલ્પિત હોય કે અર્ધસાચી હોય કે ઐતિહાસિક હોય કે દંતકથારૂપે હોય, તોપણ તેમને કહેવામાં વાંધો નથી.

જેમ બાગમાં જેટલાં ઝાડ હોય છે તેટલાં બધાં બાગના લાભ માટે કામનાં નથી હોતાં, તેમ વાર્તાના સમૂહમાંની બધી વાર્તાઓ બાળકોના કામની નથી હોતી. કેટલીએક વાર્તાઓ તો ઘાસ જેવી હોય છે કે જેમને બાગમાંથી નીંદી નાખવી જ જોઈએ પછી તે પરીની વાત હોય કે ઈતિહાસની વાત હો, પછી તે

વાર્તામાં કલાની અપૂર્વતા હોય કે ભાષાનું ભારેમાં ભારે લાલિત્ય હોય; એવી વાર્તાઓ તો બાળકો પાસે ન જ ધરવી જોઈએ. પહેલાં તો આપણે અનીતિભરી વાર્તાઓને દેશવટો આપી દઈએ. અનીતિભરી વાર્તા અને ગ્રામ્ય વાર્તા વચ્ચેના તફાવત વિષે, અને ગ્રામ્ય વાર્તા કહેવામાં શા માટે હરકત નથી એટલું જ નહિ પણ પ્રસંગોપાત્ત એને કહેવામાં લાભ છે એ સંબંધે, અન્યત્ર લખવામાં આવેલું છે. આપણે હરહંમેશ ગ્રામ્ય વાર્તાઓને અનીતિપ્રેરક વાર્તાઓ ગણીને હાંકી કાઢવાની ભૂલ તો કદી ન જ કરીએ. કઈ વાર્તાઓ આપણે અનીતિપ્રેરક ગણવી અને કઈ ન ગણવી તેના નિયમો ઘડવાની કશી જરૂર હોય જ નહિ; એ વાત તો આપણે સારી પેઠે સમજીએ છીએ. છતાં આપણી આજની દૃષ્ટિમાં અને ભૂતકાળની દૃષ્ટિમાં, વર્તમાનકાળની અને ભવિષ્યકાળની દૃષ્ટિમાં અનીતિપ્રેરક વાર્તાની વ્યાખ્યા સંબંધે દૃષ્ટિકોણ બદલવાનો જ. નીતિના વિષયમાં આજે આપણે જે અત્યંત વિઘાતક લાગે, જે અનિષ્ટ લાગે, તેનું પ્રતિપાદન કરનારી વાર્તાઓ આજે આપણે ન જ કહીએ. જે વાર્તાઓ માણસને નૈતિક બળમાંથી નીચે પાડે તે વાર્તાઓને પણ આપણે છોડી દઈએ. જે વાર્તાઓ આજના નૈતિક જીવનને પછાડનારી લાગે તેનો આપણે સંગ ન કરીએ. લગ્નજીવન નીતિજીવનનું અંગ છે. લગ્નની ભાવનાને નહિ પોષનારી વાર્તા કદાચ એક કાળે નિર્દોષ ગણાતી હોય, તોપણ આજે તે ત્યાજ્ય જ છે. આજે આપણે વિલાસ નથી જોઈતો, ભોગ નથી જોઈતા, તેથી બ્રહ્મચર્યવિઘાતક વાર્તાઓના પક્ષમાં આપણે ન ઊભા રહીએ. બાળલગ્નની બદીથી આપણે ખૂબ થાકી ગયા છીએ એટલે બાળલગ્નમાં આનંદ માનનારી વાર્તાઓ બાળકોના કાનથી દૂર રાખીએ. આજે આપણે ઉત્તમ બ્રહ્મચર્યના બળથી

શરીર, મન અને આત્માના ચાલ્યા ગયેલા બળને પાછું મેળવવા ઈચ્છીએ છીએ તો લગ્નજીવન, પરિણીત જીવન અને વરવહુના જીવનની વાતોથી બાળકોને અલગ રાખીએ. એવી જ રીતે આપણે ઠગાઈની વાતોને ધૂતકારી કાઢીએ. એક વખત ઠગાઈ બહાદુરી ગણાતી; એક વખત શિરજોરીથી લૂંટ કરવી (બહારવટું) એ બહાદુરી ગણાતી. આજનું આપણું માનસ ઠગાઈને બદલે નિર્બળતા માગે છે, બહારવટાને બદલે સુસંપ માગે છે; આ કારણથી આવી વાર્તાઓને આજે સ્થાન નથી. જો આપણું મન લડાઈઓથી કંટાળ્યું હોય તો લડાઈમાં હજારોનાં માથાં કાપીને જે બહાદુરોએ થોડીએક મામૂલી જમીનનો ટૂકડો હસ્તગત કર્યો હોય તેની વાતને અનીતિની વાર્તાઓની યાદીમાં મૂકી દઈએ. જો આપણે નીડરતાનો ગુણ કેળવવા માગતા હોઈએ અને ભયથી ન ડરતાં તેની સામે ઊભા રહેવા જેટલું વીર્ય પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખતા હોઈએ, તો ડરપોક વાણિયાની યુક્તિપ્રયુક્તિથી ભરેલી પ્રપંચપૂર્ણ વાતોય આપણે અનીતિની વાતોની હારમાં મૂકીએ. જો આપણે બૉલ્શેવિઝમ કે સોશિઍલિઝમના મતવાદી હોઈએ અને કોઈ પણ જાતની જરૂરિયાત કરતાં વધારે મિલકત રાખવામાં સામાજિક અત્યાચાર અને નૈતિક પાપ ગણતા હોઈએ તો આપણે મોટા રાજાઓની ધનદોલતનાં વખાણ ભરેલી કે કોઈ ધનાઢ્યની સંપત્તિની અઢળકતાની વાતોને પણ અનીતિની વાર્તાના ખાનામાં ખોસી મૂકીએ. કેવી વાતને અનીતિની ગણવી ને કેવીને ન ગણીવી એ વિચાર ઉપર વાર્તાનું નીતિપણું કે અનીતિપણું અવલંબે છે. પણ આજે આપણને જે અનિષ્ટ લાગે તે છોડી દઈએ તેમાં થોડીઘણી સલામતી રહેલી છે. છતાં આપણે જ નીતિ કે અનીતિનો નિર્ણય કરીએ એ એક ધૃષ્ટતા તો છે જ. બાળકોને

માટે નીતિઅનીતિનું ધોરણ બાંધીને તેમને માથે લાદવું એ એક અત્યાચાર જ છે. આટલા જ માટે વાર્તાની પસંદગી સંબંધે વિચાર કરતાં આપણે બાળકની દૃષ્ટિને પૂરતો અવકાશ આપવાનો છે. એની સાથે જ આપણે દઢ આગ્રહ રાખવાનો છે કે આપણે કોઈ પણ વાર્તા દ્વારા નીતિ ઠસાવવાનો મમત રાખવાનો નથી; એટલું જ નહિ પણ આપણે બાળકોના વિચારો ઘડવાનો ઈજારો આપણા હાથમાં રાખવાનો નથી. આપણે આપણી મતિ અનુસાર સારું લાગે તે બાળક પાસે ધરીને બેસવાનું છે. આપણે પસંદગી કરવાની નથી; બાળકને પોતાને પસંદગી કરી લેવા દેવાની છે. વાર્તા કહેનારને શિર બાળકને ઘડવાની જવાબદારી નથી. એ જવાબદારી નીતિશિક્ષણશાસ્ત્રી ભલે લે અને તેનાં કટુ ફળ ચાખે. વાર્તા કહેનારનું કામ તો બાળકને વાર્તા કહેવાનું છે; પોતે ઘણા જ ઉદાર ચિત્તથી વાર્તાઓ સુંદર ગણે તે વાર્તાઓ તેણે કહેવાની છે. પછી બાળકનું શું થાય છે, તે તેણે દૂરથી જોવાનું અને આનંદ લેવાનો છે.

અનીતિ ભરેલી વાર્તાઓને રજા આપ્યા પછી નીતિ ભરેલી, નીતિના ગુણ ગાતી, નીતિના શિક્ષણ માટે જ ખાસ યોજાયેલી એવી વાર્તાઓનું શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ સંબંધે 'વાર્તાનું કથન અને નીતિશિક્ષણ' વાળા લખાણમાં વિસ્તારથી લખવામાં આવ્યું છે. જે વાર્તાઓ ખાસ કરીને નીતિશિક્ષણ આપવા માટે કહેવામાં આવે છે તથા જે વાર્તાઓ નીતિનાં વસ્ત્રોથી સર્વાંગે વીંટળાયેલી હોય છે, તે વાર્તાઓના કથનથી એવી વાર્તાઓના પોતાના જ ઉદ્દેશને એટલે નીતિશિક્ષણને પૂરેપૂરો ધક્કો લાગે છે. નીતિની વાર્તાઓ ઘણી વાર એટલી બધી અસ્વાભાવિક અને એટલી તો અતિશયોક્તિ ભરેલી હોય છે કે

તેની અસ્વાભાવિકતા અને અતિશયોક્તિને લીધે જ માણસને તેના ઉપર કંટાળો આવે છે. પરીઓની વાર્તા બનાવનારાઓમાં જે સ્વાભાવિક લાગણી, સહાનુભૂતિ, ન્યાયબુદ્ધિ અને સમતોલપણું વગેરે હોય છે તે નીતિની વાર્તાઓ બનાવનારાઓમાં જોવામાં આવતાં નથી. નીતિની ઘણી ઘણી વાર્તાઓ માનસશાસ્ત્રનું ભયંકર અજ્ઞાન બતાવે છે. નીતિની કેટલીએક વાર્તાઓ બાળસ્વભાવના જ્ઞાનનો અંધકાર જણાવે છે. કેટલીએક વાર્તાઓ મનુષ્યના સદ્સ્વભાવમાં કેવળ અશ્રદ્ધા રાખનારી છે, તો કેટલીએક વાર્તાઓમાં કાર્યકારણના સંબંધનો કેવળ અભાવ હોય છે. નીતિ આપવા માટે નીતિશિક્ષણશાસ્ત્રીઓને ઘણી વાર બહુ વિચિત્રતા ભરેલી અને હાસ્ય સાથે ઘૃણા ઉત્પન્ન કરે તેવી વાર્તાઓ યોજી કાઢવી પડે છે.

'એક અડપલો છોકરો જીવો જેનું નામ' વાળી કવિતામાં નીતિની વાર્તા છે. છોકરાંનો સ્વભાવ જ પૃચ્છક અને શોધક છે. એ સ્વભાવને બાળક અનુસરે છે ત્યારે તેને નીતિનાં પંડિતો અડપલાં કહે છે. એટલી બાળસ્વભાવના અજ્ઞાનની ભૂલ તો કદાચ માફ કરીએ. પણ ડોસાની ડાબલીમાં શું હશે તે જાણવા માટે, એટલે કે અંદર રહેલ વસ્તુનો ભેદ કળવા માટે, જ્યારે જીવો ડાબલીનું ઢાંકણું ઉઘાડે છે અને તેમાંથી બિચારાની આંખમાં તપખીર ઊડે છે, ત્યારે તે ઊગતી આશાના અને કોમળ બાળકના દુ:ખ તરફ સહાનુભૂતિ દર્શાવવાને બદલે કર્કશ નીતિકાર એમ જ કહે કે ''ઠીક જ થયું ! એવા અડપલા છોકરાના તો એવા જ હાલ થવા જોઈએ.'' ત્યારે તો આપણને નીતિની વાર્તા ઉપર છેક તિરસ્કાર જ છૂટે. બાળકની, પોતાની નાક ઉપર ચશ્માં ચડાવી ફરવાની ગમ્મત જોવા જે ભાગ્યશાળી થયા હોય છે તે જ આ

સમજી શકે છે. જીવો બિચારો બાપાજીથી બીતો બીતો છાનોમાનો જરા નાકે ચશ્મા ચડાવી નિર્દોષ ગમ્મત લેવા જાય છે ત્યાં તો દયાહીન, લાગણીશૂન્ય નીતિમીમાંસક તેની મજા તો ક્યાંથી લે, પણ તેનું હડહડતું અપમાન કરી, 'એ તો એ જ લાગનો છે' એમ કહી તેના ઉપર છેડાઈ પડે છે !

પોતાની આસપાસની ચમત્કારભરી દુનિયાને જોવાને, તેમાં ફરવાને, તેની મજા લેવાને જ્યારે માખીના નાના બચ્ચાને સ્વાભાવિક મરજી થાય છે ત્યારે તેની મા તેને ડાહ્યાં ડાહ્યાં વાક્યો કહી સમજાવે છે : ''જો બાપુ ! પણે ઉનામણો ઊકળે છે ત્યાં ન જઈશ, નહિ તો મરી જઈશ.'' પણ આ શિખામણ પેલા નવચેતન આગળ કેટલી વાર ટકી શકે ? મા ફરવા જાય ત્યારે પાછળથી બચ્ચું નવા પ્રયોગ કરવા નવી દુનિયામાં નીકળી પડે એમાં અનીતિભર્યું કે અસાધારણ કશું જ નથી. બચ્ચાની વૃત્તિ માની આજ્ઞાનો અનાદર કરવાની નથી, પણ માની આજ્ઞા કરતાં તેની સહજ વૃત્તિ તેને વધારે ખેંચે છે. બચ્ચું ઊડતું ઊડતું ઉનામણા પાસે આવે છે ને એ બિચારું પેલી ધગધગતી વરાળમાં પડીને રામશરણને પામે છે. કોઈને નાજુક નવલા બચ્ચાની દયા નથી આવતી; કોઈને એમ નથી થતું કે 'અરેરે ! એ બિચારું આ દુનિયાનો નવો પરિમલ લે છે ત્યાં તો કુદરતના ક્રૂર કાનૂનથી લુપ્ત થઈ ગયું !'' પણ નીતિશિક્ષણના ઘમંડમાં માણસ લાગણીશૂન્ય થઈ ગયો છે; તે તો મરનાર બચ્ચાની કબર ઉપર શોકાશ્રુ સારવાને બદલે ''માને નહિ માબાપનું, તેના તો આ હાલ'' એવી ક્રૂર લીટી તેની કબર ઉપર કાળા હાથે લખે છે. જે બચ્ચાંઓ કે માખીઓ માબાપનું નથી માનતાં તે બધાં શું આ પ્રમાણે મરે છે ? અથવા આવી હવામાં ચૂકથી ઊડવા આવતા મરી જતી

માખીઓ શું માબાપનું કહ્યું નહિ માનતી હોય માટે મરી જતી હશે ? ખરી રીતે તો બચ્ચું વરાળના સખ્ત કાનૂનથી અને પોતાના એ શક્તિથી બચી જવાના અજ્ઞાનથી મરે છે. મા ના પાડે અને બચ્ચું મરી જાય તેમાં માની આજ્ઞાનો ભંગ અને મરણને કશી લેવાદેવા નથી; એ અનુસંધાન અનુચિત છે એ દેખીતું છે.

માખીના બચ્ચા જેવાં બાળકોને કે 'વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક' - વાળી કવિતાના પાડા જેવાં બાળકોને આપણે ઉદ્ધત બાળકો કહીએ છીએ. ખરી હકીકત તો એમ છે કે આવાં ઉદ્ધત દેખાતાં બાળકો જ કંઈક બળવાન છે, કે જેઓ માબાપની સમજણ વિનાની આજ્ઞાને ઉથલાવી આજે ચાલતી નૈતિક શિક્ષણની પ્રણાલિકામાં કેટલી ભૂલ છે અને એ કેટલી બધી નિરર્થક છે એ બતાવે છે. ડૉ. મોન્ટીસોરી 'The Survey of Modern Education' નામના શિક્ષણને લગતા વિચારો દર્શાવતાં લખે છે :

'True, rebellious children occasionally demonstrate the futility of such teachings (moral teachings). In those cases a good instructor chooses appropriate stories showing the baseness of such ingratitude, the dangers of disobedience, the ugliness of bad temper, to accentuate the defects of the pupil. It would be just as edifying to discourse to a blind man on the dangers of blindness, and to a cripple on the difficulties of walking. The same thing happens in material matters; a musicmaster says to a beginner. 'Hold your fingers properly;

if you do not, you will never be able to play.' A mother will say to a son condemned to sit bent double all day on school benches, and obliged by the usages of society to study continually : 'Hold yourself gracefully; do not be so awkward in company; you make me fell ashamed of you.'

"If the child were one day to exclaim : 'But it is you who prevent me from developing will and character; when I seem naughty, it is because I am trying to save myself; how can I help being awkward when I am sacrificed ?' To many this would be a revelation; to many others merely a 'want of respect.'

આ યુગ નજીકના ભવિષ્યમાં બાળકો અને માબાપો માટે ચાલ્યો આવે છે.

બાળકમાં ખરાબ સ્વભાવ હોય છે તેમાં બાળક જવાબદાર નથી. એ સ્વભાવનું કારણ આપણે જ છીએ. એ સ્વભાવ આપણે આપણા સ્વભાવથી અથવા બાળક ઉપર નીતિના આચારોના દબાણ દ્વારા અથવા બાળકના લઈ લીધેલા સ્વાતંત્ર્યના ફળરૂપે એને ભેટ કરેલો છે. છતાં એવા સ્વભાવને દૂર કરવા માટે ઉપદેશ ભરેલી વાર્તાઓ વાપરવાનું અને તે વડે સ્વભાવ સુધારવાનું સાહસ થતું જોઈ હસવું આવે છે.

સ્વ. પઢીઆરકૃત બાળકોની વાતોમાં 'રોતીસૂરત છોકરી' ની વાત આ પ્રમાણે છે :–

### રોતીસૂરત છોકરી

વહાલી નામે છ વરસની એક છોકરી હતી. તે વાત વાતમાં રોયા કરતી. કોઈ બાળક તેને રમવા તેડી જવા સારુ તેનો હાથ

પકડે તોપણ રોઈ પડે. તેનાં સગાંવહાલાં કહે : ''વહાલી ! લે આ ખાવાનું આપું.'' તોપણ તે રોઈ પડતી. કોઈ અજાણ્યું માણસ તેની સામે જુએ તોપણ તે રોઈ પડતી. પોતાની મા પાસે ખાવાનું માગતાં માગતાં પણ તે રોતી. કોઈ સગાંવહાલાંને ઘેર કાંઈ કામે જવું પડે તોપણ તે રોતી. લૂગડાં પહેરતી વખત પણ તે રોતી. નહાવું પડે ત્યારે પણ રોતી. માથું ઓળતી વખતે પણ તે રોતી. નિશાળે જતી વખત પણ તે રોતી. કોઈ ઓળખાણ પિછાનવાળાં માણસો હેત કરીને તેને બોલાવે અને તેની ખબર પૂછે : ''વહાલી ! કેમ છે ?'' તોપણ તે રોઈ પડતી. આમ હોવાથી ઘણાં માણસો તેને રોતીસૂરત છોકરી કહીને બોલાવતાં હતાં. ફળિયાનાં છોકરાં પણ ''વહાલી ગાંડી ! વહાલી ગાંડી ! વહાલી કજિયાળી !'' એમ કહી તેને ચીડવતાં હતાં, તેથી એ રોતીસૂરત છોકરીને કયાંય પણ સુખ મળતું નહોતું. ઘરમાં પણ તે રોયા કરતી; નિશાળે પણ તેને રોવું પડતું; ફળિયામાં પણ છોકરાં તેને જંપીને બેસવા દેતાં નહિ, અને પાડોશીઓના ઘેર જાય ત્યાં પણ વાતવાતમાં તેને રોવું પડતું હતું. તે છોકરી કોઈને ગમતી નહિ, એટલે કોઈ પણ ઠેકાણેથી તેને માન મળતું નહિ. પણ ઊલટું બધે ઠેકાણેથી તેને અપમાન થતું હતું. કોઈ તેનાં વખાણ કરતું નહિ, પણ સૌ તેને ચીડવતાં હતાં. શેરડી, બોર, જમરૂખ, ચણા વગેરે ખાવાનું કોઈ તેને આપતું નહિ, પણ તેની પાસે જે ખાવાનું હોય તે તે રોયા કરે એટલી વારમાં બીજું કોઈ ખાઈ જતું, અથવા નંખાઈ જતું, ઢોળાઈ જતું કે ખોવાઈ જતું; તેથી તેનો સ્વભાવ ખારો ઝેર જેવો થઈ જતો, તેનું મોઢું ઉદાસ જેવું થઈ જતું, તેના માથાના વાળ ખીંખરવીંખર થઈ જતા, તેનાં લૂગડાં મેલાં થઈ જતાં, તેના ગાલ ઉપર સુકાઈ ગયેલાં આંસુના રેલા દેખાતા.

વળી, વારે વારે રોવાથી તેના નાકમાંથી લીંટ ચાલ્યું જતું અને મોઢામાંથી લાળ પડતી હતી; તથા બહુ રડે ત્યારે શ્વાસ ભરાઈ આવે તેથી ગભરાઈ જાય અને ખોં ખોં કરે, તેથી તો કોઈને ગમે નહિ એવી અળખામણી અને ભૂતડી જેવી લાગતી હતી. આ બધી ખરાબી તે બહુ રોયા કરે તેને લીધે જ થતી હતી.

### હસમુખી આનંદી

એ જ રોતીસૂરત છોકરીની બીજી મોટી બેન હતી. તેનું નામ આનંદી હતું. તે આઠ વર્ષની ઉંમરની હતી અને વહાલી કરતાં જરા શામળી હતી તોપણ તે વહાલી કરતાં વધારે શોભતી કારણ કે તે આનંદી તે ખરેખર આનંદી જ હતી. તે ખાસ કારણ વિના કદી પણ રોતી નહિ. રમતમાં કોઈ વખતે કદી કાંઈ વાગી જાય તોપણ તે રોતી નહિ. કોઈ મૂરખ માણસ કદી તેને ચીડવે તોપણ તે રોતી નહિ. કોઈ બેનપણી રમૂજમાં ટપલો મારી લે, વાળ ઓળવાની તેની કાંસકી છુપાવી દે કે તેની પેન્સિલની અણી ભાંગી નાંખે તોપણ તે રોતી નહિ. વખતે બેચાર દિવસ પોતાની માંથી જુદું પડવું પડે અને ઘરમાં બીજાઓની સાથે રહેવું પડે તોપણ તે રોતી નહિ.

### બે બહેનોની સરખામણી

વહાલીને તેની મા નવડાવે ત્યારે તે રોતી હતી, પણ આનંદી તો પોતાની ખુશીથી હંમેશાં શરીરને ચોળી-મસળીને નાતી હતી. વહાલીની મા વહાલીનું માથું ઓળે ત્યારે તે રોતી અને માથું ઓળવા દેતી નહિ, તેથી વહાલીના માથામાં જૂ ભરેલી રહેતી, અને જૂ કરડે એટલે માથું ખંજવાળ્યા કરતી તેથી તે બહુ ખરાબ દેખાતી હતી; પણ આનંદી તો હંમેશાં પોતાને હાથે પોતાનું માથું ઓળતી, તેથી તેના વાળ બહુ સફાઈદાર રહેતા

હતા. વહાલીને કોઈ બોલાવે ત્યારે તે રોઈ પડતી ને કાંઈ જવાબ દેતી નહિ, પણ આનંદીને હેત કરીને કોઈ બોલાવે ત્યારે તે રાજી થતી અને પૂછે તેના બહુ સારા જવાબો આપતી હતી. વહાલીને સગાંવહાલામાં કયાંઈ જવું પડે તો તે રોતી, પણ આનંદીને કયાંઈ જવું આવવું પડે તો તે ઊલટી ખુશ થતી હતી. વહાલી નિશાળે જતી વખત પણ રોતી અને પાઠ વાંચતી વખત પણ રોતી, તેથી રોવામાં જ એનો ઘણો વખત જતો, એટલે તેને લેસન આવડતું નહિ; પણ આનંદી તો ખુશીથી નિશાળે જતી અને ધ્યાન આપીને પાઠ વાંચતી, તેથી પોતાના વર્ગમાં તે પહેલે નંબરે આવતી, જ્યારે વહાલી પોતાના વર્ગમાં છેલ્લે નંબરે રહેતી હતી.

**આનંદી સ્વભાવ રાખવાના ફાયદા**

આનંદીનો આવો આનંદી સ્વભાવ હોવાથી સૌ ઠેકાણેથી તેને આનંદ મળતો. ઘરમાં પણ તે આનંદથી રહી શકતી. નિશાળમાં પણ તેનો નંબર પહેલો હતો, એટલે ત્યાં પણ તે મહેતાજીની માનીતી ને બીજી છોકરીઓની ઉપરી જેવી હતી. પાડોશીઓના ઘરમાં પ્રણ તેનો દાખલો દેવાતો અને પાડોશણો પોતાની છોકરીઓને કહેતી: "બહેનો ! આનંદી જેવી થાઓ." સગાંવહાલાંમાં જ્યાં જાય ત્યાં પણ બધે ઠેકાણે આનંદીનાં વખાણ થતાં ને તેને માન મળતું હતું. આ બધું શાથી ? આનંદી સ્વભાવ રાખવાથી. માટે આપણે પણ આનંદી સ્વભાવ રાખવો જોઈએ.

આનંદીને જ્યારે સૌ ઠેકાણેથી ઉપર પ્રમાણે આનંદ મળતો હતો ત્યારે રોતીસૂરત વહાલીને સૌ લોકો મશ્કરી કરતા અને તેનો તિરસ્કાર કરતા; એટલું જ નહિ પણ વહાલીની મા પણ તેના રોવાથી કંટાળી જતી અને કહેતી : "આ રાંડ મરી જાય તો સારું." અને એ બધું શા સારુ ? વહાલીના રોતીસૂરતપણાને લીધે જ.

ઓ મારાં વહાલાં છોકરાંઓ ! બોલો, હવે તમોને શું ગમે છે ? આનંદી જેવા હસમુખા સ્વભાવવાળાં થવું ગમે છે કે વહાલી જેવા રોતીસૂરત થવું ગમે છે ? જો રોતીસૂરત થવું ન ગમતું હોય તો ખાસ કારણ વિના કદી પણ રોશો મા, પણ હંમેશાં આનંદમાં રહેવાય તેમ કરજો.

ખરું જોતાં રોતીસૂરતને ડૉક્ટર પાસે કે કોઈ માનસશાસ્ત્રી પાસે મોકલવી જોઈએ. લેખકે એને ભારે અન્યાય કર્યો છે. રોતલ સ્વભાવ શારીરિક કે માનસિક રોગનું પરિણામ છે એવી જેમને ખબર છે તેઓ આવા રોતલ બાળક પ્રત્યે સહાનુભૂતિ રાખે છે; આવી રીતે તેની બદબોઈ કરતા નથી. જો રોતીસૂરતને સુધારવા માટે આવી વાર્તાનો પ્રયોગ ઉપયુક્ત છે તો પછી આંધળાને અંધાપામાંથી અને લંગડાને અપંગપણામાંથી મુક્ત કરવા તેમની એ ખામીને નિંદે તેવી વાર્તાઓ તેમને શા માટે ન કહેવી?

બીભત્સરસ ભરેલી વાર્તાઓ ન જ કહેવાવી જોઈએ. એવી વાર્તાઓ શિક્ષક કે માબાપ કહે જ નહિ; પણ એવી વાર્તાઓ શેરીઓમાં કે મહોલ્લાઓમાં ખરાબ છોકરાઓ ચલાવે છે. નવીનતાને લીધે કે વિષયમાં સમજણ નહિ પડતી હોય તેને લીધે બાળકો એવી ગંદી વાર્તાઓ સાંભળવા પ્રેરાય છે ને તેથી આત્માની સ્વચ્છતા ઉપર ડાઘા પડી જાય છે. એ ડાઘા ભૂસવાનું કામ આખી જિંદગી સુધી કરીએ તોપણ પછી એક પણ ડાઘો ખસતો નથી. જેમાં અશ્લીલતા હોય તેવી વાર્તાઓને આપણે કદી પસંદ ન જ કરીએ એ દેખીતું છે. પણ ગ્રામ્યતા ભરેલી વાર્તાઓની પસંદગી કરવી કે નહિ તે પ્રશ્ન વિચારવા જેવો છે. આ સંબંધે અન્યત્ર લખવામાં આવ્યું છે. ગ્રામ્યતા ભરેલી વાર્તાઓને હાંકી કાઢવાની હું હિમાયત ન જ કરું. પણ એટલું જ ધ્યાનમાં રાખવા

આગ્રહ કરવાની જરૂર છે કે જે ગ્રામ્ય વાર્તાઓ બીજી રીતે નિર્દોષ હોય તે કહી સંભળાવવામાં હરકત નથી. ગ્રામ્ય વાર્તાઓ દ્વારા આપણે ઉચ્ચ વિનોદની વાર્તાઓ દાખલ કરવાના પ્રયત્નના વિચારથી જ ગ્રામ્ય વાર્તાઓ કહી સંભળાવીએ. ટૂંકમાં, અનીતિ ભરેલી, બીભત્સરસવાળી અને અશ્લીલ વાર્તાઓનો ત્યાગ જ કરીએ, નીતિ ભરેલી અને ગ્રામ્ય વાર્તાઓ કહીએ; પણ નીતિ ભરેલી વાર્તાઓ વાર્તા ખાતર જ કહીએ. એમાં વાર્તા જેવું હોય તો જ કહીએ; એમાં કળા હોય તો જ કહીએ; એમાં સ્વાભાવિકતા હોય તો જ કહીએ. અને ગ્રામ્ય વાર્તાઓ પણ ગ્રામ્યતાના રોગમાંથી લોકોને મુક્ત કરવા, તેમજ એ વાર્તાઓમાંથી લોકોને વિનોદ ઉપર લઈ જવા માટે જ કહીએ.

અત્યારે આપણાં બાળકોને ભૂતપ્રેતની, ડાકણીશાકણીની કે એવી વાર્તાઓ ન કહેવી જોઈએ. વાર્તાકથનનો ઉદ્દેશ બાળકોને આનંદ આપવાનો છે. ભૂતપ્રેતાદિની વાર્તા એવી છે કે જેના શ્રવણથી બાળકોમાં ભયનો સંચાર થાય છે, અને તેથી વાર્તાકથનનો મુખ્ય ઉદ્દેશ માર્યો જાય છે. આટલું જ નુકસાન નથી; બાળકો આવી વાતો સાંભળીને કલ્પિત ભયનાં ભોગ થઈ પડે છે, એ નુકસાન વધારે ગંભીર અને ભયંકર છે. એમ મનાય છે કે બાળકમાં કુદરતી રીતે જ બીકનું તત્ત્વ રહેલું છે. બાળક મનુષ્ય-સમાજનો પ્રાથમિક પુરુષ છે. જ્યારે સમાજ બાલ્યાવસ્થામાં હતો ત્યારે સમાજની પ્રત્યેક વ્યક્તિને નિરંતર પોતાની આજુબાજુના અનેક ભયોની સામે થવું પડતું. એ વખતનો માણસ જંગલી પ્રાણીઓ સાથે સદૈવ લડતો અને તેમની સામે વિજય મેળવતા છતાં તેમના ભયમાંથી મુક્ત રહેતો નહિ. વળી, એ અજ્ઞાનના જમાનામાં કેટલીયે કુદરતની ચમત્કૃતિઓ કે જેઓનું રહસ્ય આજે

આપણે સમજી શકીએ છીએ, તે ચમત્કૃતિઓ પ્રથમ અવસ્થાના મનુષ્યને બુદ્ધિથી અગમ્ય હતી; આથી તેનાથી પણ તેને ભય લાગતો. આજે આપણે મેઘગર્જનાથી અથવા ધરતીકંપથી ભય નથી લાગતો; પણ તે વખતના માણસને તો તેની પાછળ કોઈ દેવનો કે શક્તિનો ભયંકર કોપ છે, અથવા કંઈ એવું છે કે જેનાથી તે બી મરતો હતો. બાળકના અવલોકન કરનારાઓનું કહેવું એવું છે કે બાળકના હૃદયમાં જે ભય છે તે ભય સમાજના પ્રાથમિક પુરુષનો ભય છે. એને સમાજના વારસારૂપે મળેલો છે. જેમ જેમ માણસ સુધારાવાળી અવસ્થામાં આવતો ગયો છે, જેમ જેમ તેનું જ્ઞાન વધારે ને વધારે થતું ગયું છે, જેમ જેમ તેણે અગમ્ય વિષયોનાં રહસ્યોને ભેદી નાખ્યાં છે ને જેમ જેમ તેણે ભયંકરમાં ભયંકર કુદરતનાં બળોને પોતાને તાબે વરતાવ્યાં છે, તેમ તેમ તેનો ભય ઓછો થયો છે. વિજ્ઞાનના બળે તો માણસને અનેક વહેમો અને તેમાંથી ઊપજતા ભયોમાંથી અનેક રીતે બચાવેલ છે. આજે માણસની વૃત્તિ દિનપ્રતિદિન ભયમાંથી મુક્ત થવાની છે; જો કે માણસ ભયમાંથી હજી મુક્ત થઈ શકયો નથી. બાળકને પણ આવા ભયોમાંથી આપણે બચાવાની જરૂર છે. આથી આપણે તેને બીક લાગે એવી વાર્તા ન જ કહીએ. જેઓ વાર્તા કહે છે તેમનો અનુભવ છે કે જ્યારે આવી ભય ભરેલી વાતો કહેવાય છે, ત્યારે નાનું બીતું બાળક માના ખોળામાં લપાઈ જાય છે, અથવા આંખો હાથથી ઢાંકી દે છે અથવા વાર્તા નથી સાંભળવી એમ કહી ઊંઘી જવા લાગે છે. ભય ભરેલી વાર્તા કહેવાથી બાળકની અંદર રહેલ ભયને મારવાને બદલે તેને પોષણ આપવામાં આવે છે. એવી વાર્તાથી બાળકની તંદુરસ્તી અને મગજ બગડે છે. બીજા ભયથી જે નુકશાન સ્વાભાવિક છે તે નુકશાન બાળકને વાર્તાના કથનથી થતા ભયથી છે. ભયની અસર વિષે ડૉ. ગોડાર્ડ લખે છે :—

"Respiration is affected and we breathe rapidly or else the breathe comes slowly. These and other effecs are among the most noticeable results. But besides these there are others. A state of fear may destory the appetite and interfere with indigestion. S Sweat glands may become active and we have the cold perspiration. Organs of excretion are uncontrolled and we may have involuntary urination or defecation. The lachrmal glands may be affected and tears flow."

નાનપણમાં ભય ભરેલી વાતો સાંભળવાથી બાળક છેક બીકણ થઈ જાય છે. બીકણ થઈ ગયા પછી તેની કલ્પનામાં જ્યાં ને ત્યાં ભય લાગ્યા કરે છે. બુદ્ધિબળ અને વૈજ્ઞાનિક જ્ઞાનના અભાવના એ દિવસોમાં બાળક એકાદ બળી ગયેલ ઝાડના ઠૂંઠાને ભૂત માની ડરી જાય છે. ગાય, ગધેડો કે લૂગડાંનો ઢગલો, ગમે તે હોય પણ જો તે શું છે તેનો નિર્ણય એકાએક બાળક ન કરી શકે તો તુરત જ તેને ભૂતપ્રેત કે ભયની વસ્તુ માની બેસે છે. ભૂતપ્રેતની વાતો બાળકના બુદ્ધિપ્રદેશમાં કલ્પના જ હોવાથી બાળક ગમે ત્યાં ભૂતપ્રેતને કલ્પી શકે છે. આવે વખતે ગૉડાર્ડ કહે છે તેમ બાળકો ઝાડો-પેશાબ કરી બેસે છે, કે તેનું કાળજું ધબકવા લાગે છે, કે તેનું મોં સુકાઈ જાય છે અથવા આખે શરીરે પરસેવો પરસેવો થઈ જાય છે, શ્વાસ રૂંધાઈ જાય છે, ને ગળામાંથી વાણી નીકળતી નથી. મેં નાનપણમાં ઘણી વાતો સાંભળેલી: ભૂતપ્રેત ને રાક્ષસની, સારી અને નરસી. એની સારીમાઠી અસર નાનપણમાં ખૂબ થઈ હતી, અને આજે પણ એની અસરમાંથી હું છેક મુક્ત

નથી. નાનો હતો ત્યારે વિના કારણ બીતો હતો. એકવાર તો ભારે ગમ્મત થઈ ! અત્યારે હું એને ગમ્મત કહું છું, પણ તે દિવસે તો મારી ભારે રોજડી થઈ હતી. મારા બાપા પાસે હું સૂતો તો. રાતના મને પેશાબ કરવાની હાજત થઈ. છેક મળસકું થવા આવ્યું હતું. હું ખાટલામાંથી ઊઠયો. પણ જ્યાં ખાટલામાંથી નીચે પગ દઉં ત્યાં ઓશરીના પગથિયા ઉપર મેં કંઈક મોટું મોટું, કાળું કાળું ભાળ્યું. એ શું હશે તેનો વિચાર હું કાંઈ કરી શકયો જ નહિ. અને જ્યાં વિચારશક્તિ મંદ પડી ત્યાં ભૂતની વાતોએ મગજનું પડ ઉખેડયું. એ જે કાંઈ દેખાતું હતું તેમાં મને ભૂતનો ભાસ થયેલો. એકવાર ભૂતની બીક લાગવા માંડી પછી ભૂતના સાચા વર્ણન ઉપર નજર રાખી ભૂતથી બીવાનું નથી હોતું; પછી તો જ્યાં બુદ્ધિ થાકે ત્યાં ભૂત, ભૂત ને ભૂત જ દેખાય. હું તો બી ગયો; પાછો પથારીમાં સૂઈ ગયો ને ગોદડું એવું તો જાપતાથી આખા શરીર ઉપર ઓઢયું કે ભૂત તો શું, પણ શ્વાસ લેવાનો પવન પણ અંદર આવી શકે નહિ ! પેશાબ કરવાનું તો કયાંઈ પડયું રહ્યું ને હું તો ધબકતે કાળજે રામ રામ કરવા મંડી પડયો. સવાર પડયું. ઊઠીને જોઉં ત્યાં તો મારા બાપાના બે જોડા પડેલા ! એ જોડાથી જ રાત્રે હું બીધો હતો એની મને ખાતરી થઈ, અને એ ખાતરી થતાં મને ખૂબ હસવું આવ્યું. આમ છતાં હું બીકણ મટયો નહિ. જેમ જેમ આપણે મોટા થતા જઈએ તેમ તેમ આપણામાં બુદ્ધિબળ ને સાહસ કરવાનો જુસ્સો વધતાં જાય છે ને તેથી આપણામાંથી ખોટી બીક જવા લાગે છે. છતાં એ બીક કાઢવા માટે આપણે આપણી બીકણ જાત સાથે લડવું પડે છે. હવે અમે બીતા નથી એવું અમારા મનને ચોક્કસ પાયે ઠસાવવા માટે અમે બધા સ્મશાનમાં, જ્યાં ભૂત થતાં હતાં તેવા પીપળા અને આંબલી નીચે જવા લાગ્યા, અને ખોંખારા

મારી સ્મશાનની રાખ ઉપર ચાલીને બીતા નથી એવું સાબિત કરવા લાગ્યા. પણ તેથી નાનપણમાં મગજ ઉપર ચડી બેઠેલી બીક છેક ગઈ નહિ. જુવાનીમાં માણસ ઓછામાં ઓછો બીકણ રહે છે; આનું કારણ બુદ્ધિવિકાસ અને સાહસિક વૃત્તિ છે. પણ જ્યારે પાછું વૃદ્ધત્વ આવે છે, જ્યારે બુદ્ધિશક્તિ ક્ષીણ થવા લાગે છે ને જ્યારે સાહસિક વૃત્તિને બદલે ભીરુતા અને વૈશ્યવૃત્તિ ઉદ્ભવે છે ત્યારે મનુષ્ય પુનઃ ભયનો ભોગ થઈ પડે છે. ત્યારે નાનપણમાં ભયથી જે માનસિક નિર્બળતાએ બાળકમાં ઘર કર્યું હતું તે ફરી વાર દેખાવ દે છે, ને જાણે બાળક હોય તેમ વૃદ્ધ બીવા લાગે છે. આ હકીકતોનો અનુભવ વૃદ્ધોના પરિચયથી ને તેમની માનસિક સ્થિતિથી જાણી શકાય છે. કેટલાએક વૃદ્ધો આ બાબતના અપવાદો હોય છે એ વાત મારા કથનની સાબિતીરૂપે છે.

એક તો બાળકમાં ભયની વૃત્તિ સ્વાભાવિક રીતે છે એમ માનસશાસ્ત્રનું માનવું છે. ભૂતપ્રેતથી અને એવી બીજી ભય ઉત્પન્ન કરે તેવી વાતો કહીને, તેમ જ એવી વસ્તુથી અને શિક્ષાર્થી બાળકને ડરાવીને માબાપો બાળકમાં ભીરુતાને પોષે છે. તેની વૃદ્ધિ કરે છે ને દઢ કરે છે. આ ક્રિયાઓમાં શાળાઓ મદદગાર ન થાય. પરંતુ તેથી ઊલટું એ ક્રિયાઓનો વિરોધ કરે તે ખાસ ઈચ્છવા જેવું છે. માટે જ શાળામાં તો ભૂપ્રેતાદિની વાર્તાઓ કદી ન જ કહેવાવી જોઈએ, ને સમજુ માબાપોએ પોતાના બાળકોને આવી વાર્તાઓ સાંભળવામાંથી બચાવવાં જોઈએ.

ડરવાની વૃત્તિનો આપણાં બાળકોમાંથી સર્વથા નાશ થવો જોઈએ. એમાં ય જે વસ્તુથી ડરવા જેવું કશું નથી, તે વસ્તુથી તો બાળકો કદી ન ડરે તેવો પ્રબંધ કરવો જોઈએ. સિંહથી ડરવું પડે

છે એમાં અર્થ છે, પણ અંધારાથી ડર લાગે તેમાં અજ્ઞાન છે. સિંહનો ડર ન લાગે તેવી શક્તિ અથવા વૃત્તિ આપણે આપણાં બાળકોમાં કેળવવી જોઈએ, તેમ જ અંધારાથી બાળક ડરતું બંધ થઈ જાય તે માટે આપણે બાળકના હાથમાં જ્ઞાનપ્રદીપ આપવો જોઈએ. માણસની બીકણ વૃત્તિ ઉપર મૂર્ખ શિક્ષક શાળાની વ્યવસ્થા રાખે છે. અણસમજુ માબાપો ગૃહનું તંત્ર ચાલવે છે અને જુલમી રાજ્ય રાજતંત્ર ચલાવે છે. બાળક નિર્ભય થતાં જ શાળાની વ્યવસ્થા, માબાપોનું ગૃહતંત્ર અને રાજાનું રાજતંત્ર સ્વાભાવિક થશે અને શિક્ષક, ગૃહ તથા રાજા સામે થોડાંએક જ બંડો થશે. આપણે તો વાર્તાકથનથી બાળકનાં જે ભય દાખલ કરીએ છીએ તે ન કરીએ એટલે ઘણું કર્યું કહેવાશે.

જેમ ભૂતપ્રેતાદિની વાતોને આપણે વિરોધ કરવાનો છે તેમ જ કામણટૂમણની કે એવી જંત્રમંત્રોની વાતોનો પણ આપણે પ્રતિકાર કરવો જોઈએ. આવી વાતો બાળકમાં ભય તો પ્રેરે જ છે, પણ ઉપરાંત તેને વહેમીલું બનાવે છે. કામણટૂમણની દુષ્ટતા આપણે હવે બાળકોને વાર્તા દ્વારા પણ ન જ કહીએ. જંત્રમંત્રોની મલિન અને અડધી કપોલકલ્પિત વાર્તાઓને પણ આપણે છોડી જ દઈએ.

ભૂતપ્રેતાદિની અને જંત્રમંત્રોની વગેરેની વાર્તાઓ સંબંધે અત્રે લખતાં તે વસ્તુઓ સારી છે કે ખોટી છે તેનો વિચાર કરવામાં નથી આવ્યો. તે વાતો સાચી હોય કે ખોટી હોય પણ એ કોઈ રીતે ઉપકારક નથી પણ અનિષ્ટકારક છે, માટે તેને છોડી તો દેવી જ જોઈએ. જેમ અત્યારે વિજ્ઞાનના ફેલાવાથી આપણે કેટલીએક જૂઠી માન્યતાઓથી મુક્ત થયા છીએ, અથવા તો ભયમાંથી બચી ગયા છીએ, તેમ જ ભૂતપ્રેતાદિ સંબંધે વિજ્ઞાન જ્યારે એવો પ્રકાશ

પાડશે કે તેમનાથી બીવા જેવું કશું નથી, પણ ઊલટું તેમનો આપણે લાભ ઉઠાવી શકીએ, ત્યારે બેશક તેમની વાતો કહી શકીશું. પણ તે વખતે એ વાતોમાં પ્રધાન રસ ભય નહિ પણ બીજો હશે. બીકની વાર્તાઓને પણ કેવી રીતે કેળવણીમાં વાપરવી તે સંબંધે અન્યત્ર વિસ્તારથી લખવામાં આવ્યું છે.

જે બાળકને માબાપે પહેલેથી બીતું કર્યું છે તેને બીકની વાર્તાઓ વધારે ભયભીત કરે છે. એવા બાળક માટે બીકની વાર્તા ત્યાજ્ય છે. પણ જે બાળક બીવામાં સમજતું નથી, તે બાળકને આપણે બીકભરી વાર્તા કહી શકીએ એટલું જ નહિ પણ તેનો વિવેક પણ તેની પાસે કરાવી શકીએ.

બીજી કેટલીએક વાતોનો પણ આપણે ત્યાગ કરવો જોઈએ. વાર્તાઓ કલ્પિત ભલે હોય; પણ કલ્પનામાં પણ વિવેક, મર્યાદા, નીતિમયતા, સારાસારપણું તો જોઈએ જ. દુષ્ટ માણસોનો વિજય થાય અને ભલા માણસોને દુઃખ વેઠવું પડે, આળસુને વિના શ્રમે વૈભવ મળે ને ઉદ્યમી જીવનભર દરિદ્ર રહે, પ્રામાણિક માણસ મૃત્યુ સુધી હેરાન હેરાન થઈ જાય અને અપ્રામાણિક માણસને કોઈ પણ જાતની શિક્ષા ન થાય, એવી વિચારસરણી જેમાં હોય તેવી વાતો આપણે બાળકોના સાહિત્યમાંથી કાઢી નાખવી જોઈએ. 'સત્યનો જય' એ સિદ્ધાંત આપણી વાર્તાઓમાં રહેવો જોઈએ. 'ધર્મે જય અને પાપે ક્ષય' એ વિચાર વાર્તાઓમાંથી પ્રગટ થવો જોઈએ; 'સાચ તરે છે અને જૂઠ ડૂબે છે.' એ ઉક્તિ આપણી વાર્તાઓના લોહીમાં ફરવી જોઈએ. મોટે ભાગે આપણી વાર્તાઓ એવી જ છે; આખરે રાવણ અને દુર્યોધનનો નાશ જ થાય છે. છતાં કેટલીએક વાતો પાપી માણસને એવી દેખીતી રીતે બતાવે છે અને તેની આપણી પાસે ઘૃણા કરાવે છે કે પાપી માણસને

પાપી બતાવ્યા વિના જ તેનું પતન આપણે સમજી જઈએ છીએ, ને વાર્તાના અંતર્ગત રહસ્યને પામી જઈએ છીએ. બુદ્ધિવાળા માણસો અને મૂર્ખાઓની વાતોમાં કંઈક આવું છે. એમાં મૂર્ખાઓની માત્ર ગમ્મત છે, અજ્ઞાનીઓના અજ્ઞાનનું માત્ર પ્રદર્શન છે; બુદ્ધિવાળા માણસોના વિજય ઉપર ભાર નથી. ટૂંકમાં જે વાર્તા દુષ્ટતા માણસની હલકી વૃત્તિના વિજય ઉપર ભાર મૂકે તે વાર્તા ન જોઈએ. આ લખવાનો અર્થ એવો નથી કે દરેક વાર્તા નીતિની જોઈએ. તત્ત્વાર્થ એટલો જ છે કે વાર્તામાં અનીતિનો ખુલ્લી રીતે કે ઉઘાડી રીતે ઉત્કર્ષ ન થવો જોઈએ. નીતિ ભરેલી વાતો સિવાયની નિર્દોષ વાતોનો કયાંઈ પણ તોટો હોતો નથી એવો આપણો અનુભવ છે. વાર્તાની રચના એવી જોઈએ કે જેમાં આપણો સદ્‌વસ્તુનો પક્ષપાત અને અસદ્ વસ્તુનો ખુલ્લો કે ઉઘાડો વિરોધ હોય. આ નિયમો છેક બાલ્યકાળની અર્થ વિનાની વાતો (Nursery Tales અથવા Nonsense Tales) છે તેને લાગુ ન જ પડે એ દેખીતું છે.

અત્યાર સુધી વાર્તાઓ કેવી હોવી જોઈએ તેનો વિચાર કર્યો. હવે આપણે વાર્તાની ભાષા સંબંધે વિચાર કરીએ.

બેશક, વાર્તાનો પ્રથમ ઉદ્દેશ આનંદ આપવાનો છે. પણ એ આનંદ નિર્દોષ રહે ને ક્ષુદ્ર ન બને તેથી આપણે અનીતિમય વાતો, બીભત્સ વાતો, ગ્રામ્ય વાતો વગેરે વિષે વિચાર કરવો પડયો છે. એવી જ રીતે વાર્તાનો ઉદ્દેશ વધારે સફળ થાય તે માટે તેમ જ ભાષાના વિકાસને પોષણ મળે એટલા માટે વાર્તાની ભાષાનો પણ આપણે વિચાર કરવો પડે છે. વાર્તાનાકથનથી ભાષાજ્ઞાનની વૃદ્ધિ થાય છે, પણ ભાષા અને ઘરગથ્થુ બોલી વચ્ચે તફાવત છે. ગમે તેવી ભાષામાં વાર્તા કહીએ તો વાર્તાની અસર

ઓછી થાય છે ને વાર્તાનો ઉદ્દેશ માર્યો જાય છે. સુંદર, સુઘટિત, સુવ્યવસ્થિત અને શુદ્ધ ભાષામાં જ વાર્તા કહેવાવી જોઈએ. ગામડાના અશિક્ષિત લોકો વાર્તાના ભંડાર છે; વાર્તા કહેવાની કળા કુદરતી રીતે તેમને વરેલી છે. પણ તેમની ભાષા એકદમ અશુદ્ધ અને ખડબચડી હોવાથી બાળકોને તેમાં રસ પડતો હોય છે છતાં તેઓને તેનો પરિપૂર્ણ લાભ મળતો નથી. એ જ વાર્તા, વાર્તા કહેવાની કુદરતી કુશળતા ધરાવનાર કોઈ શિક્ષકના હાથમાં આવે તો તેના ઠાઠમાં ભારે ફેર પડી જાય છે. આવા કુશળ કારીગરના હાથમાં આત્માનો અસલ પ્રાણ વધારે તેજસ્વી અને ચળકતો બને છે. આવો કારીગર ખાણમાંથી નીકળેલા કાચા સોનાને શુદ્ધ કરી ઓપ આપે છે. જેઓને ભાષાનું બરોબર જ્ઞાન નથી તેવાઓના હાથમાં વાર્તાના શરીરને અને તેથી આત્માને હાનિ પહોંચે છે. વાર્તાની ભાષામાં સાહિત્યની દૃષ્ટિએ અપેક્ષા છે જ; પણ એ અપેક્ષા એટલી બધી વધી ન જવી જોઈએ કે ગામડાની સ્ત્રી બદલાઈને કેવળ શહેરની રમણી બની જાય. ગામડાની સ્ત્રીનું નૈસર્ગિક સૌન્દર્ય અને તેની નિર્વ્યાજતા રહે અને છતાં તે શહેરના સુસંસ્કારોને ઝીલી શકે તો જ ગામડાની સ્ત્રીને શહેરના સંસ્કારોનો લાભ છે. એમ જ વાર્તાને ભાષાના સંસ્કાર લગાડવામાં તેના પ્રાણને ક્ષતિ પહોંચવી ન જોઈએ. એકાદ જોડકણું પણ કવિતા છે ને એકાદ રસિક કાવ્ય પણ કવિતા છે; પણ બંનેમાં તફાવત છે. તેમાં કવિત્વ હોય તે કાવ્ય છે. વાર્તામાં પણ એવું છે. જેમાં વાર્તાપણું હોય તે વાર્તા છે. આમ છે છતાં કાવ્યને પિંગળના નિયમો છે, ભાષાની સુમર્યાદા છે; તેમ જ વાર્તાને ભાષાની સુમર્યાદા છે. આપણે સુંદરમાં સુંદર ભાષામાં બોલીને ખરાબમાં ખરાબ વાર્તા કહીએ તેના કરતાં અશુદ્ધ અને

ઓછી વ્યવસ્થિત ભાષામાં પણ સુંદરમાં સુંદર વસ્તુ ભરેલી વાર્તા કહીએ એ સારું છે, વાર્તાની કલા, વાર્તાનું વસ્તુ અને વાર્તાની ભાષા, આ ક્રમ આપણે લેવાનો છે. પણ પ્રથમ બે વસ્તુને ભોગે ત્રીજીની સમૃદ્ધિનો કશો અર્થ નથી એમ આપણે દૃઢપણે માનવાનું છે.

છેવટે એટલું જ જણાવવાનું કે વાર્તાનું શ્રવણ એક જાતનો માનસિક ખોરાક છે. જે કાળજી શરીરના ખોરાક માટે આપણે રાખીએ, તે કાળજી મનના ખોરાક માટે આપણે રાખવી જોઈએ. બધી જાતનો ખોરાક હિતાવહ નથી, તેમ બધી જાતની વાર્તાઓ પણ હિતાવહ નથી. માટે જ આપણે વાર્તાની પસંદગીના નિયમો મૂકવા પડે છે. આપણે પ્રત્યેક વાર્તાને પસંદ કરતી વખતે આપણી જાતને નીચેના ત્રણ પ્રશ્નો પૂછીએ :–

(૧) આ વાર્તા બાળકને આનંદ આપશે ?

(૨) આ વાર્તા ભાષાની દૃષ્ટિએ યોગ્ય છે ?

(૩) આ વાર્તા હિતાવહ છે ? એટલે કે પ્રસ્તુત વાર્તાના શ્રવણથી બાળકના જીવનને નિર્દોષ અને તંદુરસ્ત માર્ગ મળશે ?

એક અમેરિકન બાનુના શબ્દોમાં આ ત્રીજો સવાલ આવી રીતે મૂકાયેલો છે :

"Will what it adds to his life be for his good? Is its underlying ideas true, does it present sound standards, if its spirit fine, its atmosphere healthy?"

આ ત્રણ જાતની પરીક્ષામાં જે પસાર થાય તે જ વાર્તા સ્વીકારવાની ઢબ રાખવામાં આવે તો વાર્તાની પસંદગીમાં થોડી જ ભૂલ ખાવાનું રહે.



## પ્રકરણ ત્રીજું

# વાર્તાઓનો ક્રમ

કહેવા યોગ્ય વાર્તાઓ નક્કી કર્યા પછી અને તેમને એકઠી કર્યા પછી કયા ક્રમમાં તે કહેવી તે નક્કી કરવાનું છે. વાર્તાકથન માટે વાર્તાનો ક્રમ નક્કી કરવાનું જેટલું આવશ્યક છે તેટલું જ તે અઘરું છે. છતાં જ્યાં સુધી ક્રમ નક્કી ન કરી શકીએ ત્યાં સુધી વાર્તાકથનનો ઉદ્દેશ અડધો જ પાર પડે, અને બીજી બધી રીતે વાર્તા કહેનારે કરેલી તૈયારી નિષ્ફળ જાય.

વાર્તાકથનમાં ક્રમ જેવું હોવું તો જોઈએ જ, એ તો આપણે સાદા વિચારોથી પણ સમજી શકીએ તેમ છે. ત્રણ વર્ષના બાળકને આપણે ઐતિહાસિક વાર્તા કે અદ્‌ભુત વાર્તા કહેતા નથી. વાર્તા ગમે તેટલી સુંદર કહી શકતા હોઈએ છતાં એ ઉંમરના બાળકને પ્રેમની વાતો, ધર્મની વાતો, બહાદુરીની વાતો, વિનોદની વાતોમાં રસ પડવાનો જ નહિ. એવી જ રીતે દસથી બાર વર્ષનાં બાળકોને આપણે બાલસ્વભાવને અત્યંત પ્રિય એવાં જોડકણાં, જેવા કે –

"કહાણી કહું કૈયા ને સાંભળ મારા છૈયા;
છૈયે માંડયું હાટ ને ત્યાંથી નીકળ્યો ભાટ."

અથવા

"એક વાતની વાત અને સવાયાની સાત;
એક બોરડીનો કાંટો તે સાડી અઢાર હાથ."

વગેરે અર્થ વિનાની વાતો સંભળાવવા બેસીશું નહિ; અને કદાચ તમને છેક નાંનાં બાળકો ગણીને એવી વાર્તાઓ કહેવાની ભૂલ કરીશું તો તેઓ જ આપણને ખાતરી કરી આપશે કે એ વાર્તાઓ તેમને માટેની નથી. જેમ બાળકોની સ્વાભાવિક ઉમરના ભેદે વાર્તાના શ્રવણના શોખમાં ભેદ છે, તેમ જ બાળકોની અસ્વાભાવિક ઉમરના ભેદે પણ વાર્તાના શ્રવણના શોખમાં ભેદ પડે છે. બાળકને સ્વાભાવિક ઉમર હોય છે તેમ જ તેને માનસિક ઉમર પણ હોય છે. કેટલાંએક બાળકો જેને આપણે ચાલાક અથવા ડાહ્યાંડમરાં અથવા પાકટ બુદ્ધિનાં કહીએ છીએ તેઓ શરીરની ઉમરે નાનાં હોવાં છતાં માનસિક ઉમરે મોટાં હોય છે. એમ જ ઊલટું કેટલાંએક આધેડ વય સુધી પહોંચેલાં મનુષ્યો માનસિક ઉમરે છેક નાનાં બાળક જેવાં હોય છે. આથી આવી જાતના માનસિક ઉમરના ભેદને કારણે વાર્તાકથનના ક્રમની ગોઠવણમાં એક અધિક વિચારને ધ્યાનમાં રાખવો પડે છે; છતાં સામાન્ય રીતે બાળકોની સ્વાભાવિક ઉમરે એ જ એમની માનસિક ઉમર હોવાનો મોટે ભાગે સંભવ છે, અને ઉક્ત દાખલાઓ અપવાદરૂપે હોવાથી વાર્તાના ક્રમની યોજનાને આપણે આવાં દૃષ્ટાંતોથી અબાધિત રાખશું. આવી જાતના અપવાદોને આપણે સદૈવ ધ્યાનમાં તો રાખવા જ પડશે, અને એવાં બાળકોને એમના શોખની વાર્તાઓ કહેવાના વિચારને સ્વીકારવો પણ પડશે જ.

વળી એક જ સ્વાભાવિક ઉમરનાં બાળકોમાં પણ બુદ્ધિભેદે, રસવૃત્તિભેદે, પરિસ્થિતિભેદે એક જ પ્રકારની છતાં જુદી જુદી રચનાની ને જુદી જુદી વસ્તુની વાર્તાઓ સાંભળવાનો શોખ માલૂમ પડે છે. દાખલા તરીકે આપણે બાળવાર્તા કહેવા બેસીએ તો કોઈને ઉંદરની વાર્તા ગમશે તો કોઈને ચકલાચકલીની ગમશે; કોઈ કાગડા અને પોપટ માટે મરી પડશે તો કોઈ ધનિયા હજામ ઉપર ફિદા હશે; કોઈને દેડકાદેડકીની વાર્તા હલાવી નાખતી હશે તો કોઈ વળી વાદીલા હજામમાં મોહિત થયેલ હશે. આ બધી રુચિઓને અવકાશ તો હોવો જ જોઈએ. આ ભિન્ન ભિન્ન રુચિ ક્યાંથી આવે છે એ પ્રશ્ન વાર્તા કહેનાર પાસે સીધેસીધો નથી, અને છે પણ ખરો. વાર્તાકથનના શ્રવણમાં બાળકની કઈ વૃત્તિ પ્રધાનપણે છે તે શોધવું અત્યંત કઠિન છે. સામાન્ય રીતે આટલા જમાનાના અનુભવ ઉપરથી આપણે જાણી શક્યા છીએ કે આવી આવી વાર્તાઓ બાળકોને પ્રિય છે, અને એ વાર્તાઓ આપણે બાળકોને કહીને તેમને સંતોષ આપી શક્યા છીએ. પણ બાળકોની વાર્તાની પસંદગી કરવાની વૃત્તિની પાછળ આપણે જઈને જોઈ શક્યા હોઈએ ને એ વૃત્તિનું કારણ ખોળી કાઢતા હોઈએ તો નવી નવી વાર્તાઓ આપણે સફળતાથી યોજી શકીએ, એટલું જ નહિ પણ વાર્તાનો ક્રમ આપણે વધારે સ્થિર ને વ્યવસ્થિત કરી શકીએ. બાલ-મનનો પ્રદેશ અત્યંત વિશાળ છે; એ પ્રદેશમાં રુચિઓ અને અરુચિઓની શોધ કરવી કઠિન છે. છતાં ક્રમ નક્કી કરવા આપણે બને તેટલા એ રુચિઓની પાછળ જઈએ. બાળક વાર્તાને સાંભળે છે એ નવાઈની વાત નથી, પણ એ શા માટે સાંભળે છે એ નવાઈની વાત છે, અને તેથી ય વધારે નવાઈની વાત તો એ છે કે અમુક ઉમરનું અને એક જ ઉમરે અમુક જાતનું બાળક અમુક જ વાર્તાઓ શા માટે સાંભળે છે !

બાળક જોડકણાં ભરેલી વાતો સાંભળે છે, બાળકને કલ્પિત વાતો ગમે છે, બાળક ઐતિહાસિક વાતો અને પ્રેમકથાઓ સાંભળે છે, બાળક બહાદુરીની અને ભક્તિની વાતો પણ સાંભળે છે. કારણ ?

તેમને વાર્તા કહેવાનું બીજું કશું કારણ હાથ ન લાગે, શા માટે તેઓ વાર્તાઓ સાંભળે છે તે આપણે કોઈ પણ રીતે જાણી શકીએ નહિ, તોપણ તેઓ વાર્તાઓ સાંભળે છે, એ જ તેમને વાર્તા કહેવાનું મોટામાં મોટું અને મજબૂત કારણ છે. તેઓ અમુક ઉમરે અમુક વાર્તાઓ સાંભળે છે એ જે આપણો અનુભવ છે, તે જ તેમને કહેવાની વાર્તાઓનો ક્રમ નક્કી કરવાને મજબૂત અને સહીસલામત સાધન છે.

છતાં આપણે તેના કારણની ખોજ કરવાનો પ્રયત્ન કરીએ.

શા માટે બાળક જોડકણાં સાંભળે છે ? જેમાં કશો અર્થ ન હોય એવાં જોડકણાં સાંભળતાં બાળકોને આપણે જોયાં છે. એમનો એ વખતનો આનંદ વર્ણવી શકાય જ નહિ. એમની તલ્લીનતા તો મોટા મોટા શોધકની તલ્લીનતાથી પણ ચડી જાય. એમની એ વાર્તા ફરી ફરીને સાંભળવાની ધૂન તો એકાદ સારામાં સારું કામ કરનાર મોટા માણસની ધૂનથી યે બળવાન જોવામાં આવે. બાળકો ખાવું પીવું, રમતગમત, મોજમજા ભૂલી જઈને આવી વાર્તાઓ શા માટે સાંભળતાં હશે એ પ્રશ્ન સ્વાભાવિક છે, પણ એનો ઉત્તર સહેલો નથી. શું, વાર્તા સાંભળવાની અને કહેવાની પરંપરાએ બાળકના મનમાં આ રુચિ જગાડી છે ? શું બાળક નવી ભાષાને શીખતું હોવાથી વાર્તામાં રહેલાં જુદા જુદા ભાષાપ્રયોગોને પોતાના બનાવવા વાર્તા સાંભળતું હશે ? અથવા શું, વાર્તામાં આવતાં પ્રાણીઓ, પદાર્થો વગેરે જે જે પોતાની

આસપાસ તે જોવા લાગ્યું છે તે વિષે વાર્તામાં કંઈક કથન છે અને તે સમજી શકાય તેવું નથી તેથી તેનો ભેદ ઉકેલવા બાળક વાર્તા સાંભળતું હશે ? શું, આપણે તેને વાર્તા કહીને જ એનામાં વાર્તા સાંભળવાનો કૃત્રિમ રસ પેદા કરતા હઈશું ?

વાર્તા કહેનારાઓનું એવું માનવું છે કે બાળક એકાએક આ દુનિયાની કૃતિઓ વચ્ચે ને આપણી ભાષા વચ્ચે નવુંસવું આવેલું હોવાથી તેને ભાષા દ્વારા દુનિયાનો પરિચય કરી લેવાની સ્વાભાવિક હાજત છે. એ હાજત વાર્તાકથન દ્વારા સંતોષાય છે, એટલે એમાં તેઓ રસ લે છે; એટલે કે બાળક પોતાની આસપાસની જે સ્થૂળ દુનિયા છે એ દુનિયાની વાતો જેમાં હોય તે વાર્તાઓ છેક નાની ઉંમરે સાંભળવા પ્રેરાય છે. કેટલાએકનું એમ માનવું છે કે બાળકનું જીવન ક્રિયાપ્રદેશમાં વિહરવાની શરૂઆત કરતું હોય છે તેથી તેમને ક્રિયાપ્રધાન વાર્તાઓ ગમે છે. વળી કેટલાએક માને છે કે બાળકને એકાદ બનાવ કે એકાદ વસ્તુ કે એકાદ પ્રાણી કે એકાદ અનુભવ જે પોતાની સ્મરણશક્તિમાં બેસી જાય છે, ને જેનું સ્મરણ આનંદદાયક લાગે છે અથવા જેના સ્મરણથી બીજાં મીઠાં સ્મરણો સાંભરે છે, તેવી સામગ્રીથી ભરેલી વાર્તાઓ બહુ ગમે છે. આ બધી કલ્પનામાં ઘણું સત્ય છે. આ બધી કલ્પના પાછળ વાર્તા કહેનારનો લાંબો અનુભવ છે. મારા પોતાના અનુભવથી મેં કેટલીએક કલ્પના કરેલી છે તેને હું અહીં નોંધું છું.

મારું એવું માનવું છે કે બધાં બાળકોને વાર્તા સાંભળવી ગમે છે એવી ઘણા લોકોની માન્યતા ભૂલ ભરેલી છે. આથી ઊલટું એવું પણ જોવામાં આવ્યું છે કે કેટલાંએક બાળકોને વાર્તા સાંભળવી જ ગમતી નથી. જુદાં જુદાં કારણોથી જુદી જુદી રુચિનાં બાળકો જુદી જુદી વાર્તાઓ સાંભળે છે એવો મારો

અનુભવ છે. કેટલાંએક બાળકો એવાં છે કે જેઓ સ્વભાવથી પોતાને જોઈતું જ્ઞાન મુખ્યત્વે નરી આંખથી લે છે, તો કેટલાંએક બાળકો એવાં છે કે જેઓ જરૂરી જ્ઞાન પ્રમુખતઃ કાનથી લે છે. જે બાળકો આમ કાનથી જ્ઞાન લેવાવાળાં છે. તેઓને માટે અંગ્રેજીમાં કર્ણમન- વાળાં (ear-minded) એવો શબ્દ છે. કાનથી જ્ઞાન લેવાવાળાં બાળકોમાં બે પ્રકાર સામાન્ય છે; એક પ્રકાર ધ્વનિપ્રિય બાળકોનો અને બીજો પ્રકાર શબ્દપ્રિય બાળકોનો. ધ્વનિપ્રિય બાળકો સંગીત- પ્રધાન નીકળે છે જ્યારે શબ્દપ્રિય બાળકો સાહિત્યપ્રધાન નીકળે છે. આવાં સાહિત્યપ્રિય બાળકોને વાર્તા સાંભળવી ગમે છે. છેક બચપણથી જ તેમને વાર્તાશ્રવણમાં ખૂબ રસ આવે છે. જે બાળકો વધારે પ્રમાણમાં દર્શનપ્રિય હોય છે તેઓ વાર્તા સાંભળવામાં ઓછો રસ લે છે : તેમને જીવતીજાગતી દુનિયાના જીવંત અનુભવો કરવામાં જ વધારે રસ આવે છે. એકલાં અથવા વધારે પડતાં કલાપ્રેમી અને ઓછાં સાહિત્યરસિક બાળકોને વાર્તાનું કથન પ્રિય લાગતું નથી એમ કહી શકાય. સિદ્ધસૂત્રરૂપે નહિ પણ અનુભવથી કામચલાઉ સૂત્ર તરીકે મૂકી શકાય કે વાર્તા સાંભળવાનાં ભારે રસિક બાળકો મોટે ભાગે સાહિત્યપ્રેમી થવાનાં.

શા માટે બાળકો જોડકણાં અને અર્થ વિનાની વાતો સાંભળવા તત્પર રહે છે તેનો આ એક ખુલાસો છે. છેક નાનાં બાળકો જોડકણાંવાળી અને પોતાની આસપાસની દુનિયાનું જેમાં ક્રિયાત્મક પ્રતિબિંબ પડે છે તેવી વાર્તાઓ સાંભળે છે તેનું એક બીજું પણ કારણ છે. પોતે જે સઘળું નજરે ભાળે છે અને અનુભવે છે તે ભાષાના રૂપમાં બદલાઈ જાય છે, એ અનુભવ બાળકને નવો છે, અને તે કાંઈ જેવો તેવો નથી. આ અનુભવ તેને

ચમત્કૃતિ ભરેલો લાગે છે એથી તે અનુભવની મીઠાશ વારંવાર લેવા તે ચાહે છે; અને તેથી તે વાર્તાના શ્રવણમાં રસ લે છે. ક્રિયામાત્રની પાછળ ભાષા છે, વસ્તુમાત્રને નામ અને ગુણ છે, એ કલ્પના અને જ્ઞાન જ્યાં જ્યાં વાર્તા તેને આપે છે ત્યાં ત્યાં બાળકને વાર્તા આવકારદાયક જ લાગે છે. એક ત્રીજું કારણ પણ છે. બાળક પોતાની નાની વયે પણ કેટલાએક ઈન્દ્રિયગમ્ય અને માનસગમ્ય અનુભવો કરે છે. એ અનુભવોમાં કેટલાએક મીઠા હોય છે અને કેટલાએક કડવા હોય છે. મીઠી વસ્તુની સ્મૃતિ સંઘરવાનો મનુષ્યનો સ્વભાવ છે. જ્યારે જ્યારે આપણે એકવાર થયેલ મીઠા અનુભવને સીધી રીતે વારંવાર તાજો કરી શકતા નથી ત્યારે ત્યારે આપણે તેનું સ્મરણ કરી તાજા થઈએ છીએ. વાસ્તવિકતાના અભાવે, વાસ્તવિકતા દૂર થવાથી અથવા નાશ પામવાથી આપણે તેનું વધારેમાં વધારે સ્થૂળ મૂર્તિથી સ્મરણ કરવાની યોજના કરીએ છીએ. બાળકના જીવનમાં પોતાને ગમી જાય એવા ઘણા સુંદર પ્રસંગો બને છે, પણ તે પાછા લુપ્ત થઈ જતાં બાળક તેને શોધવા અસમર્થ બને છે. આવે વખતે એ સ્થૂળ બનાવને વાર્તારૂપે તાજો થતો જોઈ વાર્તાનું તે પૂજારી બને છે. દૂર દેશાવર થયેલ કે મૃત્યુ પામેલ મિત્રનો ફોટો જેમ આપણા મનનું એક જાતનું સમાધાન કરી મીઠા લહાવાનું મીઠું સ્મરણ કરાવે છે, તેમ જ વાર્તાઓ ગત અનુભવોને તાજા કરી મીઠું લહાણું બક્ષે છે. ધારો કે એક બાળકને એક કૂતરીને તેનાં બચ્ચાં સાથે રમતી જોવાનું મળ્યું; તેને તે બહુ ગમી ગયું. બધો વખત કૂતરી અને તેનાં બચ્ચાં જોવાની બાળકને સગવડ ન મળે એ સમજી શકાય તેવું છે. જ્યારે કૂતરીની ગમ્મત સાક્ષાત્ જોવા ન મળે ત્યારે કૂતરીની ગમ્મત તાજી કરનારી વાર્તામાં બાળક સહેજે રસ લે એ

દેખીતું છે. હવે એક ચોથું કારણ પણ છે કે જેથી બાળકને વાર્તા સાંભળવી ગમે છે, ને તે સાંભળવાથી તેને લાભ થાય છે. કેટલીએક પ્રવૃત્તિઓ જ એવી છે કે જે બાળક ઈચ્છે છતાં તેને બાળકના હિતમાં કોઈ કરવા દેતું નથી; તેમ કેટલીએક પ્રવૃત્તિઓ એવી છે કે જે બાળક તેને કરવા ચાહે છે ને તે કરી શકે છે, છતાં અજ્ઞાનનાં અને એવાં બીજાં ક્ષુદ્ર કારણોને લીધે માબાપો કે શિક્ષકો તેને તે કરવા દેતાં નથી. બાળકની સાહજિક વૃત્તિઓને રોકવાથી બાળકની ઈચ્છાઓ અતૃપ્ત રહે છે. એ ઈચ્છાઓ પછી બાળકને વાસ્તવિક રીતે નહિ તો કલ્પનાથી તૃપ્ત કરી લેવી પડે છે. કલ્પનાથી એટલા જ માટે કે એકલી કલ્પના કરવાથી પણ બાળકની અતૃપ્ત ઈચ્છાને ઘણોખરો સંતોષ મળી જાય છે. જેમ આપણા કોઈ મિત્રને મળવાને આપણી તીવ્ર ઈચ્છા હોય છતાં આપણને કોઈ તેની સાથે મળવા ન દે તો છેવટે આપણે તેની છબી જોઈને અરધોપરધો આનંદ મેળવવા રાજી હોઈએ છીએ, તેમજ બાળક અર્ધતૃપ્ત કે અતૃપ્ત ઈચ્છાને વાસ્તવિકતાથી નહિ તો કલ્પનાથી સંતોષવા પ્રેરાય છે. આ કલ્પનાથી સંતોષવાની રીત તે વાર્તાનું શ્રવણ છે. જો વાર્તા દ્વારા બાળકની અતૃપ્ત ઈચ્છાને સંતોષ મેળવવાનું ન મળે તો બાળકને કેવાં નુકસાન થાય તેનો વિચાર અહીં અપ્રાસંગિક હોઈ તે આપણે છોડી દઈએ છીએ. બાળકને વાર્તા સાંભળવાની મરજી થાય છે તેનું એક મોટું કારણ એ છે કે વાર્તાના શ્રવણમાં બાળકને પોતાને જે જાતનો વિકાસ જરૂરી છે તે તેને મળે છે. કઈ જાતનો વિકાસ બાળક વાર્તા દ્વારા શોધે છે તે દરેક પ્રસંગે પારખવું મુશ્કેલીભર્યું છે; પણ એટલું તો ચોક્કસ છે કે જે વાર્તા બાળકને કોઈ ને કોઈ રીતે ઉપકારક નથી તે સાંભળવા તે પ્રેરાતું નથી. અહીં વાર્તા સાંભળવી ન સાંભળવી બાળકની મુનસુફી ઉપર રહે છે એમ માની લેવામાં આવ્યું છે.

બાળકોને આવાં આવાં કારણોથી વાર્તાઓ ગમે છે તે સંબંધે આટલા વિવેચન પછી આપણે વાર્તાનો ક્રમ ગોઠવીએ. આગલી ચર્ચા ઉપરથી આપણે આટલું તો નક્કી કરી શકીએ જ કે બાળકોને નીચે લખ્યા પ્રકારની વાર્તાઓ ખસૂસ ગમે છે :-

(૧) નાનાં નાનાં જોડકણાંની વાર્તાઓ.

(૨) નાનાં નાનાં જોડકણાં જેમાં પ્રધાન હોય તેવી વાર્તાઓ.

(૩) પ્રાણીઓની વાર્તાઓ.

(૪) પોતાની આસપાસ બનતી પરિચિત વસ્તુઓ અને પ્રાણીઓના બનાવોની વાર્તાઓ.

(૫) જેમાં ક્રિયાઓનો મોટો ભાગ હોય તેવી વાર્તાઓ.

આવી વાર્તાઓને મેં સામાન્ય રીતે 'બાળવાર્તાઓ' એવું નામ આપ્યું છે.

પહેલા વર્ગમાં આપણે કહાણી કહું કૈયા, એક વાતની વાત અને નકો નકો રાજાને મૂકીએ.

બીજા વર્ગમાં ડોશીની વાર્તા, એક ચકલીની વાર્તા, કાગડો અને કોઠીબું, કૂકડી પડી રંગમાં, ચકી પડી ખીરમાં, જૂકા પેટ ફૂટયા, નદી લોહી લોહી, વગેરેને આપણે ગણાવીએ.

ત્રીજા વર્ગમાં બિલાડીની જાત્રા, કાગડા કાબરની વાર્તા, ભટૂડીની વાર્તા, કચેરીમેં જાઉંગા, વગેરેને ગણાવી શકીએ.

ચોથા વર્ગમાં આવી વાર્તાઓ માન્ય ગણાયઃ- કાગડો અને વાણિયો, ઈસપનીતિની કેટલીએક વાર્તાઓ વગેરે.

પાંચમા વર્ગમાં આવી વાર્તાઓને મૂકી શકાય :- પાલીમાં પાંચ ઉંદરડા, ટશુકભાઈની વાર્તા, ટાઢા ટબૂકલાની વાર્તા, વગેરે.

આપણે પ્રથમ શ્રેણીરૂપે આવી વાર્તાઓ નક્કી કરી, પરંતુ એ સાંભળવી યા ન સાંભળવી તે બાળકોની મરજીની વાત છે.

કોઈ પણ વાર્તા બાળકને અત્યંત ગમી જાય, તેનું પુનરાવર્તન બાળક વારંવાર માગ્યા કરે, તો સમજવું કે વાર્તા બાળકને ખૂબ ગમી ગયેલ છે. તે વખતથી તે વાર્તા તે ઉંમરના બાળકને લાયક બને છે. બાળકના મગજમાં કે મનમાં કોઈ એકાદ મનગમતી વાર્તા સાંભળવામાં આવતાં એક જાતના ઓર આનંદનો અનુભવ થાય છે. તે અનુભવની ખાતર જ બાળક આપણી પાસે વાર્તા કહેવરાવ્યા કરે છે; વાર્તાની બધી હકીકતો તેના ધ્યાનમાં આવે છે ને નથી પણ આવતી.

એક છોકરીને લાડવા ખાવાનો ભારે શોખ હતો તેને એકવાર 'કહાણી કહું કૈયા'ની વાત મેં કહી; તે તેને અત્યંત ગમી. તે જોડકણું હતું તેથી તેને ગમી ન હતી; તેની ભાષા- રસિકતાને લીધે તે તેને પ્રિય થઈ ન હતી; પણ :-

"મહાદેવે મને લાડવા આપ્યા;
લાડવા મેં ઘેર આણ્યા.
એક લાડવો મેં ખાધો;
એક લાડવો બાએ ખાધો;
એક લાડવો ભાઈએ ખાધો;
એક લાડવો કાકાએ ખાધો;
એક લાડવો બેને ખાધો.
ને એક લાડવો મામા માટે રાખ્યો
તે કાળિયો કૂતરો આવીને ખાઈ ગયો !"

એટલાં ભાગમાં આઠ વખત 'લાડવો' શબ્દ આવે એટલે એને એમાં ભારે ગમ્મત પડી. આખી વાર્તા એ સાંભળે પણ નહિ; પણ પાછલો ભાગ સાંભળવા તે એટલી બધી અધીરી બને કે મારે :-

"માળીએ મને ફૂલ આપ્યા;
ફૂલ મેં મહાદેવને ચડાવ્યાં."

ત્યાંથી વાર્તા શરૂ કરીને —

"કાળીયો કૂતરો આવીને ખાઈ ગયો !"

ત્યાં પૂરી કરીને તે વાર્તા વારંવાર કહેવી પડતી.

એક બાળકને બુદ્ધ ભગવાનના પૂર્વજન્મની લગભગ પોણોસો વાર્તા કહેલી. પરંતુ તેને જે અત્યંત ગમી ગયેલ તે તો 'બુદ્ધ પૂર્વજન્મમાં કૂતરો' એ વાર્તા હતી. તે તેણે મારી પાસે કેટલીયે વાર કહેવડાવેલી. એ વાર્તામાં આવતો બુદ્ધકૂતરો રોફથી આમ આમ ચાલીને કચેરીમાં ગયો ને રાજાને ઉપદેશ દેવા લાગ્યો, એ ભાગ એને એટલો બધો ગમી ગયેલો કે તેટલા ખાતર જ તેણે એ વાર્તા કેટલી યે વાર સાંભળેલી. હું એ વાર્તા કહેતાં થાકેલો પણ એ રસિયો એને સાંભળતાં થાકેલ નહિ ! આવી જાતના માનસનો આપણને નાટકશાળામાં અને સિનેમામાં પરિચય થાય છે. કેટલાએક એવા શોખીન પડેલા છે કે જેઓ માત્ર એકાદ જ ગાયન સાંભળવા કે એકાદ જ નાચ જેવા કે એકાદ જ ટેબલો જોવા નાટક કે સિનેમામાં પૈસા ખર્ચે છે, ને જ્યારે પોતાને ગમતું આવી જાય છે ત્યારે નાટકશાળા કે સિનેમા છોડી ચાલતા થાય છે. એ કહે છે : "બસ! આટલા જ માટે પૈસા કુરબાન છે." બાળક આવી જ રીતે એકાદ આનંદનો અનુભવ ફરી ફરી વાર અનુભવવા વાર્તા ઉપર કુરબાન રહે છે.

એક છોકરી હતી. એને વાર્તા સાંભળવી ન ગમતી. સ્વભાવથી એ છોકરી સાહિત્યપ્રિય ન નીકળી, પણ કલાપ્રિય નીકળી. પણ વાર્તા કહેતાં એને એક વાર્તા બહુ ગમી ગઈ. એવી ગમી ગઈ કે તે સાંભળતાં તે થાકે જ નહિ. એ વાર્તા શંકર જ્યારે

તપશ્ચર્યા કરવા ગયા અને પાછળથી પાર્વતીમાતાએ પોતાના મેલમાંથી ગણપતિજી અને ઓખાને ઉત્પન્ન કર્યાં ને પછી શંકર આવ્યા ને ગણપતિજીનું ડોકું કાપી લીધું ને ઓખા એક મીઠાની ઓરડીમાં સંતાઈ ગઈ, તે હકીકતમાંથી વણેલી હતી. પણ જ્યારે શંકર મોટી દાઢી લઈને આવે ને ગણપતિ તેને કહે : "એ જોગટા! કોણ છે ? ચાલ્યો જા; ભાગી જા." ને શંકર માને નહિ એટલે લડાઈ થાય, ને તેમાં શંકર હક લઈને ગણપતિજીનું ડોકું કાપી નાખે ને ઓખા કૂદ કૂદ કરતી નાસી જાય, એ પ્રસંગ આવે ત્યારે આ છોકરી એકાકાર બની જતી. પોતે જ જાણે ઓખા હોય અને તેનો ભાઈ જાણે ગણપતિ હોય એમ તેને લાગતું; તે પોતે જે ઘરને ઓટલે બેસતી તે જ ઓટલો શંકરના કૈલાસભવનનો ઓટલો તેને લાગતો, અને તેની માની નહાવાની ઓરડીમાં જ જાણે પાર્વતી નહાવા બેઠાં હશે એમાં તેને થતું. આ વાર્તાનાં કયાં તત્ત્વો એ છોકરીને આકર્ષી શકયાં હશે તે કહેવું મુશ્કેલ છે. નાનપણથી કોઈ એકાદ વાર્તા માટે પક્ષપાત બંધાઈ જવો એ આવા આનંદાનુભવને કારણે જ છે.

મેં નાનપણમાં કેટલી યે વાર્તાઓ સાંભળેલી, પરંતુ મારી બાએ કહેલી 'ત્રણ જૂબાઈની વાર્તા' હજી પણ મારી સ્મૃતિમાંથી ગઈ નથી. એ વાર્તા આખી ભૂલી ગયો છું, પણ એક જૂ જંગલમાં રહેતી ને એક જૂ ઘંટીના થાળામાં રહેતી ને એક જૂ પાદર રહેતી. એ સાંભળતાં મારા મનમાં જંગલની ને પાદરની જે કલ્પના થતી તેનો, ને જંગલમાં રહેનારી જૂ જ્યારે પોતાને માથે સૂરવાળીનો ભારો લઈને ઘંટીના થાળાની જૂને મળવા આવતી ત્યારે મારી આંખ આગળ એકાદ કણબણ સીમમાંથી લાણો લઈને નીતરતે લૂગડે આવતી હોય તેનો દેખાવ નજરે તરે છે. એ વાર્તા સાથે

થયેલી એ જૂની દોસ્તીને લીધે આજે હું એને ચોમેર શોધી રહ્યો છું.

એક બીજી વાર્તા મારી સ્મૃતિ ઉપર કોતરાઈ રહી છે. તે વાર્તાના 'સાંઢિયા પગ સડે' વાકયથી શરૂ થાય છે. હું તે વાર્તા ભૂલી ગયેલો; ઘણે વર્ષે હમણાં જ મને એ વાર્તા આખેઆખી હાથ લાગી ત્યારે જૂના મિત્રને મળતાં આનંદ થાય તેટલો આનંદ થયેલો.

'આનંદી કાગડો' અને 'સાત પૂંછડિયો ઉંદર'ની વાર્તાઓ મને સરસ કહેતાં આવડે છે અથવા કહેવામાં ખૂબ મજા આવે છે, તેનું કારણ પણ એ જ છે કે એ વાર્તાઓ મારા જૂનાપુરાણા દોસ્તો છે. આટલું વાર્તાના ક્રમમાં પ્રથમ શ્રેણી સંબંધે.

હવે બીજી શ્રેણી સંબંધે વિચારીએ. બીજી શ્રેણી કલ્પિત વાર્તાની છે. બાળવાર્તાઓ કલ્પિત છે પણ અહીં કલ્પિત વાર્તાનો અર્થ જરા વિશિષ્ટ છે. બાળવાર્તામાં બાળકની આસપાસની દુનિયાનું પ્રતિબિંબ હોય છે, જ્યારે આ કલ્પિત વાર્તાઓમાં કોઈ ખરી દુનિયાનું પ્રતિબિંબ હોવાપણું નથી. બાળવાર્તામાં એક જાતનું અશકયપણું છે જ્યારે આ કલ્પિત વાર્તાઓમાં બીજી જાતનું અશકયપણું છે. આ બીજી જાતનું કલ્પિતપણું મૂલં નાસ્તિ કુતઃ શાખા એવા પ્રકારનું છે. પણ કલ્પિત વાર્તાની વ્યાખ્યા આપવાનો નિષ્ફળ પ્રયત્ન કરવો અથવા તેનું અધૂરું વર્ણન કરવું તેના કરતાં કલ્પિત વાર્તાના પ્રદેશને દેખાડી દેવો એ જ ઠીક છે. અંગ્રેજી ગ્રંથકારો પરીઓની વાતોને આ જાતની વાતોમાં ગણાવે છે; પૌરાણિક વાતો, દંતકથાઓ અને લોકવાર્તાને પણ આ જ વર્ગમાં મૂકવામાં આવેલ છે. આપણે ત્યાં પરીઓની વાતો ખાસ કરીને નથી એમ એકવાર હું કહી ગયો છું. આપણે ત્યાં કલ્પિત વાતોમાં

નીચે લખ્યા પ્રકારની વાતો છે :-

(૧) કુદરતના બનાવો અને દશ્ય સંબંધી વાતો.
(૨) પૌરાણિક વાતો.
(૩) ભૂતપ્રેતની વાતો.
(૪) લોકવાર્તાઓ.
(૫) દંતકથાઓ.
(૬) પરીઓની વાતો.

આપણે ત્યાં પરીઓની વાર્તાઓ નથી એનો અર્થ એ છે કે ગુજરાતના લોકવાર્તાના જૂના ભંડારોમાં એ રત્ન નથી. હાલના લેખકોએ પરીઓની વાતો ગુજરાતી ભાષામાં સંગ્રહો દ્વારા આણવાની શરૂઆત કરી છે. એવો એક સફળ પ્રયત્ન ભાઈ મેઘાણીનો છે. 'ડોશીમાની વાતો' બધી ગુજરાતની નથી પણ બંગાળની ને પરદેશી છે. એ સંગ્રહથી આપણી આ બીજી શ્રેણીમાં પરીઓની વાતો વધે છે. આપણે પરીઓની વાતોને પણ આવા સંજોગોમાં બીજી શ્રેણીની વાતોની યાદીમાં ખુશીથી ગણાવી શકીએ.

ઉક્ત બધી વાર્તાઓ બાળક જ્યારે વાસ્તવિકતાના પ્રદેશમાંથી કલ્પનાના પ્રદેશમાં વિચરવા લાગે છે ત્યારે તેને સાંભળવી ગમે છે. 'બાળવાર્તા'ની શ્રેણીને લાયકનું બાળક કલ્પિત વાર્તામાં રસ નથી લઈ શકતું એવો અનુભવ વાર્તા કહેનારાઓનો છે જ. પણ શા માટે કલ્પિત વાતોમાં અમુક ઉંમરે બાળકો રસ લે છે તે આપણે જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આગળ હું કહી ગયો તેમ કેટલાંએક બાળકો શબ્દપ્રિય હોય છે. જે બાળકો શબ્દપ્રિય છે તે બાળકો વાર્તા સાંભળવાનું વધારે પસંદ કરે છે. શબ્દપ્રિય બાળકો વાસ્તવિક વાર્તા સાંભળવાનાં

શોખીન હોય છે તેમ જ તેઓ કલ્પિત વાર્તા સાંભળવાનાં પણ શોખીન હોય છે. વાસ્તવિક વાતો કે કલ્પિત વાતો, શૌર્યની વાતો કે અદ્‌ભુત વાતો, બધી ય વાતો શબ્દચિત્ર છે; ને જે બાળકો શબ્દચિત્રપ્રિય છે તેઓ ગમે તે ઉમરે વાર્તા સાંભળવાનાં શોખીન હોય છે. વળી શબ્દપ્રિય બાળકો શબ્દનું બળ અનુભવવા ઈચ્છા રાખે છે. શબ્દથી આપણી સામે ચિત્ર ખડું થાય છે તેમાં શબ્દની શક્તિ રહેલી છે. જેટલું અસરકાર શબ્દચિત્ર વાસ્તવિક વાર્તા ઊભું કરી શકે તેથી વધારે અસરકારક ચિત્ર કલ્પિત વાર્તા કરી શકે. આ એક કારણ છે કે જેથી બાળકો કલ્પિત વાતો સાંભળવા પ્રેરાય છે.

આવી વાર્તાઓ બાળકો સાંભળે છે તેનું બીજું કારણ પણ છે. કેથરના શબ્દોમાં એ કારણ હું લખીશ :-

"Primitive man through fear and fancy personified the forces of nature and gave them human attributes, and because they were less tangible than the creatures of the jungle and plain that figured in this earliest fables, his mind visualized them as fantastic beings, sometimes lovely and sometimes grotesque, fairies and goblins, destructive monsters and demons and avenging grants whe preserved him from that which he feared. This originated the fairy story that was the expression of this religion. The child enjoys these tales."

એનો સારાંશ એ છે કે સમાજના બાલ્યકાળનો મનુષ્ય પોતાને અગમ્ય એવાં કુદરતનાં બળોમાં મનુષ્યના ભાવોનું આરોપણ કરતો. કુદરતનાં ભિન્ન ભિન્ન બળોની ભિન્ન ભિન્ન

સૃષ્ટિઓ-જેવી કે ભૂતપ્રેતસૃષ્ટિ, ગાંધર્વકિન્નરસૃષ્ટિ, પરીઓની સૃષ્ટિ, રાક્ષસાદિની સૃષ્ટિ - ને તે આ કુદરતનાં બળોમાં કલ્પતો અને તેમની વાતો ઉડાવતો. આ વાતો તે કલ્પિત વાતો. આપણે બાળકને સમાજના પ્રાથમિક મનુષ્યની સાથે સરખાવેલ છે. સમાજના પ્રાથમિક મનુષ્યની બુદ્ધિ બાળકમાં જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં તેને આ કલ્પિત વાતો ગમે છે.

કલ્પિત વાતો બાળકો સાંભળે છે એનું એક ત્રીજું કારણ પણ આપી શકાય. પોતાની કલ્પનાશક્તિ ખીલવવાને માટે એને તૃપ્તિ આપવાને માટે, કલ્પક બાળક આવી વાર્તાઓમાં રસ લે એ સ્વાભાવિક છે. વાસ્તવિકતાભરી વાતો સાંભળ્યા પછી વાસ્તવિકતાના પાયા ઉપર રચેલી કલ્પનામાં વિહાર કરવાની કલ્પક બાળકની વૃત્તિને આવી વાર્તા સાંભળવાથી જ સંતોષ મળી શકે. જે વાતોમાં મનુષ્યસ્વભાવ અને લક્ષણનાં, મનુષ્યના વર્તનની વિલક્ષણતાનાં, મનુષ્યના ભાવાભાવનાં, મનુષ્યની નિર્બળતા-સબળતાનાં પ્રતિબિંબો છે, તે વાર્તા વાસ્તવિકતાના પાયા ઉપર રચેલી ગણવામાં વાંધો ન હોવો જોઈએ એવું મારું માનવું છે; અને એવી વાર્તાઓ સાંભળવાથી બાળક પોતાની કલ્પનાશક્તિને કેળવે છે એ સત્ય હોવાથી બાળકો શા માટે આવી વાર્તાઓ સાંભળે છે તેનો એક વધારે ખુલાસો મળે છે.

આવી વાર્તાઓ સાંભળવાનું એક ચોથું કારણ છે. જો આવી વાર્તાઓને વાસ્તવિકતાના પાયા ઉપર રચેલી ન ગણીએ અને તદ્દન હવાઈ યાને મનથી માની લીધેલી એટલે કે make-believe ગણીએ તો આપણી પાસે એક બીજો ખુલાસો છે. જે બાળકોને માબાપો અથવા શિક્ષકો વાસ્તવિક જીવન જીવવાની ના પાડે છે કે તેમાં આડે આવે છે તે બાળકોના ઉપર એક જાતનું

દબાણ થવાથી તેમની વાસ્તવિક જીવન જીવવાની વૃત્તિને એકાદ દૂર દૂરના ખૂણામાં છૂપાઈને બેસવું પડે છે. એ દબાયેલી વાસના કોઈ ને કોઈ રૂપમાં બહાર પડવાનો પ્રયત્ન કરે છે. જો એ વાસનાને બહાર પાડવાનો તૃપ્તિ મેળવવાનો કોઈ પણ માર્ગ નથી મળતો તો તે વાસનાઓ ભયંકર રોગો અથવા અનીતિભંગનાં સ્વરૂપો તરીકે ફાટી નીકળે છે. સામાન્ય રીતે બાળકમાં એટલું બધું ચેતન ભર્યું છે - તે એટલું બધું સ્થિતિસ્થાપક છે કે તેના ઉપર થયેલ દબાણને તે બીજાંત્રીજાં સાધનોથી દૂર કરે છે. આથી જ વાસ્તવિક જીવનમાંથી હાંકી કહાડવામાં આવેલાં બાળકો કલ્પિત રમતો રમીને વાસનાને અમુક અંશે તો તૃપ્ત કરી લે છે. આથી જ આવાં બાળકો કલ્પિત વાતો સાંભળીને વાસ્તવિક જીવનની ઝંખનાને ટાળી શકે છે. આનો અર્થ એવો નથી કે કલ્પિત વાર્તાઓ વાસ્તવિક જીવનને બદલે દાખલ કરવી ઠીક છે. વાસ્તવિક જીવન જ ઉચ્ચ પોષણ આપે છે - પ્રથમ દરજ્જાનું પોષણ આપે છે; પણ જ્યાં કુદરતી ખોરાક ન મળી શકે ત્યાં કૃત્રિમ ખોરાકથી ચલાવવાનું છે, તેમ જ જ્યાં વાસ્તવિકતા નથી મળેલી ત્યાં જ આવી વાર્તાઓનો અર્થ છે, અને આવી વાર્તાઓ બાળકો સાંભળે તેવો પ્રબંધ કરી આપવાની આપણી ફરજ પણ છે. આવી વાર્તાઓ સાંભળવાથી કદાચને વાસ્તવિકતાથી બાળકના માનસને જે વિકાસ મળે તે ન મળે; પરંતુ એટલું તો ચોક્કસ જ છે કે આવી વાર્તાઓ સાંભળવાથી બાળકની દબાયેલી વાસનાઓની સદ્‌ગતિ થઈ જાય છે.

પ્રત્યેક બાળક કલ્પિત વાર્તા સાંભળવા રાજી હોય છે એમ નથી. પણ જ્યાં જ્યાં બાળક કલ્પિત વાર્તા સાંભળે છે ત્યાં ત્યાં ઉપર લખ્યાં ચાર કારણોમાંના કોઈ ને કોઈ કારણો હોવાનો

સંભવ છે. પણ કારણોનો પ્રદેશ મર્યાદિત હોઈ શકે નહિ, કારણ કે મનુષ્યના મનનો પ્રદેશ અમર્યાદિત છે. છતાં, જો બાળક વાર્તા સાંભળે તો સમજવું કે તેને કંઈ ને કંઈ જરૂરિયાત છે કે જેથી તે સાંભળે છે. આપણે તેની જરૂરિયાત પૂરી પાડવી જોઈએ એ વિચાર આપણી પાસેથી ખસવો ન જોઈએ.

હવે આપણે ત્રીજી શ્રેણીનો વિચાર કરીએ. અંગ્રેજ લેખકો આ શ્રેણીને શૂરપ્રધાન (heroic period) સમય કહે છે. આપણે ત્યાં વાર્તાની શ્રેણીઓ ગોઠવવાનો શાસ્ત્રીય પ્રયોગ હજી સુધી થયો જ નથી, અને તેથી આપણને શ્રેણી ગોઠવવાનું કામ મુશ્કેલીભર્યું લાગે છે. ભવિષ્યમાં વાર્તાકથન માટે શ્રેણીઓ બરાબર ગોઠવાય અને બાળકોને જે વખતે જે યોગ્ય વાર્તાઓ કહેવી જોઈએ તે જ વખતે તે યોગ્ય વાર્તાઓ કહેવામાં સગવડ મળે એટલા માટે એ સંબંધે થોડેઘણો પણ વિચાર કરવાની શરૂઆત આવશ્યક છે. શ્રેણીનો વિચાર તો જરૂર કરવો જોઈએ. ગમે તે વાત ગમે તે બાળકને ગમે તે ઉમરે આપણે કહી શકીએ જ નહિ; અને બાળકને તેના કથનમાં રસ આવે પણ નહિ, તેમ જ વાર્તાનો તેઓ બરાબર લાભ ઉઠાવી શકે પણ નહિ.

એકવાર વાર્તા કહેવામાં અત્યંત કુશળ ગઢવીને કેટલાક છોકરાઓને વાર્તા કહેવા માટે ખાસ બોલાવામાં આવ્યા હતા. ગઢવીની વાર્તા સાંભળવા માટે સૌ ઉત્સુક હતા. ગઢવી એવી તો સરસ વાર્તા કહેશે કે કોણ જાણે કેવો ય રસ જામશે એમ સૌ ધારતા હતા. ગઢવીએ વાર્તા શરૂ કરી; વાર્તા આગળ ચાલી પણ રસ જામે નહિ. ગઢવી ઘણી જ સુંદર લોકભાષામાં દુહા-સોરઠાનો પ્રયોગ કરતા જાય, હાવભાવ દેખાડતા જાય ને વાર્તાને રસિક બનાવવા પોતાનાં બધાંય હથિયારો વાપરતા જાય. પણ

છોકરાઓનાં મોઢાંઓ ઉપર આળસ, ઊંઘ અને કંટાળા સિવાય બીજું કંઈ જ દેખાય નહિ. પછી તો ગઢવીનો પોતાનો રસ પણ ઓછો થવા લાગ્યો, ને જેમ જેમ છોકરાઓ વાર્તામાંથી ઊઠી ઊઠીને ચાલતા થતા ગયા તેમ તેમ તેમની વાર્તાની ઝમક પણ ઊડતી ગઈ. આખરે વાર્તા પૂરી થઈ.

આ જ વાર્તા જો ગઢવીએ ચોરા ઉપર પડેલા અફીણી પણ રસિક અને જુવાન ગરાસિયાઓને કહી સંભળાવી હોત તો ગઢવીને સારો એવો સરપાવ મળી જાત; પણ અહીં તો ઊલટું ગઢવીની વાર્તામાં કાંઈ દમ નહિ એમ સૌને લાગ્યું. આનું કારણ એ હતું કે વાર્તા પસંદ કરવામાં ગઢવીએ મોટી ભૂલ ખાધી હતી. જે છોકરાઓ વાર્તા સાંભળવા બેઠા હતા તે છોકરાઓ ઊછરતા કુમારો હતા; કૌમારાવસ્થાનું લોહી તેમનામાં ઊછળી રહ્યું હતું; તેઓના શરીરનો અને મનનો વેગ પોતાનાં ઘરો, શેરીઓ અને ગામના સીમાડાને વટી જઈને દૂર દૂર ઊડતો હતો; તેમની રગોમાં નવા નવા અનુભવો કરવાને, નવી નવી શોધો કરવાને, નવી નવી શક્તિઓ અજમાવવાને, એ અવસ્થાનું લોહી ધપી રહ્યું હતું. તેમને સાહસની, પરાક્રમની ને શૂરાતનની વાર્તાઓ જોઈતી હતી; તેમને બહાદુરીની, નિખાલસ ઉદારતાની ને અન્યને માટે બલિદાન આપનાર યોદ્ધાઓની વાર્તાઓ જોઈતી હતી. તેમને એકલી પ્રેમની કથા નહોતી જોઈતી; પ્રેમની અવસ્થા યાને યુવાવસ્થા હજી તેમનામાં પ્રવેશી ન હતી. ગઢવીની વાર્તા ઈશ્કની હતી. આથી જ ગઢવીની વાર્તા નિષ્ફળ ગઈ. આ હકીકત શ્રેણીનો વિચાર કરવાની જરૂરિયાત બતાવે છે. બાલમંદિરમાં કેટલીએક વાર સારા મહેમાન પાસે વાર્તા કહેવરાવવાનો પ્રયોગ કરીએ છીએ ત્યારે પાકો અનુભવ થાય છે કે વાર્તાકથનના વિચારમાં શ્રેણીનો વિચાર આવશ્યક છે જ.

હવે આ ત્રીજી શ્રેણીમાં કેવી વાર્તાઓ હોવી જોઈએ તે નક્કી કરીએ. બાળકોની આ કૌમારાવસ્થામાં કુમારોની જિજ્ઞાસાઓ-ઈચ્છાઓને પોષે તેવી વાર્તાઓ જરૂર જોઈએ. આવી વાર્તાઓમાં આપણે નીચે લખી વાર્તાઓ ગણાવી શકીએ :-

(૧) ઐતિહાસિક વાર્તાઓ.

(૨) ઐતિહાસિક દંતકથાઓ.

(૩) બહારવટિયાની વાતો.

(૪) વીરરસ કાવ્યોના સાર - વાર્તારૂપે.

આ વખતે મૂળુ માણેક ને જોધા માણેકની વાર્તા બાળકોમાં નવું જીવન રેડે; આ વખતે સાંભળેલાં રામાયણ અને મહાભારત બાળકોનાં મગજમાંથી કદી પણ ભૂંસાય નહિ; આ વખતે સાંભળેલી એભલવાળાંની અને મોખડાજીની, જગદેવ પરમાર અને વીરમતીની વાર્તાઓ આજીવન એવી ને એવી જ તાજી રહે. આ વખતે બાળકોની દુનિયા વિશાળ થયેલી હોય છે. તેમણે ગામના ચોરા જોઈ લીધા છે, ગામને સીમાડે ઊભી કરેલી ખાંભીઓ- શૂરવીરોના પાળિયાને તેમણે ગણી નાખેલા છે; છાને ખૂણે માબાપથી બીતાં બીતાં ઘરમાં એકાદ સડેલ તલવારનું કાતું આડીમાં સડતું હોય છે તે કાઢી જોયું છે. આ વખતે તેમને આવી વાર્તામાં ભારે રસ જામે છે. નાનપણમાં મેં એક ગઢવીની શૂરાતનની વાર્તા સાંભળેલી. એ વાર્તાની બીજી હકીકતો તો ભૂલી ગયો છું, પણ ગઢવીએ એક રજપૂત સવાર ઘોડા ઉપર બેસી ખરે બપોરે ડુંગરોની ગાળી વચ્ચે થઈને એકલો ચાલ્યો જતો હતો તેનું વર્ણન કરેલું, તે હજી આબાદ મારી સ્મૃતિમાં એવું ને એવું જ છે. તેણે ખોંખારો મારીને કહેલું : ''હેં કે પરવતની મૂછે મૂછો લાગી રહી છે, ને ઉપરથી આગ વરસી રહી છે, ને રાજપૂતર પોતાનો

ઘોડો ખબડક ખબડક દોડાવ્યે જાય છે. શું રાજપૂતરની મૂછો ! એના ઉપર જાણે લીંબુ ઠરે.''

અમે જ્યારે કૌમારાવસ્થામાં હતા ત્યારે અમે તો વાર્તા સાંભળવાને બદલે સાચેસાચ નાનાંમોટા સાહસો ખેડેલાં. અંધારું, સ્મશાન ને એકાંત જગ્યા એ અમારાં પરિચિત સ્થાનો થઈ પડેલાં. બહાદુરીનો વેગ અમે સામસામી ટોળીઓ કરીને લડી લેવામાં વહેવડાવતા. અમે લડાઈ કરવાના ભારે શોખીન હતા. ગામમાં માણભટ્ટ મહાભારત સંભળાવે તે રાતના બાર ઉપર બે વાગ્યા સુધી સાંભળતા અને દિવસે શૂરાઓ બનીને યુદ્ધો રચતા. એકવાર તો બાવીશ જણાની અમારી ટોળીએ જાળની સોટીઓ કાપેલી ને પછી તેના ઉપર એ સોટીઓને અખંડ વિજયી બનાવવા માટે અમારામાંના એક જણની આંગળી કાપીને લોહી ચડાવેલું ! માબાપો જ્યારે અમને છેક નાના છોકરાઓ ગણતાં હતાં ત્યારે અમે ભારે ભારે પરાક્રમો કરતા હતા.

આ એક સ્વાભાવિક વૃત્તિ છે. આ વૃત્તિને સાચેસાચી તૃપ્તિ મળવી જ જોઈએ. સાચી બોયસ્કાઉટ પ્રવૃત્તિથી આ વૃત્તિને તૃપ્તિ મળી જવા સંભવ છે. એમ નહિ તો કુમારોના પ્રવાસો, રમતો અને ભ્રમણોમાંથી પણ આ વૃત્તિને ઘણું પોષણ મળી શકે. કોઈ પણ રીતે આપણે આ વૃત્તિને સાચેસાચી રીતે પોષી ન શકીએ તો પછી વાર્તા તો કહેવી જ જોઈએ. વાસ્તવિકતાના અભાવે કુમારોનો રસ વાર્તામાં જામવાનો જ, અને વાસ્તવિકતાના અભાવથી થયેલ નુકસાનનો થોડોઘણો બદલો તો વળવાનો જ.

વાર્તાની કલ્પનામાં બાળકોને ત્યારે જ જવું પડે છે કે જ્યારે બાળકોને વાસ્તવિક દુનિયામાં જવાનો પ્રતિબંધ કરવામાં આવે છે. આ સત્યની આપણે આગળ ચર્ચા કરી ગયા છીએ એટલે એક

બાઈના શબ્દોમાં મારા વિચારો જણાવી આ શ્રેણીનો વિચાર પૂર્ણ કરું છું. કેથર લખે છે :-

"They (grown-up children) want to live through nights of danger and days of daring, and since authority (of parents and teachers) hovers argus-eyed about them, ready to swoop down upon every lad who would go pirating of path finding, the nearest approach to the experience consists in listening to and in reading tales of adventure."

બાળક કુમાર મટીને યુવાન થાય છે એ અવસ્થા મનુષ્યના જીવનમાં અતિ મહત્ત્વની અવસ્થા છે. યુવાવસ્થામાં મનુષ્ય ઉપર જે છાપ પડે છે - જીવનવિષયક તેના જે આદર્શો ઘડાય છે, તે છાપ-તે આદર્શો આખી જિંદગી સુધી ભૂંસાતા નથી. મનુષ્યની આ અવસ્થા અતિ ચંચલ અવસ્થા ગણાય છે. આ અવસ્થાને જે મનુષ્ય કાબૂમાં રાખીને પોતાની જિંદગીનું નાવડું જેતે ખડક સાથે ભટકવા દીધા વિના સીધેસીધું મહાસાગર ઉપર લઈ જઈ શકે છે, તે મનુષ્ય જીતે છે એમ આપણે માનીએ છીએ, ને એવો આપણો અનુભવ છે. શું સહવાસ કે શું વાંચન, શું ગીતશ્રવણ કે શું વાર્તાશ્રવણ, શું નાટકદર્શન કે શું ભવાઈદર્શન, આ અવસ્થામાં મનુષ્યના જીવનને ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. આ અવસ્થા એટલે ઈન્દ્રિયો અને મનના વેગના પ્રબળ પૂરની અવસ્થા.

આ અવસ્થામાં બાળકને પ્રબળપણે અને સ્પષ્ટપણે પોતાની જાતિનું ભાન થાય છે. પોતે પુરુષજાતિ છે અથવા સ્ત્રીજાતિ છે એ વાત તેના મગજમાં સ્પષ્ટપણે આવિર્ભાવને પામે છે. આ

જાતિજ્ઞાનની શરૂઆત થતાં જ પોતે પોતાને અન્ય જાતિથી જાદું માને છે. તેને અન્ય જાતિ પોતાનાથી એટલી બધી ભિન્ન લાગે છે કે તે જાતિના વિચારો તેના મનમાં વધારે ને વધારે ઘોળાયા કરે છે. ત્યારથી પોતે અન્ય જાતિમાં રસ લેવા લાગે છે, તેમાં તેને મોહ થવા લાગે છે, તેનાં રહસ્યો ને ભેદોને તે ઉકેલવા મથે છે. એ જાતિ પોતાની જાતિ સાથે કયા સંબંધ ધરાવે છે, એ જાતિ પોતાની જાતિના વિકાસમાં ને પોતાના હૃદયના ભાવોને તૃપ્તિ આપવમાં કયું સ્થાન ધરાવે છે તે શોધવા તે દોડે છે. આ જાતની મનની વૃત્તિને સામાન્ય રીતે આપણી પ્રેમવૃત્તિ કહી શકીએ. યુવાવસ્થા એ પ્રેમની અવસ્થા છે. જેમ માના ધાવણ અને પ્રેમથી બાલ્યાવસ્થાને પોષણ મળેલું છે તેમ યુવાવસ્થામાં જીવનના સાથીપણાને માટે યોગ્યતા ધરાવનાર કોઈ માતાના જેવા નિર્દોષ અને પ્રેમળ પ્રેમની ભેટ ધરાવનાર વ્યક્તિની અપેક્ષા રહે છે. આ અપેક્ષાનું સાંત્વન સન્માર્ગે થાય, આ અવસ્થાનો મનુષ્ય માતા જેવી જ પ્રેમી વ્યક્તિનો નિર્દોષ પ્રેમ પામી શકે, એ માટે શિક્ષકોએ, માબાપોએ અને ગુરુજનોએ કાળજી રાખવાની છે.

અન્ય જાતિ વિષે વિચાર કરવાનો આખો પ્રદેશ કલ્પનાનો છે. આ કલ્પનાના પ્રદેશમાં આપણે સૌ થોડે અથવા વધારે અંશે ભટકેલા છીએ. આજે આપણે એ અવસ્થાને સમજણપૂર્વક વાંચીએ તો આપણને અવશ્ય લાગે કે એ વખતનું આપણું ભ્રમણ મોહક અને આનંદાયક છતાં કેટલું બધું રસ્તાની બહારનું હતું ! માબાપો પોતાના અનુભવોથી, શિક્ષકો પોતાના નિખાલસ સહવાસથી અને સાહિત્ય પોતાના ઉદાત્ત ભંડારથી યુવાનને યોગ્ય માર્ગે દોરે નહિ, તો અનેક યુવતી ને યુવાનોનું ભટકી ભટકીને મરી જવાનું કમભાગ્ય આપણે સહેવું પડે; સરસ્વતીચંદ્ર અને કુમુદ જેવાં કેટલાં યે બસૂરાં મનુષ્યોનો આપણે ભોગ ચડાવવો પડે.

આટલા જ માટે યુવાવસ્થામાં આપણે યુવકોને કેવી વાર્તા કહેવી એનો વિચાર આ પ્રકરણમાં કરવાની જરૂર છે. શૂરવીરને શૂરાઓની વાર્તાઓ ગમે તો પ્રેમી હૃદયને પ્રેમની વાર્તાઓ ગમે એ સ્વાભાવિક છે. અનુભવ પણ આ જ વાતની સાક્ષી પૂરે છે.

પણ આ વાર્તાઓ કેવી હોવી જોઈએ ? ખાસ કરીને પ્રેમકથાઓની ખોટ તો કોઈ પણ સાહિત્યમાં નથી જ પડતી. પણ પ્રેમકથાઓ અને પ્રેમકથાઓમાં તફાવત છે. સદેવંત સાવળીંગાની પ્રેમકથા આપણા સામે ઉચ્ચ જીવનનો ઉચ્ચ આદર્શ ઓછો રજૂ કરે છે. તો હલામણ જેઠવાની વાર્તા આપણા જીવન ઉપર રાજ્ય ભોગવવા લાયક છે. સીતા, જસમા ને રાણકદેવી પ્રેમજીવનમાં એક નવો આદર્શ રચે છે ત્યારે તારામતી, દયમંતી, ને દ્રોપદી, એ જ જીવનમાં એક એવો જ નવીન અને અપૂર્વ આદર્શ ધરે છે. પ્રેમના ઉચ્ચ આદર્શમાં રામ, મજનૂ, વિજાણંદ ઓછા પૂજનીય નથી. પણ પ્રેમઘેલાં પેમલા અને પેમલીઓના પ્રેમે આપણું કેટલું બગાડયું છે તેની આપણને કયાં ખબર નથી ? પરિણીત સ્ત્રી પાછળ પ્રેમને નામે ભટકવાનો પાપી આદર્શ રજૂ કરનારી કેટલી યે નવલકથાઓએ આપણા જુવાનોની અત્યારની જિંદગી ઘડેલી છે તે આપણા ખ્યાલ બહાર નથી જ. આથી જ આપણે વાર્તાઓ અને વાર્તાઓમાં તફાવત કરવો ઘટે છે.

પ્રેમકથાઓ તો આપણે યુવાવસ્થામાંથી પસાર થતાં બાળકોને કહેવી જ જોઈએ; પણ તે પેલા ગઢવીએ કહેલ પ્રેમકથા જેવી તો નહિ જ. પ્રેમકથા એટલે પુરુષો અને સ્ત્રીઓ જેમાં પાત્રો આવે તે કથાઓ એવો અર્થ નથી; પતિ અને પત્નીની વાતો જેમાં આવે તે જ પ્રેમકથાઓ એ માન્યતા પણ ભૂલ ભરેલી છે. જેમાં પ્રેમની કથા હોય તે પ્રેમકથા એ વ્યાખ્યા સહેલી અને સાદી છે.

ભાઈબહેનના પ્રેમની કથા તે એક પ્રેમકથા; સ્ત્રીમિત્ર અને પુરુષમિત્રના પ્રેમની કથા તે વળી બીજી પ્રેમકથા; માતા અને પુત્ર વચ્ચેની પ્રેમકથા તે વળી એક ત્રીજી પ્રેમકથા. આમ પ્રેમકથાઓના અનેક પ્રકારો ગણાવી શકાય. આ બધી કથાઓ શુદ્ધ પ્રેમથી, આદર્શ પ્રેમથી ભરેલી હોવી જોઈએ. આપણે પ્રેમથી બીવાનું નથી, પણ પ્રેમની નિર્બળતાથી અને કલુષિતતાથી ડરવાનું છે. પ્રેમની વાતોથી આપણે આપણા પ્રેમજીવનનો આદર્શ સુંદર રીતે ઘડી શકીએ છીએ. આપણને યુવાવસ્થાથી જ કોઈ ને કોઈ વાર્તાનું કોઈ પાત્ર ગમી ગયેલું હોય છે. કોઈના પ્રેમની આદર્શમૂર્તિ સીતા થઈ છે, તો કોઈના પ્રેમની આદર્શપ્રતિભા સાવિત્રી બની છે, તો વળી કોઈના પ્રેમની આદર્શ સ્ત્રી કુમુદ કે કુસુમ કે એવી કોઈ સ્ત્રી છે. આપણે હંમેશ એ પાત્રોની કોટિએ પહોંચવાને ગડમથલ કરેલી છે, અને આપણી નિષ્ફળતાની કડવાશ પણ અનુભવેલી છે. નવવધૂને નવપતિ પોતાની કલ્પનાની કોઈ પ્રેમમૂર્તિના તાજથી નવાજે છે, જ્યારે નવપતિને નવવધૂ પોતાની કલ્પનામાં રમતા કોઈ પતિદેવની મૂર્તિની ભાવનાથી પધરાવે છે. આ ઉદાત્ત ભાવનાઓ ઘડવાનું કામ વાર્તાઓ સારી રીતે બજાવી શકે છે. આ કાર્ય બજાવવા માટે જ પ્રેમવાર્તાઓનું વાર્તાકથનમાં આ અવસ્થાએ સ્થાન છે. પ્રેમકથાઓ કહેવાથી બાળકો બગડી જાય અને ઊલટો તેમનો રાગ વિરુદ્ધ જાતિમાં વધે તેવી માન્યતા બાળકના માનસનું અજ્ઞાન અને પોતાના જ આત્માનો અવિશ્વાસ બતાવે છે. અમુક ઉમરે જે વિકાસ સ્વાભાવિક છે તેને વિકાર લેખી દાબી દેવાનો પ્રયત્ન વ્યર્થ છે એટલું જ નહિ પરંતુ ભયંકર છે. અનિષ્ટ પ્રેમના ભયને લીધે શુદ્ધ પ્રેમને રોકવા જતાં શુદ્ધ પ્રેમ પણ અશુદ્ધ સ્વરૂપ પકડે છે એ વિચારવા જેવું છે. ભૂખને મટાડવાનો ઉપાય લાંઘણ

નથી પણ યોગ્ય ખોરાક છે, તેમ સ્વાભાવિક હાજત મટાડવાનો ઉપાય હાજતની યોગ્ય પરિતૃપ્તિમાં છે. જ્યારે આવી તૃપ્તિથી માણસ વિહોણો રહે છે ત્યારે તેનામાં અનિષ્ટ એવાં આચરણો અને તેને પરિણામે ભયંકર રોગો ફાટી નીકળે છે. પ્રેમકથાઓ એક જાતનો ઉચ્ચ ખોરાક છે. ઊછળતા લોહીમાં વહેતું પ્રેમઝરણ આવી કથાઓથી વ્યવસ્થિત થઈ અમૃતમયી નદી બને છે; પણ જો આ ઝરણાને રોકવાનો પ્રયત્ન કરીએ તો તે ખાલી પ્રદેશ ઉપર એક મોટા નદ જેમ ફેલાઈ જઈ બધું ડુબાવી દે છે. આ સંબંધમાં એક સ્વિસ બાનુના વિચારો પ્રસંગોચિત ગણાશે. એ લખે છે :-

"In this period when the world-old emotions ae first aroused, she advocates the use of love-stories that are pure in tone and high in ideal. We cannot change human nature and keep the boy of sixteen from being drawn by a magnet to the maid who is lovely in his eyes, but we can give him an ideal that will make his feeling an elevating thing instead of a debasing one. We can put into the heart of a girl a poetry and idealism that will keep her worthy of a prince; and we can do it through literature. Instead of leaving her free to roam unguided and read whatever falls into her hand or of sitting like a board of censors beside her and goading her toward the orbidden which always allures. We can lead her to delightful, wholesome stories, of which there are a goodly number."

અલબત્ત જે જે શાળાઓમાં સહશિક્ષણનો પ્રબંધ છે તે શાળાઓમાં આવી કલ્પિત વાર્તાઓની ઓછી જરૂર છે. જ્યાં જીવંત પ્રેમને અવકાશ છે ત્યાં કલ્પિત પ્રેમની વાર્તાનું કામ નથી. સહશિક્ષણમાં જે શુદ્ધ પ્રેમની પણ અપેક્ષા છે તે સંબંધે અહીં વિસ્તારથી કહી શકાય નહિ. આ સંબંધે અહીં આટલું જ.

બાળકની આ પ્રેમપૂર્ણ અદ્દ્ભુત કથાઓ સાંભળવાની અવસ્થા એ વાર્તાશ્રવણની છેલ્લી શ્રેણી છે. અહીં વાર્તાનું શ્રવણ અટકે છે. આ ઉમર પછી તો માણસ પોતાની જાતે જ પ્રેમકથાઓ વાંચીને તેનો આસ્વાદ લઈ શકે છે. છતાં સાઠ સાઠ વર્ષના ડોસાઓ પણ વાર્તાશ્રવણમાં એક બાળક જેટલો જ અખૂટ રસ ધરાવે છે એ કાંઈ વાર્તાની શક્તિનો અથવા ઘરડા માણસની બાલ્યાવસ્થાનો જેવો તેવો નમૂનો નથી. પણ આ વિચારને આપણે અહીં જ છોડી દઈશું.

ઉક્ત શ્રેણીઓમાં જે જે પ્રકારની વાર્તાઓ ગણાવી છે તે તે પ્રકારની વાર્તાઓ ઉપરાંત બીજી વાર્તાઓ પણ છે અને તેને વિદ્યાર્થીના જીવનમાં સંપૂર્ણ અવકાશ મળવો જોઈએ. વિનોદની વાર્તાઓનો એક પ્રકાર છે, કહેવતોનાં મૂળની વાર્તાઓનો બીજો પ્રકાર છે ને ચાતુરીની વાર્તાઓનો ત્રીજો પ્રકાર છે. આવી જાતની વાર્તાઓ ગમે તે શ્રેણીમાં કહી શકાય; પરંતુ આ વાર્તાઓ સામાન્ય રીતે તે ઉમરનાં બાળકોને કહી શકાય કે જ્યારે તેમનામાં બુદ્ધિશક્તિનો થોડોઘણો પણ અંકુર ફૂટેલો હોય. ચાતુરીની વાર્તાઓ ઉક્ત ત્રણ પ્રકારમાં સહેલી ગણાય. કહેવતોનાં મૂળની વાતો તો ત્યારે જ કહેવાય કે જ્યારે બાળકોમાં સાહિત્યવિષયક અભિરુચિ વધારે બહાર પડતી જોવામાં આવે, ને વિનોદની વાતો તો ત્યારે જ ઉડાવાય કે જ્યારે બાળકમાં બુદ્ધિની સૂક્ષ્મતા જામી હોય,

વિનોદ વિનોદમાં ફેર પડે છે, છતાં સાચો વિનોદ અને શુદ્ધ વિનોદ લગભગ મોટી ઉંમરનાં બાળકો જ ઝીલી શકે છે. આ ઉપરાંત બીજા રસોથી ભરપૂર વાર્તા જ્યાં જ્યાં કહી શકાય ત્યાં ત્યાં કહેવાની છૂટ જ છે. શ્રેણી એ બંધન નથી પણ દિશાસૂચક વસ્તુ છે; શ્રેણીનું કામ એટલું જ છે. જેટલે અંશે શ્રેણી અનુભવ ઉપર રચાયેલી છે તેટલે અંશે તેની·ઉપયોગિતા નિશ્ચિત છે.

હવે શ્રેણી પ્રમાણે બાળકની ઉંમરનો વિચાર કરીએ. આ બાબતમાં આપણે ત્યાં યુરોપ જેવા પ્રયોગો નથી થયા. આથી આપણે કહી શકીએ નહિ કે આટલી ઉંમરના બાળકને માટે આ શ્રેણી યોગ્ય ગણાય. પણ જ્યારથી બાળક વાર્તા સાંભળવા માંડે ત્યારથી તેની પહેલી શ્રેણીને માટેની યોગ્યતાની કલ્પના કરવી. પછી તો બાળકના રસને અનુસરીને શ્રેણીઓ અને ઉંમરનો મેળ મેળવવો. આ દિશામાં ખાસ અખતરા કરવાની જરૂર તો છે જ.

વાર્તાઓ કયા ક્રમમાં કહેવી તે સંબંધે આટલું ઘણું થશે એમ ધારી આ પ્રકરણ પૂરું કરું છું.



## પ્રકરણ ચોથું

# વાર્તાને કહેવા યોગ્ય કેમ બનાવવી ?

લોકસાહિત્યના ભંડારમાં વાર્તાઓનો તોટો નથી; અને તે બધીય વાર્તાઓ સુંદર અને સ્વાભાવિક છે. છતાં તે બધીય વાર્તાઓ વાર્તાકથનના કાર્ય માટે જેવા સ્વરૂપમાં આપણે માગીએ છીએ તેવા સ્વરૂપમાં આજે નથી. એકવાર જેવા સ્વરૂપમાં લોકોને વાર્તા ગમતી હતી, તેમને જોઈતી હતી અને તેમના માનને પાત્ર હતી, તેવા જ સ્વરૂપમાં રહેલી વાર્તાઓ આજે પણ આપણને ગમે અને આપણા માનને પામે, એમ માની લેવાની ભૂલ આપણે ન જ કરીએ. વાર્તાના મૂળ પ્રમાણે આંચ ન આવે એવી રીતે વાર્તાની ભાષામાં, રચનામાં અને વસ્તુમાં પ્રગતિના વહેવા સાથે ફેરફારો થયા જ કરે છે. એ ફેરફારોને લીધે જ વાર્તાઓ જૂની છતાં નવા જમાનાઓ સાથે ચાલતી આવેલી છે, અને એવા જ યોગ્ય ફેરફારો થયા કરશે એટલે ભાવિ જમાનાઓ સાથે વર્તમાન વાર્તાઓ ભવિષ્યકાળમાં પેસશે.

આજે આપણે આપણી સમક્ષ પડેલી વાર્તાઓ ઉપર નજર નાખીએ તો તેમાં આપણને આપણા કાર્ય માટે કેટલાએક ફેરફારો

કરી લેવાની જરૂર જણાશે. કેટલીએક વાર્તાઓ ભાષામાં સુંદર છે તો તેનું વસ્તુ અને તેની રચના ખામીવાળાં છે; કેટલીએક વાર્તાનું વસ્તુ સ્વીકાર્ય છે, તો તેની રચના અને ભાષા ત્યાજ્ય છે; કેટલીએક વાર્તાઓ વળી એવી છે કે જેની રચના ઠીક છે પણ જેની ભાષા અને વસ્તુમાં ઠેકાણું નથી. પ્રત્યેક વાર્તામાં વિશિષ્ટતા છે, પરંતુ પ્રત્યેકમાં સર્વાંશે સંપૂર્ણતા નથી. વાર્તા કહેનારે એવી વાર્તાઓ પોતાની જાદુઈ પેટીમાં સંગ્રહવાની છે, કે જેઓ સર્વાંગ-સુંદર હોય. એની ભાષા સાંભળનારને અનુકૂળ છતાં લોકપ્રાણથી ભરેલી જોઈએ, એની રચના સ્વાભાવિક છતાં કલાપૂર્ણ જોઈએ, ને એનું વસ્તુ લોકપ્રિય છતાં સર્વથા નીરોગી અને ઉચ્ચ આદર્શપ્રેરક જોઈએ.

આપણી પાસે જે સઘળી વાર્તાઓ છે તેમાંની કેટલીએક વાર્તાઓ કથનશ્રવણના કાર્ય માટે જ આજે જમાનાથી વપરાતી આવી છે. એ વાર્તાઓ કથનશ્રવણમાં જ વપરાતી હોવાથી એનું સ્વરૂપ, એનો આકાર, એનાં રૂપરંગ વગેરે, વાચન માટે જે વાર્તાઓ લખાયેલી છે તેનાથી જુદાં છે. કથનશ્રવણ યોગ્ય વાર્તાઓ વહેતી નદીઓ જેવી છે. એનું વસ્તુ, એની ભાષા અને એની રચના થોડે યા ઘણે અંશે લોકરુચિને અનુકૂળ થતાં જ આવ્યાં છે, જેમ નદીનો પ્રવાહ પોતે જે પ્રદેશમાંથી વહે છે તે પ્રદેશને થોડા યા વધારે અંશે અનુકૂળ વહેતો રહે છે તેમ. જે વાર્તાઓ વાચન માટે લખાયેલી છે તે વાર્તાઓને તળાવો કે સરોવરો સાથે સરખાવી શકાય. એમાં નવીનતાને, પ્રગતિને અને ફેરફારોને અવકાશ નથી. એક કાળે જે રુચિને અનુકૂળ થવા એ વાર્તાઓ લખાયેલી હતી તે જ રુચિને અનુકૂળ થવા એ વાર્તાઓ આજે પોતાનું અસ્તિત્વ ધરાવે છે; નવી રુચિનો તે સ્વીકાર કરતી નથી,

નવા યુગને તે ઝીલતી નથી, નવા જીવનનો તેમાં સ્વાભાવિક ઓળો પડતો નથી.

વળી જે વાર્તાઓ વહેતી નદીઓ જેવી છે, તે વાર્તાઓના કિનારા એટલા બધા પુરાણા થઈ ગયા છે કે તે પરથી ધૂળ ને રેતી પડી પડીને વાર્તાના અસ્ખલિત પ્રવાહને અનેક ઠેકાણે સ્ખલનયુક્ત કરેલ છે. વળી એ વાર્તાઓના પ્રવાહો હરહંમેશ સામાજિક રુચિના અંકુશ તળે વહેતા હોવાથી જ્યાં જ્યાં સામાજિક રુચિ પ્રાકૃત કે સ્થૂળ થઈ ગયેલ છે ત્યાં ત્યાં પ્રવાહો પ્રાકૃતપણાને પામેલા છે; જ્યાં જ્યાં સમાજરુચિ ઉપર જડતાનાં પડો બંધાઈ ગયાં છે ત્યાં ત્યાં વાર્તાની નદીમાં કયાંઈક ઊંડા ખાડા પડી ગયા છે તો કયાંઈક મોટા ટેકરા થઈ પડયા છે. આવી જ રીતે જૂની રુચિને દાખવતા વાર્તાના સરોવરમાં પણ લાંબે વખતે ઝાડપાનના કચરાથી અને નકામા છોડોના ઊગી જવાથી તેની નિર્મળતા ઓછી થઈ છે, અને તેથી તેની મૂળ રુચિ મલિન બનેલી છે. આવે વખતે બાળકોને સંભળાવવા યોગ્ય વાર્તાઓને પસંદ કરી તેમને કહેવા યોગ્ય બનાવી લેવાની ખાસ જરૂર પડે છે. બાળવયને પોષે, બાળવિકાસને સહાયરૂપ થાય એવી વાર્તાઓપ્રથમ તો આપણે શોધી કાઢવાની છે, ને ત્યાર પછી આપણે તેમને કહેવા યોગ્ય બનાવવાની છે.

જે વાર્તાઓ કથનશ્રવણ માટે જ ચાલતી આવેલી છે તે વાર્તાઓને કહેવા યોગ્ય બનાવવાનું કામ કંઈક સહેલું છે. એવી વાર્તાઓમાં રચનાનો દોષ ઓછામાં ઓછો હોય છે. એવી વાર્તાઓમાં લોકભાષા-ખાસ કરીને મોઢેથી બોલતી ભાષાનું પ્રમાણ વધારે હોય છે ને એમાં જ એની સુંદરતા રહેલી છે. હરહંમેશ તે વાર્તાઓ કહેવા સાંભળવાની ક્રિયામાંથી પસાર થતી હોવાથી તેમાં સ્વાભાવિકતા, સાદાઈ, એકગતિ અને સીધું વહન

પૂરા પ્રમાણમાં હોય છે. એ સૌને ગમી ગયેલી છે તેથી તેમાં બનાવોની પરંપરા અને લોકહૃદયનું પ્રતિબિંબ પડેલું છે. છતાં એ વાર્તાઓમાં ફેરફાર કરી લેવાની જરૂર તો છે જ. જ્યાં જ્યાં એ વાર્તાઓ કલારહિત સમાજના હાથમાં આવવાથી તેનો કલાપ્રાણ ખોઈ બેઠેલી છે ત્યાં ત્યાં તેમાં કલા પૂરવાની છે, જ્યાં રચનામાં સમતોલપણું ઓછું થઈ ગયું છે ત્યાં તે ફરી વાર સ્થાપવાનું છે, ને જ્યાં તેના વસ્તુમાં વિકૃતિ આવી ગયેલી છે ત્યાં સંસ્કાર દાખલ કરવાનો છે. આજે આપણે કાને જે જે લોકવાર્તાઓ પડે છે તે લોકવાર્તાઓ આવા દોષોમાં થોડે કે વધારે અંશે સપડાયેલી છે. આપણે તે વાર્તાઓને કહેવા યોગ્ય કરી લેવા માટે કાળજી રાખવાની છે. તેમને જેવી ને તેવી જ સંગ્રહી રાખવાનું કામ પુરાતત્ત્વવેત્તાઓનું છે; વાર્તાકથનકારોનું કામ તો તેમને કહેવા યોગ્ય બનાવી, ભૂતમાંથી વર્તમાનમાં ને ત્યાંથી ભવિષ્યકાળમાં ખેંચી જવાનું છે.

જે વાર્તાઓ લખાયેલી છે તે વાર્તાઓને કહેવા યોગ્ય બનાવવામાં એક બીજો પણ પ્રશ્ન છે. આ વાર્તાઓ વાંચનને માટે જ હોવાથી તે જેવી ને તેવી કહી શકાય નહિ. વળી આ વાર્તાઓ સાધારણ રીતે વાંચનાર-વર્ગને માટે લખાયેલી હોવાથી તેની ભાષામાં ખાસ અગર ભણેલ વર્ગની ભાષાનું પ્રાધાન્ય હોય છે. આ વાર્તાઓ સાહિત્યપ્રદેશના ક્ષેત્રોની હોવાથી તેમની રચના સુંદર છતાં વિગતોથી ભરપૂર, ગૂંચવાડા ભરેલી, અને કાવ્ય તથા વર્ણનપ્રધાન હોય છે. આવી વાર્તાઓને કહેવા યોગ્ય વાર્તાઓ બનાવવાનું કામ વધારે મુશ્કેલી ભરેલું છે.

સાંભળવા યોગ્ય અને વાંચવા યોગ્ય વાર્તાઓને કહેવા યોગ્ય વાર્તાઓ કેવી રીતે બનાવી લેવી તેનો વિચાર કરીએ.

કહેવા યોગ્ય વાર્તાનું પહેલું અને અતિ આવશ્યક લક્ષણ

કથનશૈલી છે. જે રીતે વાર્તાઓ લખેલી હોય છે તે જ રીતે જો કહી સંભળાવવા બેસીએ તો શ્રવણમાં લેશ માત્ર રસ જામે નહિ એવો મારો અનુભવ છે. કહેવા યોગ્ય વાર્તા સંવાદથી, પ્રશ્નથી, વર્ણનથી, અલંકારયુક્ત વાકયપ્રયોગોથી શરૂ થતી નથી; એ તો એની સ્વાભાવિક સાદાઈમાં જ આપણે હોઠે અને સાંભળનારને કાને જઈને બેસે છે; કહેનાર અને સાંભળનાર વચ્ચે હૃદયેહૃદયનો તાર એકદમ સાંધી દે છે. પહેલું જ વાકય વાર્તાના પ્રાણને વ્યકત કરે છે, ને દરેક વાકયે તેનો પ્રાણ ખીલતો ચાલે છે. નથી એમાં ક્ષેપક વર્ણનો આવતાં કે નથી એમાં પાત્રોના આંતર વિચારોની શ્રેણીઓ આવતી.

હવે વાંચન યોગ્ય વાર્તાને કથન યોગ્ય કેમ બનાવી શકાય તે નમૂનાથી બતાવીશું.

''સરસ્વતી નદીના કિનારા ઉપર એક વખત સાંજ પડતી હતી. કિનારે ગૌતમ ઋષિનો આશ્રમ હતો.''

આ વાકય 'કુરબાનીની કથાઓ'માં મૂકેલી બ્રાહ્મણની વાર્તાનું છે. વાર્તાના પ્રમુખ પાત્ર સત્યકામ જાબાલનું નામ વાર્તાની અઢારમી લીટીએ દેખાય છે. જેવી રીતે આ વાર્તા લખવામાં આવી છે, તેવી જ રીતે તે સંભળાવવા બેસીએ તો સત્યકામ જાબાલનું નામ કહેનારના મોં ઉપર આવે તે પહેલાં તો બાળકો વાર્તાશ્રવણને છોડીને રમવા માટે ચાલ્યાં જ જાય. આમાં વાર્તાનો વાંક નથી; વાર્તાનું વસ્તુ અત્યંત મનોહર છે, ને તેથી ય મનોહર તો તેની લેખનશૈલી છે. વાંચવાના પ્રદેશમાં પહોંચેલા વિદ્યાર્થીઓને તો આવી રચના ભારે આનંદદાયક લાગે, એટલું જ નહિ પણ હવે શું આવશે, હવે શું આવશે, તેની રાહમાં ને રાહમાં તેમનો વાર્તા વાંચવાનો વેગ અને ઉત્સાહ વધતાં જ ચાલે.

પણ આ જ વાર્તા કહેવી હોય તો એની ઢબ બદલવી જોઈએ. કાં તો આપણે આવી રીતે શરૂઆત કરવી જોઈએ :-

"એક હતું વન. એમાં એક હતો આશ્રમ. એમાં એક ઋષિ રહે..."

અથવા તો આ પ્રમાણે કહેવી જોઈએ :–

"એક હતો બ્રાહ્મણનો છોકરો. એનું નામ સત્યકામ જાબાલ. એ એની મા સાથે રહેતો હતો. એને એકવાર બ્રહ્મવિદ્યા ભણવાનો વિચાર થયો..."

'ડોશીમાની વાતો'માંથી 'સોનબાઈની વાર્તા' લઈએ, એને કથન યોગ્ય કરવા માટે તેમાં કેવા કેવા ફેરફાર કરવા પડે તે તપાસીએ.

સ્થળસંકોચને લીધે આખી વાર્તા તો નહિ લઈએ પણ તેના થોડાએક ફકરાઓને વાચનના વસ્તુમાંથી કથનનું વસ્તુ બનાવીને મૂકીએ.

### સોનબાઈ

(વાંચવા યોગ્ય વાર્તાનો નમૂનો)

સાત ભાઈઓ હતા. સાત ભાઈ વચ્ચે એક જ નાની બહેન. બહેનનું નામ સોનબાઈ.

સોનબાઈ એનાં માબાપની બહુ જ માનીતી. સાત ભાઈ પણ એના ઉપર પ્રાણ પાથરે. પણ સાત ભાભીઓથી સોનબાઈના લાડ ખમાતા નહોતા.

માબાપ ચાલ્યાં જાત્રા કરવા. દીકરાને બાપ કહે કે, "મારી સોનબાઈને સાચવજો હો ?" દીકરા કહે, "હો." સાતે વહુઓને મા કહે કે, "મારી સોનબાઈને કોચવશો મા હો ?" સાતે વહુઓ છાનામાના દાંત ભીંસીને કહે કે, "હો !"

માબાપ ચાલ્યાં ગયાં. નાનો દીકરો સાથે ગયો. મેડી ઉપર બેઠી બેઠી સોનબાઈ ઢીંગલી શણગારતી હતી. શણગારતાં

શણગારતાં એક લૂટડું નીચે પડી ગયું. મેડીએ બેઠી બેઠી સોનબાઈ કહે : "ભાભી, ભાભી ! એ લૂગડું દઈ જાઓને !"

ભાભી કહે કે, "ઓહોહો, રાજકુંવરીબા ! તમારે પગે કાંઈ મેંદી નથી મેલી. નીચે ઊતરીને લઈ લોને ?"

સોનબાઈની આંખમાં પાણી આવ્યાં. એને માબાપ સાંભર્યાં.

બીજો દિવસ થયો. છ ભાઈ સવારે ઊઠીને કામે ગયા. ભાભી કહે, "સોનબાઈ ! બેઠાં બેઠાં રોટલા ખાવા નહિ મળે. લ્યો આ બેડું; ભરી આવો પાણી." સોનબાઈ પાણી ભરવા ગઈ. માથેથી બેડું પડી જાય, લૂગડાં ભીંજાય, ને માર્ગે માણસો મશ્કરી કરે. માંડ માંડ સોનબાઈ બેડું ભરીને ઘેર આવી, ને ગોળામાં પાણી રેડયું. પાછી બીજું બેડું ભરવા ચાલી.

ભાભીએ ગોળાને પાણો માર્યો, એટલે નીચેથી ગોળો નંદવાઈ ગયો, ને પાણી બધું ઢોળાઈ ગયું.

સોનબાઈ બીજી હેલ ભરીને આવે ત્યાં તો ગોળામાં પાણી ન મળે ! બીજી હેલ રેડીને સોનબાઈ ત્રીજું બેડું ભરવા ચાલી. વળી આવીને જુએ તો ગોળામાં પાણી નહિ. નદીકાંઠે જઈને સોનબાઈ રોવા લાગી. એને રોતી સાંભળીને એક દેડકો એની પાસે આવ્યો. દેડકાએ પૂછ્યું : ''તને શું થયું છે, નાની બહેન ?'' સોનબાઈ કહે : ભાભીએ ગોળો ફોડી નાખ્યો; પાણી ભરાતું નથી.'' દેડકો સોનબાઈની સાથે એને ઘેર ગયો........



## સોનબાઈની વાર્તા

(કહેવા યોગ્ય વાર્તાનો નમૂનો)

એક હતી સોનબાઈ. એને સાત ભાઈઓ અને સાત ભોજાઈઓ. સાતં ભાઈ વચ્ચે સોનબાઈ એક જ બહેન. સોનબાઈ બહેન એટલે તો શી વાત !

સોનબાઈ તો રોજ હિંડોળે બેસે ને ઢીંગલેપોતિયે રમે. રમતાં રમતાં પોતિયું હેઠે પડી જાય તો સોનબાઈ પોતિયું લેવા હેઠે ન ઊતરે પણ ભાભીને કહે : ''ભાભી, ભાભી ! મારું પોતિયું આપોને ''

ભાભી પોતિયું આપે એટલે સોનબાઈ પાછાં રમવા માંડે. ભાભી મનમાં ખૂબ ખિજાય પણ કરે શું ? માબાપ આડે કેમ બોલાય ? સોનબાઈ તો રહ્યાં માબાપનાં માનીતાં.

એકવાર સોનબાઈનાં માબાપ જાત્રાએ ચાલ્યાં; એની સાથે એના છ ભાઈઓ અને ભોજાઈઓ પણ ચાલી. જતાં જતાં સોનબાઈની માએ નાના ભાઈને કીધું : "ભાઈ, ભાઈ ! આપણી સોનબાઈને જીવની ઘોડે સાચવજે." ભાઈ કહે : "હો, બા ! એમાં તે કહેવાનું હોય ? સોનબાઈને તો હું મારા જીવ જેમ જાળવીશ. તમે તમારે સુખેથી જાત્રા કરી આવો. તમારે સોનબાઈના ઉચાટ જરા યે ન કરવા."

સોનબાઈનાં માબાપ તો જાત્રાએ ગયાં.

સોનબાઈ તો હિંડોળે બેસીને ઢગિલેપોતિયે રમે છે. ત્યાં એનું પોતિયું હેઠે પડી ગયું.

સોનબાઈ ભાભીને કહે : "ભાભી, ભાભી ! મારું પોતિયું લાવોને ?"

ભાભી કહે : "લેને તારી મેળાએ ! તારા હાથ ભાંગી ગયા છે ? હું તે શાની આપું ?"

સોનબાઈને રોવું આવી ગયું.

સોનબાઈ તો જ્યાં હેઠે ઊતરી પોતિયું લેવા જાય ત્યાં ભાભી હિંડોળે બેસી ગઈ ને સોનબાઈને કહે : "એમ ખાવાબાવા નહિ મળે; હવે તો કામ કરવું પડશે. જા, આ બેડું લઈને પાણી

ભરવા. આ પાણિયારું આખું ભરી દે, પછી ખાવા માગજે. જોજે જરા ય ઊણું રહેશે તો તારી વાત તું જાણી !"

સોનબાઈએ કોઈ દી પાણી ભરેલું નહિ. એણે તો બેડું માથે મૂક્યું, નદીએ ગઈ. પાણી ભર્યું ને બેડું માથે મૂકી રસ્તામાં બેડામાંથી પાણી ઢોળાતું જાય, સોનબાઈનાં લૂગડાં પલળતાં જાય ને સોનબાઈની આંખમાંથી ડળક ડળક આંસું ખરતાં જાય.

થાક ખાતી ખાતી માંડ માંડ સોનબાઈ ઘેર આવી.

સોનબાઈ રોતી રોતી સાંકળ ખખડાવીને બોલી : "ભાભી, ભાભી ! બારણાં ઉઘાડોને ?" ભાભી કહે : "આવી કે રાંડ ! આટલી બધી વાર ક્યાં થઈ ? જો, રેડ તારા બેડાને પેલા મોટા ગોળામાં. જોજે, ગોળો ફોડતી નહિ."

સોનબાઈએ તો ગોળામાં પાણી રેડયું.

ત્યાં તો ભાભી કહે : "લે, ઊભી રહી કાં ? જા પાછી નદીએ આખું પાણિયારું ભર્યા પછી હેઠી બેસજે."

સોનબાઈ તો રોતી રોતી નદીએ ચાલી.

સોનબાઈ નદીએ ગઈ એટલે પાછળથી ભાભીએ ગોળાને પથરો મારીને કાણો કર્યો એટલે એમાંથી બધું ય પાણી ચાલ્યું ગયું.

સોનબાઈ તો માંડ માંડ બીજું બેડું ભરીને આવી, ને જ્યાં ગોળામાં પાણી રેડવા જાય ત્યાં ગોળામાં પાણીનું એકે ય ટીપું ન મળે !

સોનબાઈ તો વિચારમાં પડી ગઈ.

ત્યાં તો ભાભી ભભકી : "લે ! ઊભી ઊભી જો છો શું ? એમ કાંઈ એકબે બેડે તે ગોળો ભરવાનો હતો કે ? એ ગોળો તો વીશ બેડાંનો છે, વીશ ! એમ ઊભાં રહ્યે પાર નહિ આવે."

સોનબાઈ તો રોતી રોતી વળી નદીએ ચાલી.

વળી પાછું બેડું લાવીને ગોળામાં નાખ્યું; પણ ગોળો ભરાણો નહિ.

સોનબાઈને ખબર પડી કે ગોળો તો ભાભીએ ફોડી નાખ્યો છે. પાછી એ તો નદીએ ચાલી. નદીએ જઈને ધ્રુશશે ધ્રુશકે રોવા મંડી. ત્યાં એક દેડકો આવ્યો. દેડકો કહે : "બેન, બેન ! રડે છે શું કામ ? તારે તે શું દુઃખ છે ? તારું જે દુઃખ હોય તે કાપું. એકવાર રોતી છાની રહે."

સોનબાઈ કહે : "બાપુ ! મારાં માબાપ જાત્રાએ ગયાં છે; મારો ભાઈ દુકાને ગયો છે ને મારી ભાભી મારી આગળ પાણી ભરાવે છે. ભાભી કહે છે કે ગોળો ભરી દે તો પાણી આપું. ગોળો તો એણે પથરો મારી કાણો કર્યો છે. એમાં પાણી નાખું છું એમ એમ એ તો નીકળી જાય છે. હવે મારે તે શું કરવું ? હું તે કેટલાં બેડાં ભરું ?"

દેડકો કહે : "રો મા બાપુ ! લે હું તારી સાથે આવું ગોળાના કાણામાં બેસી જઈશ એટલે ગોળામાંથી પાણી નહિ જાય."

સોનબાઈ તો ખુશીખુશી થઈ ગઈ. પછી દેડકો સોનબાઈના બેડામાં બેસીને સોનબાઈને ઘેર ગયો.

વળી એક બીજું દષ્ટાંત લઈએ.



## ટીડો જોષી*

(વાંચવા યોગ્ય વાર્તાનો નમૂનો)

એક બ્રાહ્મણને એકનો એક પુત્ર હતો. ખોટયનું જણ્યું એટલે એનું નામ ટીડો પાડયું હતું; જમણું નસકોરું વિંધાવ્યું હતું;

---

*'વસંત'ના સંવત ૧૯૭૫ના માર્ગશીર્ષના અંકમાંથી ઉતારો.

હાથે વળિયાં અને પગે તોડાકડલી તથા તે ઉપર બેડી નકોર સોનાનાં પેરાવતાં. કાલ્ય પ્રાતઃકાળે શું થાય એનો વિશ્વાસ નહિ એવું વિચારીને પિતાએ ટીડો બાળક હતો ત્યાં જ એને સારે ઘેર પરણાવીને લાવો લઈ લીધો; અને બન્યું પણ એમજ કે કુલવધૂનાં કુંકુમ પગલા ઘરમાં નહોતાં થયા ત્યાં તો વૃદ્ધ બ્રાહ્મણે દેહત્યાગ કર્યો. પિતાની વર્ષી વાળ્યા પછી માતાયે ટીડાને, વહુનું આણું વાળવા સાસરે જાવા આજ્ઞા કરી. ટીડો સાબદો થયો, અને દિશાશૂળ, વારશૂળ, યોગિની ઈ.ઈ. વિઘ્ન ન કરે એવી તિથિયે ખાંધે ખડિયો નાખીને પ્રયાણ કર્યું. માતાએ પુત્રને લલાટે ચાંદલો કર્યો, દુઃખડાં લીધાં, સાવધાન રેવાનો બોધ કર્યો અને હાથમાં કોરી આપીને કહ્યું કે, 'ભૂખ્યો થા એટલે આ કોરી ભાંગીને ખાજે.' શકુન સારાં થયાં; કુમારિકા અને ગાયમાતા સામાં મળ્યાં, અને ટીડાની સફળ યાત્રા વિષયે માતાના મનમાં જરાતરા સંદેહ હતો તે ભાંગ્યો. ટીડાને હાલતાં હાલતાં મધ્યાહ્ન થયો અને વીસામો ખાવાનું મન થયું. ત્યાં એક મોટી વાવ્ય આવી. વાવ્ય પાસે એક પ્રચંડ વડ હતો, તેના થડને ફરતો ઓટલો બાંધેલ હતો. વિશાળ છાયા નીચે વણજારાની પોઠય પોરો ખાતી હતી. તેઓયે ટીડાને નોતર્યો. ટીડો ત્યાં રોકાણો, અને જઠરવાસી અગ્નિદેવતાને સંતોષવા ધારે છે ત્યાં માતાના છેલ્લા શબ્દ સ્મરણમાં આવ્યા. ગૂંજામાંથી કોરી કાઢી, કાળમીન પાણકો ગોત્યો ને શિલા ઉપર કોરી ભાંગવા બેઠો. વણજારા વિસ્મય પામતા પૂછે છે કે 'આ તે તેં શું આદર્યું ?' ટીડો કહે, 'મારી માયે કહ્યું છે કે ક્ષુધા લાગે એટલે કોરી ભાંગીને ખાજે.' વણજારાએ ઉત્તર દીધો, 'તારી માયે તો ઠીક કહ્યું પણ તું સમજ્યો નહિ. કોરી ભાંગીને ખાવી એટલે કોરીની કાંઈ વસત લઈને ખાવી. કોરી તારા પાસે ભલે રહી,

અમે તને કેરી આપીએ તે ખાઈ લે,' આમ કહીને પોઠયમાંથી કેરી કાઢીને દીધી ને ટીડો ઊભો ઊભો અને ગોટલાં છોતરાં સહિત સ્વાહા કરી ગયો. ટાઢો ઢળ્યો એટલે વણજારાને પ્રણામ કરીને પાછું ચાલવા માંડયું તે દિવસ આથમ્યે સાસરાને ગામ પહોંચ્યો.

રાત્રિ વેળાએ છતા થાવાનું યોગ્ય ન લાગ્યું એટલે છાનોમાનો ઓસરીમાં ઘરીને કોઠી વાંસે લપાઈ રહ્યો. અર્ધી રાત્રે જળે થંભ્યાં તે પછી ઘરચર્યા જોવા નીસર્યો. સાસરો ઓસરીમાં સૂતો હતો તેના ખાટલા નીચે ખાંડણિયો હતો; ત્યાં પહેલું ધ્યાન ગયું. ખાંડણિયામાં તેજ દિવસે સાસુયે ફરતા નાગ માટે તલવટ ખાંડયો હતો, અને તલ તથા ગોળની કણી ચારે પાસ ચોંટી હતી. ખાંડણિયાનું મોં પગતું હતું તેમાં માથું નાખીને ટીડો જીભના સપાટા મારી રસાળ પત્થરને ચાટવા માંડયો. સસરો જાગી ઊઠયો ને સાસૂને જગાડીને દિવો કરવા કહ્યું. ટીડો ભાગવા સારુ ખાંડણિયામાં માથું કાઢવા જાય છે ત્યાં તો સલવાઈ રહ્યું ને કેમે કરીને નીકળ્યું નહિ. ભગીરથ જેટલો શ્રમ કર્યો. પરમેશ્વરે લાજ રાખી. માથું નીકળ્યું ને સાસુ દીવો પ્રકટે તે પેલાં ફળિયામાં વહ્યો ગયો ને લાગ આવ્યો એટલે ડેલી ઉઘાડીને બહાર પલાયન કર્યું. રાત્ય બહાર ગામ પીંપળા ઉપર ગાળી ને સવારે સાસરે ગયો. સસરો ગામમાં લોટ ભીખવા નીકળેલ ને સાસુ રોટલા ઘડતી રાંધણિયામાં બેઠેલ. રસોડાની જાળી ઉપર ચડીને ટીડો બિરાજમાન થયો, અને ત્યાં બેઠાં બેઠાં રોટલાના ટપાકા ગણ્યા. પછી ઘરમાં ગયો. સાસુયે જમાઈને આવકાર દીધો. ખાટલી ઢાળી તે ઉપર ચાકળો પાથરી દીધો, પાણી પાયું અને કુશળ સમાચાર પૂછયા. વાતવાતમાં સાસુયે પૂછયું, 'કેટલું ભણ્યા છો ?' ટીડો કહે, 'ચાર વેદ ભણ્યો છું.' સાસુ ચક્તિ થઈને કહે : 'ઠીક તયેં કહો જોએ કે આજ મેં રોટલા કેટલા ઘડયા ? ટીડા જોષીયે સમયનો સદુપયોગ

કરેલ એટલે આ પરીક્ષા એને ભારે ન પડી. ભુંગળીમાંથી ટીપણું કાઢી ઉકેલી માથું ખંજોળી તે બોલ્યો, 'પાટી, વતરણું અને જીકી લઈ આવો એટલે હું ગણિત કરીને કહું.' સાસુયે પાટી આણી તે ઉપર વીશ લીટા કર્યા ને કહ્યું કે 'તમે આટલા રોટલા ઘડયા.' સાસુનું સાનંદાશ્ચર્ય માર્યું નહિ, જમાઈનાં બધે બેમોહડે ગુણગાન કર્યાં. ટીડા જોષીની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઈ.

એવામાં પડખે કોઈ કણબીનો ઢાંઢો ખોવાણો હતો એની પટલાણી ટીડા પાસે જોષ જોવડાવવા આવી. ટીડો મૂંઝાણો પણ વિહ્વલતા બીજાંને કળાવા ન દીધી, સ્વસ્થતાનો આડંબર રાખ્યો ને વેઢા ઉપર સિંહ કન્યાને રમાડી કરીને બોલ્યો, "હવણા ચોઘડિયું બરાબર છે નહિ, ને મુહૂર્તનો અવયોગ છે, એટલે કાલ્ય સવારે આવજો ને પ્રશ્નનું ઉત્તર લઈ જજો." લપાટ મારીને મોહડું રાતું તો રાખ્યું પણ આખી રાત્ય નિદ્રા ન આવી. વેલો ઉઠીને નદીયે નાવો ગયો. વિચારમાં ને વિચારમાં ગામ પાસે આરો હતો તે મેલીને બીજે આરે જઈ ચડયો અને શૂન્ય ચિત્તે આમતેમ દષ્ટિ ફેરવી ત્યાં તો કીચડ અને કીચડમાં ખુતી ગયેલ બળદ જોયો. ગ્લાનિ તત્કાળ દૂર થઈ અને નિત્યકર્મ કરી પ્રફુલ્લવદને ગામમાં આવ્યો. પટલાણી તો સાસરે માર્ગપ્રતીક્ષા કરતી જ બેઠી હતી તેને કહ્યું કે, 'તમારો ઢાંઢો ઉપરવાસ્ય આરા પાસે કાદવમાં ખુતી ગયો છે તે જઈને લઈ આવો.' જોષીને પ્રતાપે બળદ પાછો આવ્યો સમજી પટલાણી રાજી થઈને ટીડાની વહુને કાપડું તથા આંટીવીંટી આપી ગઈ.

ટીડો જોષી ભાગ્યને બળે બે વાર વિપત્તિ તરી ગયો હતો પણ મન તો આકુળ વ્યાકુળ જ હતું. રખે ને વળી કોઈ પ્રશ્ન કરે તો ભુંડા ભોગ થાય એ વાત ચિત્તમાં રમતી હતી. નિત્ય ઉઠીને જાવાનું કરે અને સાસરિયાં આગ્રહ કરીને રોકે. એવામાં એક

દિવસ રાજકુમારીનો હાર ગયો અને ટીડા જોષીને રાજ્યમાંથી તેડું આવ્યું. ટીડાનો તો શ્વાસ જ ઉડી ગયો, અને રાજાના કિંકર એને યમદૂત જેવા લાગ્યા, પણ હવે કાંઈ ઉપાય નહોતો. કિંકર સંઘાતે રાજા પાસે ગયો અને યથાપૂર્વ આવતી કાલ્યનું પગથિયું મૂકીને ઘરે પાછો આવવાનું કરે છે ત્યાં તો રાજાએ એને પોતા સાથે જમવા અને ત્યાં જ સુઈ રેવાનું નિમંત્રણ કર્યું. બત્રીસ જાતનાં ભોજન અને તેત્રીસ જાતનાં શક-વિધવિધ પક્વાન્ન થાળમાં ધર્યાં હતાં પણ ટીડાને કાંઈ ભાવ્યું નહિ. રાત્રિયે નિદ્રા તો શેની જ આવે ? 'નીદરડી આવ્ય ને, નીદરડી આવ્ય ને.' એમ જાપ કર્યો તે વ્યર્થ ગયો. પરંતુ બન્યું એમ કે હાર નીદરડી નામની ગોલીયે ચોરેલ અને તે દાસી એટલામાં જ સુતી હતી. એણે જોષીનો જાપ સાંભળ્યો. ને જોષી તો નિદ્રાનું આવાહન- આરાધન કરતો હતો પણ દાસીયે ગભરાઈને જાણ્યું આ મને બોલાવે છે ને મારો અપરાધ જાણી ગયા છે. ઝપાટાબંધ જોષી પાસે ગઈ, ને કહ્યું, ''મહારાજ, ક્ષમા કરો. હાર ઊગમણા બારના ઓરડામાં ડામચિયાના ગોદડા વચ્ચે પડયો છે. પણ આ રંક દાસી ઉપર દયા રાખજો ને નામ લેજો મા.'' ટીડો દાસીને નિર્ભય કરીને સૂઈ રહ્યો. સવારે ઉઠીને, કોઈ દિવસ નહિ ને આજ ઊના પાણીયે સ્નાન કર્યું ને સજ્જ થઈ રાજા પાસે જઈ એના પ્રશ્નનું સમાધાન કર્યું. રાજા પ્રસન્ન થયો ને ટીડાની વહુને થાળ ભરીને કનકકુસુમનો કરિયાવર કર્યો.

ટીડાનું ધૈર્ય હવે ખુટયું : સાસરે જઈ સાસરિયાંની તાણ્યનો અનાદર કરી વહુને તૈયાર થાવા કહ્યું. પણ જેવો તે વિદાય થાવાનું કહે છે ત્યાં વળી રાજાનું તેડું આવ્યું. ટીડો આવ્યો એટલે રાજાએ એને બંધ મૂઠિ દેખાડી અને પૂછયું, 'આમાં શું છે ?' ટીડો બોલ્યો :-

'ગોખે બેઠાં ગણી પુરી,
'રણવગડામાંથી ગોતી કાઢયો ધોરી;
'નીદરડી નીદરડી કરતાં લાધ્યો હાર,
'મૂકો રાજા, ટીડાનો ખાર.'

ટીડાનો આશય એટલો જ હતો કે 'ત્રણ્ય વાર કેમ કરીને છૂટયો છું તે મારું મન જાણે છે; હવે વિશેષ કષ્ટ ન આપો તો મોટી કૃપા.' પણ દૈવયોગે રાજાએ ટીડડું જ મૂઠિમાં ઝાલ્યું હતું અને તે એમ સમજ્યો કે જોષી મને ટીડડું છોડી દેવા વીનવે છે. એટલે વળી ટીડાને પોતાને ગળેથી એકાવળ હાર ઊતારીને આપ્યો.

પછી ટીડો વહૂને તેડીને ઘેર આવ્યો, અને
ખાધું પીધું રાજ્ય કિધું,
વધ્યું એટલું કૂતરાને નાખ્યું;
ગોખલામાં ગોટી,
મારી વાર્તા મોટી;
લિંબડે આવ્યો કોર,
ને બીજી વાર્તા પોર.



## ટીડા જોશીની વાર્તા*

(કહેવા યોગ્ય વાર્તાનો નમૂનો)

એક હતો જોશી. એને જોશ જોતાં ન આવડે પણ દંભમાં રળી ખાય. એક દિવસ તે એક ગામથી બીજે ગામ જવા નીકળ્યો.

---

*બાળવાર્તા ભાગ ત્રીજો. પ્રકાશક :- શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.

રસ્તામાં તેણે બે ધોળા બળદને એક ખેતરમાં ચરતા દીઠા. તેણે એ વાત ધ્યાનમાં રાખી લીધી.

જોશીજી તો ગામમાં ગયા અને એક પટેલને ત્યાં ઉતારો કર્યો ત્યાં એક કણબી આવ્યો અને મહારાજને કહે : "જોશી મહારાજ ! મારા બે ધોળા બળદ ખોવાયા છે; કઈ દિશામાં ગયા હશે તેનું જોશ જોઈ આપોને ?"

જોશીએ તો હોઠ ફફડાવી એક જૂના સડી ગયેલા ટીપણામાં જોઈ કહ્યું : "તમારા બળદો આથમણી સીમમાં ફલાણાના ખેતરમાં છે, તે ત્યાંથી લઈ આવો."

પટેલ તો બતાવેલ ખેતરે ગયો એટલે તેને બળદો મળ્યા. તે ઘણો ખુશી થયો અને ટીડા જોશીને રાજી કર્યા.

બીજા દિવસે રાત્રે ટીડા જોશીની પરીક્ષા કરવા ઘરઘણીએ તેને પૂછયું : "મહારાજ ! તમારું જોશ સાચું હોય તો કહો કે આજે ઘરમાં કેટલા રોટલા થયા હતા ?"

ટીડા જોશીને તો કાંઈ ધંધો ન હતો, એટલે રોટલાના તાવડીમાં નાખતી વખતના ટપાકા ઉપરથી ગણેલું કે તેર રોટલા થયેલા છે. એટલે તેણે જોશ જોવાનો ડોળ કરી કહ્યું : "પટેલ ! આજે તમારા ઘરમાં તેર રોટલા થયા હતા."

પટેલ તો બહુ આશ્ચર્ય પામ્યો.

ઉપલા બે બનાવથી જોશી મહારાજની કીર્તિ આખા ગામમાં ફેલાઈ અને જોશી મહારાજ પાસે સૌ જોશ જોવરાવવા આવવા લાગ્યા.

એટલામાં રાજાની રાણીનો નવલખો હાર ખોવાયો.

રાજાએ જોશીની કીર્તિ સાંભળી હતી એટલે તેણે તેને તેડાવ્યો.

રાજાએ જોશીને કહ્યું : "જુઓ, ટીડા મહારાજ ! રાણીનો હાર ક્યાં છે અથવા કોણ લઈ ગયું છે, તે જોશ જોઈને કહો, હાર જડશે તો તમને ઘણા રાજી કરશું."

જોશી તો મૂંઝાયા; જરા વિચારમાં પડયા.

રાજાએ કહ્યું : "આજની રાત તમે અહીં રહો, અને રાત આખી વિચાર કરીને સવારે કહેજો. પણ જોજો, જો જોશ ખોટું પડશે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ."

ટીડા જોશી તો વાળુ કરી પથારીમાં પડયા, પણ ઊંઘ ન આવે.

જોશીના મનમાં ભય હતો કે સવારે રાજા ઘાણીએ ઘાલીને તેલ કાઢશે.

ટીડા જોશીને ઊંઘ નહોતી આવતી એટલે તે ઊંઘને નીંદરડીને બોલાવવા લાગ્યા : "નીંદરડી આવ, નીંદરડી આવ."

હવે વાત એમ હતી કે રાજાની રાણી પાસે નીંદરડી નામની દાસી રહેતી હતી અને તેણે જ રાણીનો હાર ચોર્યો હતો. "નીંદરડી આવ, નીંદરડી આવ." એમ ટીડા જોશીને બોલતાં એણે સાંભળ્યા એટલે તે એકદમ ગભરાઈ. એને લાગ્યું કે ટીડા જોશી પોતાનું નામ જોશના બળથી જાણી ગયા છે.

નીંદરડીએ બચી જવાના વિચારથી ટીડા જોશીને હાર આપી આવવાનો વિચાર કર્યો. તે જોશી પાસે ગઈ અને બોલી: મહારાજ ! લ્યો આ ખોવાયેલો હાર. મારું નામ હવે લેશો નહિ. હારનું તમે ગોઠે તેમ કરજો.

ટીડા જોશી મનમાં ખુશી થયા કે આ ઠીક થયું. નીંદર ઊંઘને બોલાવતાં આ નીંદરડી આવી અને હાર આપી ગઈ.

ટીડા જોશીએ નીંદરડીને કહ્યું : "જો; આ હાર રાણીના ઓરડામાં તેના પલંગ નીચે મૂકી આવ."

સવાર પડી એટલે રાજાએ ટીડા જોશીને બોલાવ્યા. ટીડા જોશી તો ઢોંગ કરી એકબે સાચા ખોટા શ્લોકો બોલ્યા અને પછી આંગળીના વેઢા ગણી, હોઠ ફફડાવી, લાંબું ટીપણું ઉખેળી બોલ્યા : "રાજા, રાણીનો હાર ક્યાંઈ ખોવાયો નથી. તપાસ કરાવો; રાણીના ઓરડામાં જ તેમના પલંગ નીચે પડયો છે એમ મારા જોશમાં આવે છે."

તપાસ કરાવતાં હાર પલંગ તળેથી મળ્યો. ટીડા ઉપર રાજા બહુ ખુશી થયો અને તેને સારું ઈનામ આપ્યું.

રાજાએ એકવાર ટીડા જોશીની વધારે પરીક્ષા કરવા એક યુક્તિ રચી.

ટીડા જોશીને લઈ રાજા એકવાર જંગલમાં ગયો. જોશીની નજર બીજે હતી એટલામાં રાજાએ પોતાની મૂઠીમાં એક ટીડડું પકડી લીધું, અને મૂઠી બતાવી ટીડાને કહ્યું : "કહો ટીડાજી ! મારી મૂઠીમાં શું છે ? જોજો, ખોટું પડશે તો માર્યા જશો."

ટીડા જોશી પૂરા ગભરાયા. તેમણે વિચાર કર્યો કે હવે ભરમ ઉઘાડો થશે. હવે જરૂર રાજા મારશે. ગભરાઈને પોતાના જોશ સંબંધેની સઘળી હકીકત રાજાને કહી દેવા અને માફી માગવા માટે તે બોલ્યા :

"ટપ ટપ કરતાં તેર જ ગણ્યા,
વાટે આવતાં ધોરી મળ્યા;
નીંદરડીએ આપ્યો હાર,
કાં રાજા ટીડાને માર ?"

ટીડા જોશી જ્યાં "કાં રાજા ટીડાને માર ?" એમ બોલ્યા ત્યાં તો રાજાના મનમાં થયું કે જોશી મહારાજ તો ખરેખરા સાચા જોશી છે. રાજાએ પોતાના હાથમાંથી ટીડડું ઉડાડી કહ્યું : "વાહ જોશીજી ! તમે તો મારા હાથમાં ટીડડું હતું તે પણ જાણી ગયા !"

ટીડા જોશી મનમાં સમજી ગયા કે આ તો મરતાં મરતાં બચ્યા અને સાચા જોશી ઠર્યા !

પછી રાજાએ જોશીને મોટું ઈનામ આપ્યું અને તેમને વિદાય કર્યા.

ઉક્ત દષ્ટાંતોથી કથનશૈલી એટલે શું અને તેનાથી વાર્તામાં કેવો ફેર પડે છે તેનો ખ્યાલ થોડોઘણો તો આવી શકશે જ. પ્રત્યેક વાર્તા કહેવા યોગ્ય સ્વરૂપમાં ન લાવવામાં આવે ત્યાં સુધી તે વાર્તા કથનશ્રવણના કામમાં આવી શકે નહિ. ઘણી વાર કહેવા યોગ્ય વાર્તાઓ પણ કહેનારની કલાબુદ્ધિમાં ન્યૂનતા હોવાથી અથવા વાર્તા લખનારની કલાદષ્ટિમાં ઊણપ હોવાથી તે વાર્તાઓ છેક બગડી જાય છે, ને તેને જ પુનઃ કહેવા યોગ્ય કરવાની તસ્દી લેવી પડે છે.

આવી બગડી ગયેલી વાર્તાઓના ઘણા નમૂના આપણને ઘણી ચોપડીઓમાંથી મળી આવે છે. આપણે અહીં એવી એક વાર્તાનું દર્શન કરાવીએ.



**છનનન છમ મા મને વડું !***

(વાંચવા યોગ્ય વાર્તાનો નમૂનો)

એક ગરીબ બ્રાહ્મણને પેટ સાત છોકરીઓ પડી હતી. તે રોજ ગામમાંથી ભીખ માગી લાવીને તેમનું પૂરૂં કરે. એક દહાડો તેને કોઈએ લોટ આપ્યો, તે લાવીને તેણે પોતાની બાઈડીને કહ્યું. મને વડાં ખાવાનું મન થયું છે, માટે આજે આ લોટનાં વડાં બનાવજે.

---

*ટચુકડી બીજી સો વાતો. લેખક :- હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

લોટ થોડો હતો, અને બધી છોકરીઓ વડાં માગે, તો તેમને પુરાં પણ ન પડે, તેથી તેમને વહેલી ઉઘાડી દઈ તેણે વડાં તળવા માંડયાં. એક વડું કઢાઈમાં પૂર્યું, કે છમ છમ બોલવા માંડયું, તેથી એક છોકરી જાગી ઊઠી તે બોલી, કે છનનન ઝમ મા મને વડું ? તે વડું ખાઈ ગયા પછી બીજું તળવા માંડયું, તો બીજી છોકરી જાગી ગઈ. તેણે વડું માંગ્યું તે તેને આપ્યું; એમ એક પછી એક સાતે છોકરીઓ જાગી ને એક એક વડું ખાઈ ગઈ. લોટ ઘણો થોડો રહ્યો, તેથી તેમાં ચૂલાની રાખ ભેળવીને થોડાં વડાં તૈયાર કર્યાં. બ્રાહ્મણ ઘેર આવીને ખાવા બેઠો, તો વડાં કચડ કચડ બોલવા લાગ્યાં. તેણે કારણ પૂછ્યું, ત્યારે બાઈડીએ રોતાં રોતાં સાચી વાત કહી દીધી.

બ્રાહ્મણને બહુ ગુસ્સો ચઢયો. બીજે દહાડે તે બધી છોકરીઓને ગાડામાં ઘાલીને જંગલમાં મૂકી આવ્યો.

***આ વાર્તામાં બાળવાર્તાની વસ્તુ છે પણ તેમાં બાળવાર્તાની ઢબ નથી એ જ વાર્તાને કહેવા યોગ્ય વાર્તા આ પ્રમાણે બનાવી શકાય.***



## મા ! મને છમ વડું.*

(કહેવા યોગ્ય વાર્તાનો નમૂનો)

એક હતો બ્રાહ્મણ ને એક હતી બ્રાહ્મણી. એમને સાત છોડીઓ.

બ્રાહ્મણ ઘરનો બહુ જ ગરીબ. રોજ બિચારો સાત ગામ માગે ત્યારે માંડ માંડ પેટનું પૂરું થાય.

એક દિવસે બ્રાહ્મણને વડા ખાવાનું મન થયું તેણે બ્રાહ્મણીને કહ્યું : "આજ તો વડાં ખાવાનું મન થયું છે."

---

*ટચુકડી બીજી સો વાતો. લેખક :- હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

બ્રાહ્મણી કહે : "પણ બધાંયને થાય એટલો લોટ ઘરમાં નથી. પાંચસાત વડાં થાય એટલો લોટ માંડ માંડ નીકળે તો."

બ્રાહ્મણ કહે : "ત્યારે કાંઈ નહિ; માંડી વાળો."

બ્રાહ્મણી કહે : "ના, એમ નહિ, પરમ દહાડે ધોળી કાકી 'થોડાંક વડાં આપી ગયાં હતાં તે મેં ને છોડીઓએ ચાખ્યાં છે; એક તમે રહી ગયા છો. છોડીઓને વાળુ કરીને સૂઈ જવા ઘો. પછી હું તમને પાંચ સાત પાડી આપીશ. મારે કાંઈ ખાવાં નથી એટલે એટલાં વડાં ખાઈને પાણી પીશો તો પેટ ભરાશે."

વાળુ કરીને છોડીઓ સૂઈ ગઈ.

બ્રાહ્મણીએ હળુ હળુ ઊઠીને ચૂલો સળગાવ્યો. પછી ચૂલા ઉપર લોઢી મૂકીને ઉપર ટીપુંક તેલ મૂક્યું,

પછી વડાંનું ડોઈને તે વડાં કરવા બેઠી.

જ્યાં પહેલું વડું લોઢીમાં મૂક્યું ત્યાં 'છમ, છમ, છમ,' થયું.

'છમ છમ' સાંભળીને એક છોડી જાગી ને કહે : " મા ! મને છમ વડું."

મા કહે : "સૂઈ જા, સૂઈ જા. આ લે એક વડું. ખાઈને સૂઈ જા. જોજે બીજી જાગે નહિ."

પહેલી છોડી તો એક વડું ખાઈ પાણી પીને સૂતી.

માએ તો બીજું વડું મૂક્યું, ત્યાં તો પાછું 'છમ, છમ, છમ' થયું. બીજી છોડી જાગીને કહે : ''મા ! મને છમ વડું.''

મા કહે : "લે સૂઈ જા. સૂઈ જા. ખાઈ જા આ વડું ને પાણી પીને સૂઈ જા. જો બીજી બેન જાગશે."

બીજી છોડી વડું ખાઈને સૂઈ ગઈ.

બ્રાહ્મણીએ બ્રાહ્મણની સામે જોયું. બ્રાહ્મણ કહે : "હશે, એ તો છોકરાં છે ને ?"

પછી માએ ત્રીજું વડું મુકયું. પણ ત્યાં તો પાછું 'છમ, છમ, છમ.'

'છમ છમ' સાંભળીને એક છોડી જાગી ને કહે : "મા છમ! મને છમ વડું."

મા કહે : "લે વળી તું કયાં જાગી ? લે આ વડું. ખાઈને સૂઈ જા. જોજે બીજીને જગાડતી નહિ."

ત્રણ વડાં તો ખવાઈ ગયાં. હવે ચાર વડાંનો લોટ રહ્યો.

બ્રાહ્મણીએ ચોથું વડું મૂકયું. વળી પાછું વડું તો 'છમ, છમ, છમ' બોલ્યું.

'છમ, છમ' સાંભળીને ચોથી છોડી જાગી ને એને ય વડું આપીને માએ સુવારી દીધી.

પછી તો પાંચમી છોડી જાગીને પાંચમું વડું એને આપવું પડયું; પછી છઠ્ઠી જાગી ને છઠ્ઠું વડું એને આપવું પડયું ને છેવટે સાતમું વડું સાતમી છોડીએ ખાધું.

ત્યાં તો લોટ થઈ રહ્યો. બ્રાહ્મણ-બ્રાહ્મણીએ વડાં ન ખાધાં, ને પાણી પીને સૂઈ રહ્યાં.

અલબત્ત બંને વાર્તાના વસ્તુમાં લગાર ફરક છે, પરંતુ જોઈ શકાશે કે વાચન યોગ્ય વાર્તા અને કથન યોગ્ય વાર્તાની દિશાઓ કેવા પ્રકારની છે.

વાર્તાને કથન યોગ્ય બનાવવા માટે જેમ કથનશૈલીની જરૂરિયાત છે તેમ જ તેમાં બીજી કેટલીએક બાબતોનો પણ વિચાર કરવો પડે છે. આ બીજી બાબતો કથનશૈલીને મદદકર્તા છે એમાં તો શક જ નહિ. હવે આ બીજી બાબતો કઈ કઈ છે, અને તે કહેવા યોગ્ય વાર્તામાં કેવી રીતે લાવવી તે તપાસીએ.

પ્રથમ દરેક વાર્તાને આપણે બારીકીથી તપાસવી જોઈએ.

વાર્તા ભાષાની દષ્ટિએ કેવી છે, વસ્તુની દષ્ટિએ કેવી છે, ને રચનાની દષ્ટિએ કેવી છે, તે આપણે કાળજીપૂર્વક જોઈ લેવું જોઈએ. એ જુદી જુદી દષ્ટિઓથી તપાસતી વખતે આપણી સમક્ષ મોઢે કહેવાની વાર્તાની ભાષાનો, તેની રચનાનો અને આદર્શનો પૂરેપૂરો ખ્યાલ હોવો જોઈએ. આ મુખ્ય બાબત છે. સાદી ભાષાની વ્યાખ્યા તો આપી શકાય જ નહિ, પણ સાદી ભાષાથી આપણે શું સમજીએ છીએ તે વર્ણનથી જણાવી શકીએ. સાદી ભાષા એટલે પહેલાં તો અતિ અલંકાર વિનાની, રૂપકો વિનાની, અને વક્રોક્તિ વિનાની ભાષા. સાદી ભાષા તે કહેવાય કે જે સ્વાભાવિકપણે કહેનારના મોઢામાંથી સર્યે જાય અને સાંભળનારના કાનમાં સમાઈ જાય. સાદી ભાષા એનું નામ કે જેની શબ્દપરંપરા એક જ મેળની હોય, એટલે કે જેમાં ન હોય ઘડીકમાં અઘરા શબ્દોનો ઝૂમખો કે ન આવે ઘડીકમાં સાવ ગામડિયા શબ્દોનો થોકડો. સાદી ભાષાનો અર્થ એવો કરાય કે જેને સમજતાં વાર ન લાગે, જે સાંભળનારની બુદ્ધિશક્તિને અનુસરતી હોય ને જે સાંભળનારમાં વાર્તાનો રસ બરાબર જમાવી શકતી હોય. મેં ઘણી વાર જોયું છે કે વાર્તા સાદી ભાષામાં કહેતા આવડવાની ખામીને લીધે જ તેનું કથન નિષ્ફળ જાય છે. કેટલાએક એવા માણસો જોયા છે જે સાદી ભાષા વાપરી જ શકે નહિ. તેઓ ભાષાના એવા ઊંચા શિખર પર રહે છે કે ભાષાની સપાટી પર આવવું તેમને અત્યંત આકરું પડે છે. લોકભાષા સ્વાભાવિકપણે સાદી જ છે. જો આપણને લોકભાષાનો બરાબર પરિચય હોય તો તે વાર્તા માટે સાદી ભાષાની શોધમાં જવું ન પડે. શહેરની સ્ત્રી જેમ જેમ ચીપી ચીપીને બોલતી જાય છે તેમ તેમ તેને જે કહેવાનું છે તે આપણને ઓછું સમજાતું જાય છે. પણ

ગામડાની ભોળી કણબણ ધડધડ બોલે છે ત્યારે નથી તેને ચીપી ચીપીને બોલવું પડતું, નથી તેને શબ્દો શોધવા જવું પડતું કે નથી તેને અચકાવું પડતું કે ડોળ કરવો પડતો. એ તો જાણે કોઈ સીધાસાદા સ્થલપ્રદેશ પર એકાદ સરલ સરિતા સરી પડતી હોય એમ આપણને લાગે છે. આટલો જ તફાવત શિષ્ટ ભાષાવાળી વાર્તામાં અને લોકભાષા ભરેલી વાર્તામાં પડે છે. અહીં એક સાદી ભાષાવાળી વાર્તાનો નમૂનો બસ થશે.

### દલાતરવાડીની વાર્તા*

એક હતો તરવાડી. એનું નામ હતું દલો. દલા તરવાડીની વહુને રીંગણાં બહુ ભાવે. એક દિવસ દલા તરવાડીની વહુએ દલા તરવાડીને કહ્યું : "તરવાડી રે તરવાડી !"

તરવાડી કહે : "શું કહો છો, ભટ્ટાણી ?"

ભટ્ટાણી કહે. "રીંગણાં ખાવાનું મન થયું છે. રીંગણાં લાવોને રીંગણાં !"

તરવાડી કહે : "ઠીક."

તરવાડી તો પછી હાથમાં ખોખરી લાકડી લઈ ઠચુકઠચુક કરતા ચાલ્યા. નદીકાંઠે એક વાડી હતી ત્યાં ગયા, પણ વાડીએ કોઈ ન હતું. તરવાડીએ વિચાર કર્યો : "હવે કરવું શું ? વાડીનો ધણી અહીં નથી અને રીંગણા કોની પાસેથી લેવાં ?"

છેવટે તરવાડીએ ઠરાવ્યું : "વાડીનો ધણી નથી તો વાડી તો છેને ! ચાલો વાડીને પૂછીએ."

દલો કહે : "વાડી રે બાઈ, વાડી !"

વાડી ન બોલી એટલે પોતે જ કહ્યું : "શું કહો છો, દલા તરવાડી ?"

---

*બાળવાર્તા ભાગ ત્રીજો. પ્રકાશક :- શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.

દલો કહે : "રીંગણાં લઉ બેચાર ?"

ફરી વાડી ન બોલી એટલે વાડીને બદલે દલો કહે : "લેને ભાઈ, દસબાર."

દલા તરવાડીએ તો રીંગણાં લીધાં અને ઘેર જઈ તરવાડી તથા ભટ્ટાણીએ ઓળો કરીને ખાધો.

ભટ્ટાણીને રીંગણાંનો લાગ્યો સ્વાદ, એટલે તરવાડી રોજ વાડીએ આવે અને ચોરી કરે.

વાડીમાં રીંગણાં ઓછાં થવા લાગ્યાં. વાડીના ધણીએ વિચાર કર્યો કે જરૂર કોઈ ચોર હોવો જોઈએ; તેને પકડવો જોઈએ.

એક દિવસ સાંજે વાડીનો ધણી એક ઝાડ પાછળ સંતાઈને ઊભો. થોડી વારમાં દલા તરવાડી આવ્યા અને બોલ્યા : "વાડી રે બાઈ, વાડી !"

વાડીને બદલે દલો કહે : "શું કહો છો, દલા તરવાડી ?"

દલો કહે : "રીંગણાં લઉ બેચાર ?"

વાડીને બદલે વળી દલો કહે : "લેને દસબાર."

દલા તરવાડીએ તો ફાંટ બાંધીને રીંગણાં લીધાં અને જ્યાં ચાલવા જાય છે ત્યાં વાડીનો ધણી ઝાડ પાછળથી નીકળ્યો અને કહે : "ઊભા રહો, ડોસા ! રીંગણાં કોને પૂછીને લીધાં ?"

દલો કહે : "કોને પૂછીને કેમ ? વાડીને પૂછીને લીધાં !"

ધણી કહે : "પણ વાડી કાંઈ બોલે છે ?"

દલો કહે : "વાડી નથી બોલતી પણ હું બોલ્યું છું ના ?"

માલિક ઘણો ગુસ્સે થયો ને દલા તરવાડીને બાવડે ઝાલી એક કૂવા પાસે લઈ ગયો. દલા તરવાડીને કેડે એક દોરડું બાંધી તેને કૂવામાં ઊતાર્યો. પછી માલિક જેનું નામ વશરામ ભૂવો હતું તે બોલ્યો : "કૂવા રે ભાઈ, કૂવા !"

કૂવાને બદલે વશરામ ભૂવો કહે "ડબકાં ખવરાવું બેચાર ?"

પાછો કૂવાને બદલે વળી વશરામ બોલ્યો : "ખવરાવને ભાઈ, દસબાર."

પછી તો દલા તરવાડીના નાકમાં, અને મોંમાં પાણી પેસી ગયું તેથી દલા તરવાડી બહુ કરગરીને કહેવા લાગ્યા : "ભાઈ સાહેબ ! આ એક વખત જવા દે, તારી ગાય છું. હવે કોઈ દી ચોરી નહિ કરું."

પછી તરવાડીને બહાર કાઢ્યા અને જવા દીધા. તરવાડી ફરી વાર ચોરી કરવી ભૂલી ગયા ને ભટ્ટાણીનો રીંગણાંનો સ્વાદ સુકાઈ ગયો.

ભાષાની દષ્ટિએ કેટલીક વાર્તાઓ એવી તો સાદી છે કે એમાં શણગાર કરવાની કદી પણ જરૂર પડતી જ નથી. એવી વાર્તાઓ અકબંધ આજે જમાનાઓથી આપણામાં ઊતરી આવેલી છે ને છતાં એવી ને એવી જોરદાર અને મીઠાશ ભરેલી છે. એની ખૂબી એની સાદાઈમાં છે; એ જ એનો ભેદ છે. 'જૂની વાર્તા', 'જૂબાઈની વાર્તા', 'કાગડા-કાબરની વાર્તા', 'પોપટ-કાગડાની વાર્તા', ચકી-ચકાની વાર્તા', 'આનંદી કાગડાની વાર્તા', વગેરે જાતની વાર્તાઓ સાદાઈના ઉત્કૃષ્ટ નમૂનાઓ છે.

વાર્તાઓ ગમે તે શ્રેણીની હોય પણ સાદાઈ તો તેનું આવશ્યક લક્ષણ છે જ.

વાર્તાની સાદાઈ સંબંધે આટલું કહ્યા પછી આપણે વાર્તાની રચનાનો વિચાર કરીએ. રચના એટલે વસ્તુસંકલના. અંગ્રેજી 'પ્લોટ' શબ્દથી આપણે એનો ભાવ જણાવી શકીએ. કોઈ પણ વાર્તામાં વસ્તુસંકલના આવશ્યક છે, પણ મોઢેથી કહેવામાં વાર્તામાં

તો એ વાત ખાસ અગત્યની છે. મોઢેથી કહેવાની વાર્તાનો ઉદ્દેશ માણસને વાર્તા કહીને આનંદ આપવાનો છે. આ આનંદ વાર્તામાં એકાદ સ્થળે રહેલ ભાવની પરકાષ્ટામાં છુપાયેલો છે. યથાક્રમે યથાગતિએ ભાવના દ્વારા ઉચ્ચ શિખર સુધી માણસને લઈ જઈ ભાવની મૂર્તિની ત્વરિત ઝાંખી કરાવી તેનાથી ઊપજેલો આનંદ તેનામાં ભરી દઈ પુનઃ માણસને ક્રમે ક્રમે અને યોગ્ય ગતિએ ભાવને શિખરેથી ઉતારી પોતાને રસ્તે જતો કરવાનો ઉદ્દેશ વાર્તાકથનનો છે. જો વાર્તાનો ભાવ એકવાર પણ માણસને તીર જેમ લાગી ન જાય અને માણસ ઘાયલ થઈને ન પડે તો વાર્તા કહેવાનો અર્થ શો ?

પણ સાંભળનારને આમ ઘાયલ કરવાની શક્તિ વાર્તાની વસ્તુસંકલનામાં છે. આખી વાર્તાના મંકોડા એટલા તો સપ્રમાણ અને એવી સરસ રીતે એકબીજા સાથે સંકળાયેલા હોવા જોઈએ કે વાર્તા એની મેળે સાઈકલની સાંકળ જેમ ફર્યે જાય. પ્રત્યેક વાર્તામાં એકાદ પ્રધાન રસ હોય છે, પ્રત્યેક વાર્તામાં એકાદ પાત્રની વિશેષતા હોય છે, પ્રત્યેક વાર્તામાં એકાદ ખાસ હેતુ પાર પાડવાનો હોય છે. જે જે બાબતો આ મૂળ વસ્તુઓને આડે આવે છે તે તે બાબતો વાર્તાના વેગને નબળો પાડે છે, વાર્તાના રસમાં ભંગ કરે છે, વાર્તાના પાત્રને ઝાંખું બનાવે છે ને વાર્તાનો ઉદ્દેશ પાર પાડવા દેતી નથી. દરેક વાર્તામાં એકાદ પ્રસ્થાનસ્થાન હોય છે, દરેક વાર્તાને એકાદ નિશાન પાડવાનું હોય છે ને દરેક વાર્તાનો પ્રસ્થાન અને નિશાન વચ્ચે ચોક્કસ માર્ગ આંકેલો હોય છે. મર્યાદા બહારની, પ્રસ્થાન વિનાની ને નિશાન વિનાની વાર્તાનો ગોળી- બાર નકામો જાય છે. જે વાર્તાની શરૂઆત અને અંત નિશ્ચિત નથી, જે વાર્તાનો આત્મા ક્યાં છે તે જણાતું નથી,

તે વાર્તામાં વસ્તુસંકલના હોવાનો સંભવ હોવાપણું નથી એમ મારું માનવું છે. વાર્તાનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખીને જ તેને પાર પાડવા માટે વાર્તામાં જે સફળ ગૂંથણી કરવામાં આવે છે તે ગૂંથણીને વસ્તુસંકલના એવું નામ આપી શકાય. રચનાની દૃષ્ટિએ તે વાર્તા સંપુર્ણ છે કે જેમાં સપ્રમાણતા છે, જેમાં સમતોલપણું છે ને જેમાં એકતાનતાનું સળંગ સૂત્ર વ્યાપક છે. જે જે વાર્તાઓમાં રચનાના આ દોષો હોય તે તે વાર્તાઓને આ દોષોમાંથી મુક્ત કરવી જ જોઈએ. આપણે ઘણી વાર એવી વાર્તાઓ વાંચીએ છીએ અથવા સાંભળીએ છીએ કે જેમાં વારે વારે વાર્તાના ફાંટાઓ ફાટે છે અથવા એક તાગડામાંથી ચારપાંચ તાગડાઓ ઊડે છે. વારે વારે વાર્તા કહેનાર આપણને એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર કુશળતાથી લઈ જવાનો કે ઊડેલા તંતૂઓ સાથે મૂળ સૂત્રને જોડી દેવાનો પ્રયત્ન કરે છે. અને આપણી સ્મરણશક્તિ અને ધીરજની પૂરેપૂરી કસોટી કરે છે. આવાં ડાળાં - ડાળીવાળી વાર્તાઓને કહેવા યોગ્ય વાર્તાઓમાં આપણે સ્વીકારી શકીએ નહિ. એક તો કહેવા યોગ્ય વાર્તાને એક જ લક્ષ તાકવાનું છે અને તેની સફળતા પણ બરાબર એ લક્ષને વીંધી નાખવામાં છે; એટલે કહેવા યોગ્ય વાર્તાનો પ્રવાહ આડોઅવળો ન વહેતાં સીધેસીધો વહેવો જોઈએ. વિષયાન્તરોથી, એક વાર્તામાં બીજી વાર્તા ચલાવવાથી, વાર્તાની મુખ્ય મુખ્ય બાબતોની સાથે જોડાયેલી ગૌણ બાબતોની વધારે કાળજી કરવાથી મૂળ રસને હાનિ પહોંચે છે એમાં શંકા નથી. આથી કહેવા યોગ્ય વાર્તાની રચના અને વાંચવા યોગ્ય વાર્તાની રચનામાં આટલો તફાવત સ્વીકારવો જોઈએ. બેશક, સાંભળનારની સ્મરણશક્તિ અને ધારણશક્તિ વધતાં જાય તેમ તેમ વાર્તા વધારે ફાલેલીફૂલેલી કહેવામાં આવે તો હરકત નહિ.

વસ્તુસંકલનાના વિચારમાં વાર્તા કેટલી લાંબી કે કેટલી ટુંકી હોવી જોઈએ તેનો વિચાર આવી જાય છે. વાર્તાને કહેવા યોગ્ય કરતી વખતે આપણે સાંભળનારનો વિચાર કરવો જ પડે. એકની એક વાર્તા તેની વસ્તુની સુંદરતાને કારણે આપણે છેક નાનાં બાળકોથી માંડી વૃદ્ધ જનો સુધીની વ્યક્તિઓને કહી શકીએ; પણ વૃદ્ધ જનો પાસે વાર્તાનો જેટલો વિસ્તાર ધરી શકીએ તેટલો વિસ્તાર બાળકો પાસે ન જ ધરી શકીએ. બાળકોની ગ્રહણશક્તિને ધ્યાનમાં લઈને જેમ બીજી બાબતોના વિસ્તાર સંકોચનો નિર્ણય કરીએ છીએ તેમ જ વાર્તાની બાબતમાં પણ કરવું જોઈએ. રામાયણ અને મહાભારતની વાર્તાઓ બાળકોને કહેવી હોય તો આપણે એમને છેક ટુંકાવીને કહેવી જોઈએ. એ સાગર જેટલી ગંભીર અને આકાશ જેટલી વિશાળ વાર્તાઓમાં વચ્ચે વચ્ચે આવતી અનેક રસભરી કથાઓને છોડી દેવી જોઈએ, અને મોહક અને આકર્ષક ચિત્રો તથા વર્ણનોને જતાં કરવાં જોઈએ. રામાયણમાં રામને બાળકો સામે સતત ધરી રાખીને વાર્તાનો પ્રવાહ ચલાવ્યે જવો જોઈએ, આદિ, મધ્ય અને અંતમાં સર્વત્ર રામ દેખાવા જોઈએ; કથાની બધી ગૂંથણી રામની આસપાસ થવી જોઈએ. એવી જ રીતે મહાભારતની કથામાં પાંડવો અને કૌરવોના કિનારા ઉપર જ ચાલી ચાલીને એ મહાનદની પ્રદક્ષિણા કરવી જોઈએ. એની આજુબાજુએ આવતાં તીર્થસ્થાનો છોડી દેવાં જોઈએ. લઘુરામાયણ અને લઘુમહાભારત આ વિચારને અનુસરીને લખાયેલાં છે. બાલકાદમ્બરીની યોજનાની પાછળ પણ આ જ વિચાર છે. છેક નાનાં બાળકોને કહેવા યોગ્ય રામાયણ પણ બનાવી શકાય. એવી ટૂંકાવેલી રામકથાનો એક સાદો નમૂનો અહીં આપું છું, આ નાની કથા પણ બાળકોના પ્રમાણમાં એક મોટું રામાયણ જ છે, અને તે એટલું જ રસદાયક નીવડ્યું છે.

## રામાયણ

દશરથ નામે રાજા હતા.

તેને ત્રણ રાણીઓ હતી.

એકનું નામ કૌશલ્યા, બીજીનું નામ સુમિત્રા, ને ત્રીજીનું નામ કૈકેયી.

રામ કૌશલ્યાના પુત્ર, લક્ષ્મણ ને શત્રુઘ્ન સુમિત્રાના ને ભરત કૈકેયીના.

રામ સૌથી મોટા હતા; તેમનાથી નાના લક્ષ્મણ, તેનાથી નાના ભરત ને સૌથી નાના શત્રુઘ્ન.

રામને ઘણી વિદ્યા આવડતી. તેમને તીર ફેંકતા સારું આવડતું. તે ભલા પણ હતા. તે રોજ માબાપનું કહ્યું કરતા.

રામની રાણીનું નામ સીતા હતું.

રાજા ઘરડા થયા. તેમણે રામને ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો.

કૈકેયીને આ વાતની ખબર પડી. તેને રામની અદેખાઈ આવી. તે કહે : 'રામ ગાદીએ બેસે ને મારો ભરત નહિ ?''

રાણી રાજાથી રીસાઈ; રાજાએ તેને ખૂબ મનાવી, પણ તે રીઝી નહિ.

રાણી કહે : "તમે મને બે વચન આપ્યાં છે. આજે હું એ વચન માગું છું. રામને વનવાસ મોકલો ને ભરતને ગાદી આપો."

રાજાને આ ગમ્યું નહિ.

પણ વચન આપેલું એટલે શું કરે ?

રામ વનવાસ ગયા. સીતાદેવી તેની સાથે ગયાં.

ભાઈ લક્ષ્મણ પણ સાથે જ ગયા.

રામ, લક્ષ્મણ ને જાનકી વનમાં ઝૂંપડી બાંધીને રહ્યાં.

ઝૂંપડી પાસે એક સુંદર સોનેરી ચામડીવાળું હરણ આવ્યું.

સીતાજીને તે બહુ ગમી ગયું.

રામને સીતા કહે : "એ હરણ મારીને લાવો તો હા નીકર ના."

રામ તો તીર લઈને ઊપડયા.

પાછળથી લક્ષ્મણ પણ ગયા.

સીતાજી મઢીમાં એકલા રહ્યાં.

ત્યાં લંકાનો રાજા રાવણ આવ્યો.

બાવાનો એણે વેશ પહેર્યો હતો; હાથમાં ઝોળી હતી ને પગમાં ચાખડી હતી.

રાવણ કહે : "સીતાજી ! ભિક્ષા આપો."

સીતાજી જ્યાં ભિક્ષા આપવા જાય ત્યાં રાવણે તેમને ઊંચકી લીધાં.

રાવણ સીતાજીને લઈને લંકા ગયો.

હરણ મારીને રામલક્ષ્મણ પાછા આવ્યા.

મઢીમાં આવીને જુએ તો કોઈ ન મળે !

બેઉ ભાઈ સીતાજીની શોધમાં ચાલ્યા.

નદી જોઈ, નાળાં જોયાં, જંગલ જોયાં ને ડુંગરા પણ જોયા; પણ સીતાજી કયાંઈ ન મળે.

ગોતતાં ગોતતાં બેઉ ભાઈ વાંદરા ને રીંછના દેશમાં આવ્યા.

ત્યાં તેમને ખબર પડી કે સીતાજીને તો રાવણ હરી ગયો છે.

રામ, લક્ષ્મણ ને વાંદરા લંકા ભણી ચાલ્યા.

લંકાનગરી દરિયાની વચ્ચોવચ્ચ હતી.

સીતાજીની તપાસ કરવા ત્યાં કેવી રીતે જવાય ?

વાંદરામાં એક વાંદરો બહુ બળવાન હતો; તેનુ નામ હતું હનુમાન.

હનુમાન કહે : ''એ મારું કામ.''

હનુમાને રામનું નામ લઈને એવો તો એક કૂદકો માર્યો કે એક જ કૂદકે આ કાંઠેથી પેલે કાંઠે !

હનુમાનજી અશોકવાડીમાં ગયા.

ત્યાં એક ઝાડ નીચે સીતાજી બેઠાં હતાં.

તેમની ફરતી કાળી કાળી મોટા દાંતવાળી રાક્ષસીઓ હતી.

હનુમાનજીએ સીતાજીને રામની વીંટી આપી. સીતાજીને હનુમાનજી વાતો કરતાં હતાં ત્યાં રાક્ષસો આવ્યા.

તેઓ કહે : "પકડો આ રામના દૂતને. એને બાંધો ને સળગાવો."

હનુમાનજીને પૂંછડે ગોદડાંના ગાભા બાંધ્યા, ઉપર તેલ છાંટયું ને પછી સળગાવ્યું.

હનુમાનજી તો હૂપ હૂપ કરતા જાય અને ગામનાં છાપરાં સળગાવતાં જાય.

આખી લંકા ભડભડ બળવા લાગી.

હનુમાનજી પાછા દરિયામાં પડી સામે કાંઠે ગયા.

રામ લશ્કર લઈ રાવણની સાથે લડવા આવ્યા.

પછી રામરાવણની જંગી લડાઈ થઈ.

રામે રાક્ષસોને મારી નાખ્યા.

રાવણનાં દસ માથાં ને વીશ હાથ રામલક્ષ્મણે કાપી નાખ્યાં.

પછી રામ, લક્ષ્મણ ને સીતાજી ત્રણે જણાં વિમાનમાં બેસી પોતાને ઘેર આવ્યા.

રામનો વનવાસ પૂરો થયો એટલે એ ગાદીએ બેઠા ને ખાધું, પીધું ને રાજ્ય કર્યું.

આવી રીતે વાર્તા ટૂંકાવવામાં કળા વાપરવાની જરૂર પડે છે. વાર્તા ટૂંકાવનારે પ્રથમ નક્કી કરવું પડે છે કે વાર્તામાં કયા બનાવો એવા છે કે જેને લીધા વિના તો ચાલે જ નહિ. વાર્તા ટૂંકાવનારે એ પણ નક્કી કરવાનું છે કે વાર્તા કયાં કયાં ટૂંકાવી શકાય તેવી છે ને કયાં કયાં તેનો પ્રવાહ અત્યંત ક્ષીણ હોવાથી તેને એમ ને એમ રહેવા દેવા જેવો છે. પછી કેવી રીતે ટૂંકાવવી તેનો વિચાર પણ તેને કરવાનો રહે છે. વાર્તા ટુંકાવવાની રીતો હું સ્વ. બ્રાયન્ટના શબ્દોમાં મૂકું તો વાર્તાકથનના કામમાં કુશળતા ધરાવનાર એ સ્વર્ગસ્થ બાનુનું યર્થાથ શ્રાદ્ધ થાય.

"When two or more steps can be covered in a single stride, one makes the stride. When a necessary explanation is unduly long, or is woven into the story in too many strands, one disposes of it in an introductory statement, or perhaps in a side remark. If there are two or more threads of narrative, one chooses among them, and holds strictly to the one chosen, eliminating details which concern the others."

લાંબી વાર્તાને ટૂંકાવવાની જરૂર છે એમ જ ટૂંકી વાર્તાને લંબાવવાની જરૂર છે. જેમ જેમ લોકોની રુચિ ઊંચી થતી જાય છે અને એમની સાહિત્યવિષયક સંસ્કૃતિ વિશુદ્ધ થતી જાય છે તેમ તેમ એમની વાર્તાઓ ટૂંકી થતી જાય છે; એવી જ રીતે જે લોકોને દિવસોના દિવસો અને રાત્રિની રાત્રિઓ ગરમ હવામાં ઉદ્યમ વિના કાઢવાની હોય છે તેમની વાર્તાઓ ખૂબ લાંબી હોય છે, જ્યારે જેમને વખત ગુમાવવાનો બિલકુલ અવકાશ નથી એવા

ઉદ્યોગપરાયણ લોકોની ટૂંકી હોય છે. કોઈ પ્રસંગે વાર્તાને લંબાવીને કે લડાવીને કહેવામાં રસ જામે છે તો કોઈ પ્રસંગે વાર્તાને ટૂંકી પણ ભારવાહી ભાષામાં કહેવામાં ખૂબી આવે છે. એમાં ઘણી વાર્તા સાંભળનાર અને કહેનાર બન્નેની સમાન કક્ષાનો પ્રશ્ન હોય છે. અફીણી ગરાસિયાઓને લાંબી વાર્તામાં જ રસ પડવાનો. વિદ્વાન લોકોને વાર્તાના અર્કમાં જ મજા આવવાની. કલ્પનાપ્રધાન માણસોને વાર્તા જેમ લાંબી તેમ ઠીક પડે, ત્યારે વાસ્તવિકતાપ્રધાન લોકોને વાર્તાનો અંત જલદી આણવો ગમે છે. ઘણા લોકોને વાર્તા પુરી થઈ જાય એ ગમે જ નહિ ત્યારે ઘણા લોકોને એકાદ વાર્તા સાંભળતા સાંભળતાં ઊંઘ આવી જાય. વાર્તા સાંભળતા થાકે જ નહિ એવા એક રાજાની વાર્તા આપણા વાર્તાના ભંડારમાં છે પણ ખરી. આવી જાતના લોકોને ધ્યાનમાં રાખીને જ ભિન્ન ભિન્ન કાળે લાંબી અને ટૂંકી વાર્તાઓ દેશ દેશમાં રચાઈ છે. આપણાં ઉપનિષદોમાં રહેલી વાર્તાઓ ટૂંકીને ટચ છે, પરંતુ એની ગંભીરતા બહુ ભારે છે. આપણી પૌરાણિક વાર્તાઓ જોઈએ તેટલી લાંબી છે. ઘણા લોકોને પુરાણો લાંબી લાંબી વાર્તાઓ છે તેથી જ ગમતાં નથી જ્યારે ઘણા લોકોને ઉપનિષદોની ટૂંકી આખ્યાયિકાઓમાં કશી લહેજત આવતી નથી. સામાન્ય રીતે બાળકોની ઉમર જેમ જેમ મોટી થતી જાય છે તેમ તેમ તેઓને લાંબી ને લાંબી વાતો ગમતી જાય છે. એવું પણ મેં જોયું છે કે એકવાર એમને લાંબી વાર્તાનો સ્વાદ ચખાડયો તો પછીથી તેઓ જ્યાં સુધી ઊંચી રુચિને કેળવી શકે નહિ ત્યાં સુધી લાંબી વાર્તાઓ જ માગ્યા કરે છે. વિનયમંદિરના વિદ્યાર્થીઓને એકવાર 'ધર્માત્માઓનાં ચરિત્રો'ની લાંબી લાંબી વાર્તાઓ કહી સંભળાવ્યા પછી તેમને ટૂંકી ટૂંકી આખ્યાયિકાઓ સંભળાવવાની અમને ભારે મુશ્કેલી પડેલી.

આખ્યાયિકાઓ તેમને એકાએક ટૂંકી ને ટચ ને તેથી સાવ નીરસ લાગેલી.

જરૂર પડે ત્યાં આપણે ટૂંકી વાર્તાને લાંબી વાર્તા બનાવી દેવાની કળા શીખી લેવી જોઈએ. જે માણસમાં કલ્પનાશક્તિનું પરિબળ હોય છે તે માણસ આ કામ સુંદર રીતે કરી શકે છે. ટૂંકી વાર્તાનાં કયાં કયાં અંગો ને ઉપાંગોને કેવી રીતે વિકસાવવાથી વાર્તા સળંગ રહેવા છતાં લાંબી થાય તેની સમજણ કલ્પનાના બળમાંથી આવે છે. ટૂંકી વાર્તાની પંક્તિઓ વચ્ચે કઈ પંક્તિઓ રહેલી છે કે જે મૂળ પંક્તિઓને શોભારૂપ છે ને જેના ગુપ્ત છતાં સબળ આધારને લઈ મૂળ પંક્તિઓ બળવાન છે. તે શોધી કાઢવાનું કામ કલ્પનાશક્તિનું છે. મૂળે તો વાર્તા કહેનારમાં જ કલ્પનાશક્તિનું જોર હોવું જોઈએ. પણ તેથીય વધારે જોર તો આ કામ કરનાર વ્યક્તિમાં અવશ્ય હોવું જોઈએ. વાર્તાની કલાને જે સમજી શકે છે, વાર્તાની વસ્તુસંકલના જે પી જઈ શકે છે, વાર્તાનો આત્મા જેના હાથમાં ભૂતની ચોટલી જેમ રહે છે તે જ માણસ વાર્તામાં સાચા રંગો પૂરી શકે છે. બીજી રીતે બોલીએ તો જેમ એક રૂપચિત્રકાર રેખાલેખન ઉપરથી આખું ચિત્ર સુઘટિત રંગો પૂરીને ઉપજાવી શકે છે તેમ જ ટૂંકી વાર્તાના રેખાલેખનને રંગોની મીલાવટથી ભરી દઈ યોગ્ય વિસ્તારવાળી કરવાનું કામ વાર્તાચિત્રકારનું છે.

ટૂંકી વાર્તાને લાંબી બનાવ્યાનું એક દૃષ્ટાંત અહીં આપું છું.

**દયાળુ ડોશી***

(ટૂંકી વાર્તાનો નમૂનો)

વરસાદ વરસતો હતો. મધરાત થઈ હતી.

---

*મોટીબહેન. પ્રકાશન :- નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

ઝાંપો વાસીને ડોશીમા સૂતાં હતાં.

તેવામાં કોઈએ સાદ પાડયો : "ટાઢે ઠરી જાઉં છું, માબાપ ! ઘરમાં રહેવા દેશો ?"

ડોશીને દયા આવી.

"આવ, દીકરા ! અહીં સૂઈ રહે."

"ડોશીમા ! ભગવાન તમારું ભલું કરજો."



## દયાળુ ડોશી

(ટૂંકીમાંથી લાંબી બનાવેલી વાર્તાનો નમૂનો)

એક હતી ડોશી.

એ બહુ દયાળુ હતી.

ડોશી તરસ્યાંને પાણી પાય, ભૂખ્યાંને રોટલો આપે ને ભૂલાં પડેલને મારગ બતાવે.

આડોશીપાડોશી કોઈ માંદુ પડે તો ડોશીમાનો જીવ એવો કે રાત ને દી એના ખાટલા આગળથી ખસે જ નહિ.

ડોશી એવાં ભલાં કે મરતાંને પણ મર ન કહે.

કોઈ રાંકભીક જે આવ્યું તે એને ઘેરથી પાછું તો જાય જ નહિ.

ગજાસંપત જે હોય તે ડોશીમા એને આપે ને એની આંતરડી ઠારે.

ભર ચોમાસું ચાલ્યું જતું હતું.

અરધી રાતે એકવાર વરસાદ તૂટી પડયો. નેવામાં પાણી તો કયાંઈ માય નહિ.

વીજળી તો સબાક સબાક થાય, ને કડાકા તો એવા કે આકાશ જાણે હમણાં જ તૂટી પડશે.

એમાં વળી પવનનો ઝપાટો કહે મારું કામ.

કોઈના ભાર નહિ કે આવી રાતે બહાર નીકળી શકે.

એક છોકરો પોતાના ગામનો મારગ ભૂલેલો.

ક્યારનો બિચારો મારગ ગોતે પણ અંધારી રાત ને બધું પાણી પાણી થઈ ગયેલું, એમાં મારગ સૂઝે નહિ.

બિચારો આખે ડિલે તરબોળ થઈ ગયેલો.

ક્યારનો પલળતો હતો એટલે આખે ડિલે ટાઢ ચડી ગઈ હતી; દાઢી ડગડગતી હતી ને દાંત કડકડતા હતા.

બિચારો મનમાં ને મનમાં રોવા લાગ્યો ને કહે : "હવે હું ક્યાં જાઉ ?"

એટલામાં એણે એક ઝૂંપડી જોઈ.

ઝૂંપડી જોઈને મનમાં ને મનમાં કહે : "હાશ ! હવે કંઈક રસ્તો સૂઝશે."

ઝૂંપડી તો પેલી દયાળુ માજીની હતી.

ધ્રૂજતો ધ્રૂજતો છોકરો ઝૂંપડી પાસે ગયો ને હળુક દઈને બોલ્યો : "અરે બાપુ ! કોઈ ઝૂંપડીમાં છે ? કોઈ ઝૂંપડીનું બારણું ઉઘાડોને ? ક્યારનો હું ટાઢે મરું છું. આ રાતની રાત પડી રહેવા દેશો તો પ્રભુ તમારું સારું કરશે. અત્યારે હું વરસાદમાં ક્યાં જઈશ ? હું ભૂલો પડી ગયો છું, બાપુ !"

દયાળુ ડોશી ઝડપ દઈને ઊઠયાં.

બારણાની ભોગળ એકદમ કાઢી નાખી અને ઝૂંપડીનું બારણું ઉઘાડયું.

છોકરાને જોઈ માજી કહે : "બાપુ, દીકરા ! આવ. આ તારું જ ઘર છેના. ભગવાને મને આવી રૂપાળી ઝૂંપડી આપી છે તે કોને માટે ? આવ બાપા ! અહીં બેસ."

છોકરો તો હાશ કરીને હેઠે બેઠો.

માજીએ તો એને એકાદ જૂનું પાનું ફાળિયું આપ્યું ને એનાં લૂગડાં બદલાવ્યાં.

પછી તો એણે ઝટઝટ દેવતા પાડયો ને ચીંદરડીએ થોડાંક તીખાં ને સૂંઠ બાંધ્યાં હતાં તે કાઢીને રૂપાળો ગરમાગરમ કાવો બનાવ્યો.

ચલાણું આખું કાવો ભરીને ડોશી છોકરાને કહે : "લે, બાપા, આ ઊનો ઊનો કાવો પી જા. હમણાં તારી ટાઢ ઊડી જશે."

છોકરાને કાવો એવો તો મીઠો લાગ્યો કે બસ !

પછી ડોશી કહે : "લે બેટા ! આ મારી ગોદડી ઓઢીને ખાટલામાં સૂઈ જા. હું તો રીઢું માણસ છું એટલે મારે તો આ પછેડીએ ચાલશે."

છોકરો તો રાત આખી હૂંફાળી ગોદડીમાં ઊંઘ્યો.

સવાર પડી એટલે છોકરે ડોશીની રજા માગી.

ડોશી કહે : "દીકરા ! સાચવીને જજે ને દેહનાં જતન કરજે."

છોકરાની આંખમાં આંસુ આવી ગયાં.

ડોશીની આંખ પણ ભીની થઈ.

છોકરો મનમાં ને મનમાં બોલતો ગયો : " હે ભગવાન ! આ ડોશીમાનું ભલું કરજો."

વસ્તુસંકલના વિષે આટલું કહ્યા પછી વસ્તુ સંબંધે થોડુંએક કહીએ. 'વાર્તાની પસંદગી' અને 'વાર્તાનો ક્રમ' એ પ્રકરણોમાં આડકતરી રીતે વાર્તાનું વસ્તુ કેવું હોવું જોઈએ તે સંબંધે થોડુંઘણું તો કહેવાઈ ગયું છે; છતાં વાર્તાને કહેવા યોગ્ય બનાવવા માટે

વસ્તુનો થોડોએક વિચાર આવશ્યક છે. કહેવા યોગ્ય વાર્તા બનાવવા માટે જેમ આપણે વાર્તાની ભાષામાં અને રચનમાં ફેર કરીએ છીએ, તેમજ આપણે વાર્તાના વસ્તુમાં ફેરફાર કરી લેવાનો છે. વાર્તાની વસ્તુ શ્રેણીને માટે યોગ્ય હોય છતાં તેમાં ગૂંથેલો આદર્શ ઘણી વાર અવ્યવહાર્ય અથવા અનિષ્ટ હોય છે. એક જમાનાએ પોતાની વાર્તાઓમાં જે આદર્શ સ્વીકાર્યો હોય તે જ આદર્શ બીજા જમાનાએ સ્વીકારવો એવી આપણી હઠ ન હોવી જોઈએ. એક જમાનાએ એમ માન્યું કે શિક્ષા અને ભય વિના નીતિ શકય નથી તેથી તે જમાનાએ પોતાની વાતોમાં સ્વર્ગ અને નર્કની કલ્પનાઓ કરી, ને સારા માણસને સ્વર્ગ આપ્યું અને નઠારા માણસને નર્ક આપ્યું. જે જમાનાએ મનના ધર્મની ખોટી કલ્પના કરી શિક્ષણની ચાવી ઈનામમાં મૂકી તે જમાનાએ પોતાની વાતોમાં ઈનામને યાને બદલાને મહત્ત્વ આપ્યું. જે જમાનાએ પોતાની મિલ્કતમાં વધારો કરવો અને બીજાની મિલ્કતની ઉચાપત કરી જવી એમાં બહાદુરી માની તે જમાનાએ લૂંટારાની બહાદુરીની કથાઓ પ્રેમથી કરી. જે જમાનામાં પતિ પાછળ બળી મરવું એ જ સ્ત્રીનો પરમ ધર્મ ગણાતો હતો તે જમાનાએ સતીઓના મહિમાની મોટી મોટી કથાઓ રચી. જે જમાનાએ ભોગવિલાસ આદર્શ માન્યો હતો તે જમાનાએ પોતાની વાતોમાં શૃંગારને સ્થળે સ્થળે ભર્યો હતો. જો આપણને શંકરાચાર્યના જમાનાની વાર્તાઓ મળે તો તેમાં એકેશ્વરવાદ અને મિથ્યાવાદની મહત્તા નજરે પડે. બુદ્ધનાં જાતકોમાં અહિંસાવાદ વધારે નજરે પડે છે. શ્રીકૃષ્ણના જમાનાની વાતો પ્રેમકથાઓનો ભંડાર છે. ક્રાઈસ્ટના જમાનાની વાતોમાં પ્રેમ ને ક્ષમા સ્થળે સ્થળે દેખાય છે. સહજાનંદ સ્વામીનાં 'વચનામૃતો'માં આચાર ઉપર વધારે ભાર મૂકેલો છે.

આપણે આપણી વાર્તોમાં આ જમાનાના અને આગામી જમાનાના આદર્શો ઘડવાની જરૂર છે. વાર્તાઓનું વસ્તુ એનું એ જ રાખી દષ્ટિબિંદુને વાર્તાનો કહેનાર ચાલાકીથી ફેરવી શકે છે. એ દષ્ટિબિંદુના ફેરવવાની સાથે વાર્તાના આદર્શની દિશા સહેલાઈથી બદલાય છે. વાર્તાનું પ્રમુખ પાત્ર જે વાર્તામાં હજારોનાં માથાં ઉડાડી સાંભળનારની વાહવાહ હાંસલ કરે છે, તે જ પ્રમુખ પાત્રે નવી વાતોમાં હજારોના જીવો બચાવીને એટલી જ વાહવાહ હાંસલ કરવાની છે. જૂની વાર્તાના પ્રેમશૂરો જુવાન કોઈ એક રાજાની કુંવરીને હરી લાવીને પોતાનું પરાક્રમ બતાવે છે, તેને બદલે નવી વાર્તાનો પ્રેમશૂરો એકાદ અબળાને કોઈ અત્યાચારીઓના સપાટામાંથી અભયદાન આપવામાં બમણા સાહસને ખેડે છે. જૂની વાર્તામાં જ્યાં યુવાનયુવતી મળે ત્યાં પતિપત્ની થઈ જવા પ્રેરાય છે, તેને બદલે નવી વાર્તામાં યુવાન્ અને યુવતી સ્નેહી મિત્રો થઈ જાય એ પણ નવા જમાના પાસે ધરવા જેવો આદર્શ છે. આગલી વાર્તામાં લોહીથી ખરડાયેલી તલવાર શૂરાતનની નિશાની ગણાય તો નવી વાર્તામાં તે જ મારતી તલવાર ખેતરનું ઘાસ કાપવાનું સુંદર દાતરડું બની જાય એ કલ્પના પુરાણજૂની છતાં નવા યુગને ઝીલનારી થઈ પડે. જૂના તહેવારોના ખોખામાં નવો પ્રાણ પુરાય છે, જૂના ધર્મગ્રન્થોની જડમાં નવું રહસ્ય ઉકેલાય છે, એમ જ જૂની વાર્તાઓના આદર્શોમાં નવું ચેતન, નવો પ્રાણ ભરવાની આવશ્યકતા ઊભી જ છે.

આપણે વાર્તાને કહેવા યોગ્ય કેમ બનાવવી તે વિચાર્યું. પણ સાથે સાથે આપણે જાણવું જોઈએ કે વાર્તા એટલે શું ? વાર્તાની વ્યાખ્યા તો ન જ આપી શકાય. આપણે બધા મનથી તો સમજીએ છીએ કે વાર્તા એટલે શું ? છતાં આપણા ધ્યાનમાં એટલું

તો રહેવું જ જોઈએ કે જે કાંઈ આપણે બીજાને કહીએ કે સંભળાવીએ તે હંમેશ વાર્તા નથી હોતી. વાર્તાનો એક ગુણ કહેવા-સંભળાવવાનો છે ખરો; પણ તે એક જ ગુણમાં વાર્તાની પૂર્ણતા નથી થતી. દરેક જોડકણાને આપણે કાવ્ય નથી ગણતા તેમ દરેક હકીકતના જથ્થાને આપણે વાર્તા ન જ કહી શકીએ, વાર્તામાં કહેવાની યોગ્યતા તો હોવી જ જોઈએ. પણ તે ઉપરાંત બીજાં કેટલાંએક તત્ત્વોની તેમાં અપેક્ષા છે. પાત્ર, પ્રબંધ, વસ્તુસંકલના, રસ, દષ્ટિબિંદુ, પ્રવાહ, કલાયુક્ત ગોઠવણ, સ્વાભાવિકતા અને સરળતા, વગેરે લક્ષણો સંપૂર્ણ વાર્તાનાં આવશ્યક લક્ષણો છે. કોઈ કવિતામાં કવિત્વ છે કે નહિ તે આપણે જેમ અનુભવથી જાણી શકીએ છીએ, તેમ કોઈ વાર્તા વાર્તા છે કે નહિ તે આપણે થોડા અનુભવથી પણ સમજી શકીએ છીએ. વાર્તાને કહેવા યોગ્ય બનાવવાનો શ્રમ ઉઠાવતાં પહેલાં વાર્તા-અવાર્તાનો ભેદ જાણી લેવો જોઈએ. ટુચકાઓ વાર્તા નથી એવી જ રીતે ઓઠાંઓ પણ વાર્તા નથી; એ જ રીતે 'એકાદ ચોરને ઘરનાં બધાં માણસો જાગી ઊઠયાં તેથી નાસી જવું પડયું' એ વાત કાંઈ વાર્તા નથી; એમ જ 'એક છોકરો કજિયા કરતો હતો તેના મોઢામાં વીંછી પેસી ગયો.' એ હકીકત કાંઈ વાર્તા ન કહેવાય. બાળસદ્બોધ વાર્તાશતક, બાળકોની વાતો, નવરંગી બાળકો, ને એવાં બીજા બાળવાર્તાના કેટલાંએક પુસ્તકોમાં જે વાર્તાઓ આપી છે તે વાર્તાઓ જ નથી; દેશ દેશની રસમય વાતો અને દેશ દેશની માર્મિક વાતો પણ વાર્તાઓ નથી; એ જ પ્રમાણે ટચુકડી સો વાતોનાં સંગ્રહોમાં એવી ઘણી વાતો છે કે જેને આપણે વાર્તાઓ ન કહી શકીએ. એ વાતો ભલે ગણાય પણ વાર્તાઓ તો નથી જ. જો કે એ સંગ્રહોમાંની ઘણી વાતો વાર્તાઓ પણ છે.

'ટચુકડી બીજી સો વાતો'માંથી બે નમૂના આપું છું.

## રાણી ખેલાવે મોર*

સમશ્યા.

આઠ કાઠની પૂતળી, બાંધ્યા નવસેં દોર,
રાજા ચાલ્યા ચાકરી, (તો) રાણી ખેલાવે મોર.

આ સમશયાનો અર્થ રેંટિયો થાય છે, કેમકે તેને લાકડાનાં આઠ પાટીઆં હોય છે, તે પાટીઆંને દોરી વડે બાંધેલાં હોય છે. રાજા ચાકરીએ ગયા, ત્યારે રાણીએ એ મોર-રેંટીઓ ચલાવવા માંડયો. પહેલાં રાજાની રાણીઓથી માંડીને સર્વ સ્થિતિની બાઈડીઓ રેંટીઓ કાંતતી; તેમાં કોઈ નાનમ સમજતું નહિ. જેને કાંતતાં ન આવડે તેની નિંદા થતી હતી. ગરીબ લોકોને તે ગુજરાનનું સાધન હતું, ને ધનવાનને નવરા બેસી રહેવાને બદલે એક જાતનો ધંધો કરવાનું તેથી મળતું.

વળી એક બીજી સમશ્યા ચાલે છે :-

ભમે ભમે પણ ભમરો નહિ,
કોટે જનોઈ પણ બ્રાહ્મણ નહિ.

આનો અર્થ પણ રેંટિયો થાય છે, કેમકે તે ફર્યા કરે છે છતાં ભમરો નથી, તેમ કોટે જનોઈ (માળા) છતાં તે બ્રાહ્મણ પણ નથી.

મીઆભાઈ ચાકરી કરવા પરદેશ જવા નીકળતા હોય, તો તેને બુ કહેશે, કે "મેરા બના ગામ ના જઈઓ, ગામ ના જઈઓ; મેં ચરખા પૂણી કાંત ખિલાઉગી." પરદેશ જવાથી બંને જુદાં પડે તેના કરતાં રેંટીઓ કાંતીને ગુજરો કરે અને ભેગાં રહે તે વધારે સારૂં.

---

*ટચુકડી બીજી સો વાતો. લેખક :- હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

તાજીઆના દિવસમાં દુલા દુલા કરીને ફરનારા ગાય છે, કે "તમે કાંતો રે હો બીબીઆં." બીબી ઉત્તર આપે છે, કે "મેં કયા કાંતુ, મેરે ચરખા નહિ, મેરે પૂણીઆં નહિ." ત્યારે પેલો કહે, કે "આ ચરખા લો, આ પૂણીઆં લો, તમે કાંતો રે હો બીબીઆં."

**જમના માએ ચોરને નસાડયો***

એકવાર મારાં ભાભી વેગળાં બેઠેલાં હોવાથી ઘરના પાછલા ખંડમાં સુતાં હતાં. મારાં માતુશ્રી વચલા ખંડમાં ને અમે સૌ આગલા ખંડમાં હતાં. મધ્યરાત વીત્યા પછી વાડા તરફના પાછલા બારણાનું ચણિયારૂં ઉતારી એક ચોર અંદર પેઠો, અને મારા ભાભીને પગે કલ્લાં હતાં તે કાઢવા માટે બે હાથે પહોળા કરવા લાગ્યો; એવામાં મારાં ભાભી જાગી ગયાં, ને ચોર, ચોર, એવી બૂમો પાડવા લાગ્યાં. તેમની બૂમો સાંભળતાં જ મારાં માતુશ્રી ઊભાં થયાં, ને ઊભો રહે મારા રડયા તારો ઓસલો કૂટું, એમ કહેતાંકને તેમણે વચલું બારણું ઝટ લઈને ઉઘાડયું. એથી ચોર ગભરાયો ને પાછલે બારણેથી નીકળી નાઠો.

જમનામા એટલેથી સંતોષ ન પામ્યાં. તે તો ચોરની પાછળ વાડામાં દોડયાં. ચોર વાડ કૂદાવીને ભાગી ગયો. તેમણે ઘરમાં પાછાં આવીને અમને સૌને જગાડયા. રાત અજવાળી હોવાથી મારા ભાઈ પગેરૂં જોતા તલાવ ભણી ચાલ્યા, પણ તલાવ નજીકથી પગલાં આગળ દેખાયાં નહિ, તેથી તે પાછા આવ્યા.

મારા ભાઈએ કહ્યું, મા, ચોરની બૂમ પડી ત્યારે તેં અમને કેમ ઉઉઠાડયા નહિ ? એકલી જોઈને તેણે કદી તને મારી હોત તો? તેમણે જવાબ આપ્યો, કે તમને ઉઠાડવા જતાં ચોર કલ્લાં લઈને નાસી જાત. મને કંઈ ચોરની બીક લાગી જ નહોતી !

---

*ટચુકડી બીજી સો વાતો. લેખક :- હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

બૈરાં બહુ કરીને સ્વભાવે બીકણ હોય છે. ચોરનું નામ સાંભળીને જે ડરી મરે, તે ચોરની પાછળ ધાવાની હિમ્મત કેમ કરી શકે ? "હિમ્મતે મરદા, તો મદદે ખુદા" આવી ચઢે.

બાળસદ્‌બોધ વાર્તાશતકમાંથી અહીં એક બીજો નમૂનો વાંચનાર પાસે મૂકું છું.

### ખૂંટ*

અમુલખ નામનો એક પાટીદાર હતો. તે એક સુશોભિત બંગલામાં રહેતો હતો. બંગલાની આસપાસ બગીચો બનાવ્યો હતો; અને તેની અંદર તરેહ તરેહનાં ફળનાં ઝાડ રોપ્યાં હતાં. અમુલખ બહુ લુચ્ચો માણસ હતો. તેણે પોતાના પાડોશીનું બીડ પોતાના બંગલા પાસે આવેલું હતું, તેમાંની જમીન પોતાના બગીચામાં દબાવી લેવા સારૂ, જે ખૂંટ હતું તે રાત્રે ચોરીથી ઘણે છેટે સુધી ખસેડી નાંખ્યું. આ પછી કેટલાક દિવસ વિત્યા કેડે, અમુલખ એક ઝાડ પર નીસરણી ટેકવીને કમર પર તોડવા ચઢયો. દૈવ જોગે નીસરણી લપસી ગઈ, અને અમુલખ પીઠભેર જે ખૂંટ તેણે ખસેડયું હતું, તે પર પડયો; અને તેની ગરદન તૂટી ગઈ.

જો તેણે એ ખૂંટ નહિ ખસેડયું હોત, તો તે ખાસાં નરમ ઘાસમાં પડત, અને તેથી તેને ઘણું જ થોડું વાગત. પણ ઈશ્વર અહિંઆનો અહિંઆં જ છે. પોતે નિશાનનો પથ્થર દગાથી ખેસડયો. તે જ પથ્થરથી પોતાની ગરદન તૂટી ને કેટલાક મહિના સુધી ખાટલો ભોગવી આખરે મરણ પામ્યો. કહેવત છે કે, "કરે તેવું પામે."

---

*બાળસદ્‌બોધ વાર્તાશતક. લેખક :- ખંડુભાઈ મકનજી ઉમરવાડિયા.

આટલું લખ્યા પછી સાધારણ રીતે આ વાર્તાથી સાવધ રહેવા જેટલી કાળજી તો વાર્તા કહેનારમાં આવી જવી જોઈએ.

હવે એકબે બીજી વાતો લખી નાખું. જેમ આપણે સ્વભાષામાં લખાયેલી વાર્તાઓને કહેવા યોગ્ય બનાવી લેવાની છે તેમ જ પરભાષાની વાર્તાઓને પણ કહેવા યોગ્ય કરવાની કળા કેળવવાની છે. વિવિધતા ખાતર અને વિપુલતા ખાતર પરભાષાની વાર્તાઓ આપણે આપણી ભાષામાં ઉતારવી જોઈએ. આપણી ભાષામાં અંગ્રેજી ભાષાની ઘણી વાર્તાઓનાં ભાષાંતરો થઈ ચૂકયાં છે પણ તે ભાષાંતરો જુદી જ દૃષ્ટિથી થયેલાં છે. અંગ્રેજીમાં કહેવા યોગ્ય વાર્તાઓનો જે સમૂહ છે તે સમૂહમાંથી થોડી જ વાર્તાઓ હજી આપણી ભાષામાં ઊતરી છે, અને તે પણ આપણે જેવી રીતે જોઈએ છે તેવી રીતે તો નહિ જ. અંગ્રેજી ભાષામાંથી વાર્તાઓ ઉતારતી વખતે ખૂબ કાળજી રાખવાની છે. ભાષા ફેરવવાથી આપણા ખવાસને રુચે ને બંધ બેસે તેવી વાર્તા બની જતી નથી. મડમને ગુજરાતી સ્ત્રીનાં કપડાં પહેરાવવાથી તે થોડી જ ગરવી ગુજરાતણ બને છે ? ભાષાનાં વસ્ત્રોનો ફેરબદલો કરવાની સાથે જ તેના રૂપમાં, રંગમાં અને પ્રાણમાં પણ ફેરફાર કરવાની જરૂર છે. બીજી ભાષાની વાર્તાઓમાંથી આપણને વસ્તુની દિશા મળે છે. એ વસ્તુને આપણા ઢાળામાં કેવી રીતે ગોઠવવું કે જેથી તે આબાદ સ્વદેશી થઈ જાય. તેટલી કુશળતા આપણામાં હોવી જોઈએ. મૂળ વસ્તુ એક વિચારરૂપ કે આધારરૂપ રહે ત્યાં સુધી કાંઈ હરકત જેવું નથી. ટૂંકમાં કહીએ તો કીડામાંથી જેમ ભમરી બની જાય છે તેમ પરદેશી વસ્તુએ સ્વદેશી બની જવું જોઈએ.

એક અંગ્રેજી વાર્તાનો ફેરફાર પ્રયત્નરૂપે અહીં મૂકું છું. મૂળ વાર્તા આ પ્રમાણે છે :-

**The Bird of Shadows and the Sun Bird***

Little Agatha lived in the days when castles were as common in the land as cottages are now, and when there were plenty of magicians always ready to help people out of difficulties.

One of the castles was Agatha's home. I stood on a hill and was surrounded by a dark wood. Agatha was a lonely little girl; she had no sisters of brothers to play with. She used to stand at the narrow window in the castle-tower and look out into the wood, and long to run about with other little girls. If you had seen her you would have thought her a very funny figure in her long gown reaching nearly to the ground, and a close cap over her curls.

In the evening Agatha could see very little when she stood at the window, but still she stood there and looked at the dark. It was then that the nightingale, the Bird of Shadows, sang to her; and this was that she liked better than anything else. She thought the nightingale's voice was lovely to her, and she wondered why it was so sad.

Evening after evening the lonely little girl looked out through the tower-window listening to the nightingale, till she felt that he was her friend. Sometimes she spoke to him.

---

*My Days with the Fairies.

"How much I should like to fly out of the window and be a nightingale too !" she said. "Then we would play to-gether in the wood, and I should have a voice like yours-ever so sweet and ever so sad."

Sometimes she tried to sing, but she found her voice was not in the least like the nightingale's.

Every day she became more anxious to be a nightingale, until at last she thought about it always, and yet seemed no nearer to her wish. She hoped sometimes that her curls might turn to feathers; but after several weeks of wishing she saw that the curls were still made of yellow hair. She began to be afraid she would never be anything but a little girl.'

One day she heard some of the maids talking together. They were speaking of the Wise Man, the magician, who lived in the dark cave on the side of the hill, and could do the most wonderful things. In fact they said, there was hardly anything he couldn't do; you had only to tell him what you wanted most and he could manage it for you.

"Perhaps be could turn me into a nightingale," thought Agatha. "I'll go and ask him, anyway."

So while the maids were still talking she slipped out of the castle, and through the wood,

and down the hill till she came to the dark cave. Her long frock caught on the brambles as she went, and her hands were a good deal scratched, and once she tripped and fell. But of course she did not mind anything of that kind, because she was thinking all the time about the nightingale.

Agatha walked into the cave without knocking and found the magician at home. I dare say you know that all good Magicians have kind faces and long white beards. This one was a good Magician, so he had a kind face and a long white beard. Agatha was not in the least afraid of him. She told him at once why she had come.

"Please," she said, "I want to be a nightingale."

"A nightingale, my dear ?" said the Wise Man. "That is a very strange thing for you to want to be C Don't you know that the nightingale is the Bird of Shadows, who sings by night and is very sad ?"

"I shouldn't mind that a bit," Said Agatha, "If I could only fly about and sing with a beautiful voice."

"Well, then." Said the Wise Man, "If you don't mind being sad, this is what you must do. Every day you must come here to see me, and each time you must bring me one of the pearls from your necklace."

Agatha clasped her hands tightly round her neck, as if to save her pearls. She wore them in a chain, and the chain was so long that it passed twice round her neck and them fell in a loop that reached nearly to her waist.

"Oh, must it be my pearls ?" she asked eagerly. "Would nothing else do instead ? I have some very nice things at home-really nice things. I have some lovely toys, and a gold chain, and a pony, and-oh, lots of things. Wouldn't you like some of those ?"

"No," said the Wise Man. "I must have the pearls if you want to fly about and sing with a beautiful voice. Nothing else will do. For every pearl you bring me I will give you a feather from the nightingale, the Bird of Shadows."

Agatha went home slowly, still clasping her pearls tightly in her hands. She liked them better than anything she had. She liked to watch the soft lights and shades on them, and to think of the wonderful sea they came from. She did not feel sure that it was worth while to give them up even for the sake of being a bird and learning to sing.

But in the evening, when she stood by the tower window as usual, and listened to the nightingale, she had no longer any doubts as to what she should do. To be able to sing like the

nightingale was more important than anything else, she felt. And besides, if she were going to be turned into a bird the pearls would not be of much use to her in any case. She was pretty sure that nightingales never wore pearl necklaces.

The next day she slipped one of the pearls off her chain, and then she ran out of the castle and through the wood and down the hill, till she came to the dark cave.

The Wise Man smiled when he saw her.

"Here is.." She began, and then could say no more, because of the lump in her throat.

The Wise Man looked rather sorry for her but he took the pearl without speaking. Then he gave her the feather he had promised her, and she went away again. As she climbed the hill, and ran back through the wood to the castle, she tried to feel glad that she had the feather instead the pearl.

For a long, long time the same thing happened every day. Every day Agatha slipped a pearl off her chain and then ran out of the castle and through the wood and down the hill, till she came to the dark cave; and every day she brought home a little feather instead of her pearl.

The long loop of the chain grew shorter

and shorter. The time came when it was not a long loop at all, but fitted closely round Agath's neck as the other loops did. By-and-by the time came when the chain would only pass twice round her throat; then be time came when it would only go round her throat once; then it grew too short to reach round her throat at all, and she was obliged to turn it into a bracelet. Then it became too short for her wrist, and she made it into a ring. And all the time her store of feathers was growing larger and larger till it seemed to her that there were enough to make at least ten nightingales; but this was because she did not know how many feathers a nightingale likes to have. When there were only two pearls left, the Wise Man said to her :-

"When you bring me the last pearl you must bring me the feathers too; and after that you will be able to sing with a beautiful voice and to fly wherever you like."

So when Agatha left the gloomy old castle for the last time the was not able to run through the wood, because she was carrying a big bag of feathers as well as the pearl.

She was feeling very much excited when she gave the bag of feathers to the Wise man.

He put the last pearl carefully away with the others. And then he took the bag of feathers and emptied it over Agatha's head. As he

did so he said some of the strange long words that Wise Menace.

And then -

Agatha was there no longer. There was nothing to be seen of her except a little heap of yellow curls, which the Wise Man kept to give to the next person who asked him for gold.

But out of the leave there flew a happy bird. It flew far, far up into the sky, singing with a beautiful voice. It flew higher up into the sky than any nightingale ever flew.

For the Wise Man had done more than he had promised. The bird's beautiful voice was not the voice of the nightingale, the Bird of Shadows, but the voice of the lark, the Sun Bird, who is never sad.

**ઉક્ત મૂળ વાર્તા ઉપરથી ગુજરાતીમાં બનાવેલી વાર્તા આ પ્રમાણે છે :-**

**બુલબુલ અને કમળા**

એક મોટું એવું જંગલ હતું. એમાં એક ઊંચો ઊંચો કિલ્લો હતો. કિલ્લામાં એક સુંદર મહેલ હતો. મહેલમાં એક છોકરી રહે. એનું નામ હતું કમળા. કમળ જેવી જ એની રૂપાળી આંખો.

કમળાને ગાવાનું મન ઘણું થાય પણ ગાતાં ના આવડે. આકાશમાં ઊડવાનું તો એને બહુ જ ગમે, પણ પાંખો વિના એ શી રીતે ઊડે ?

રોજ સાંજે કમળા એ કિલ્લાની બારીએ બેસે ને બુલબુલની રાહ જુએ. ચાંદો ઊગે એટલે બુલબુલ આવે. કિલ્લાને કાંગરે બેસે ને ચાંદનીનું ગીત ગાય.

કમળા એની સામે જોયા જ કરે, ને એનું મીઠું મીઠું ગીત સાંભળ્યા જ કરે. સાંભળવામાં કમળા ખાવું ય ભૂલી જાય ને પીવું ય ભૂલી જાય. પણ પછી ઊંઘ આવે એટલે આંખોનાં પોપચાં બિડાય ને કમળાને જઈને પથારીમાં પડવું પડે.

કમળા રોજ બુલબુલનું ગીત સાંભળે ને લાંબા લાંબા ને ઊના ઊના નિસાસા મૂકે. મનમાં ને મનમાં કહે : "હે ભગવાન ! તેં મને બુલબુલ જેવું સુંદર ગીત ગાતાં કેમ ન શીખવ્યું ? હે ભગવાન ! તેં મને બુલબુલનાં પીંછાં જેવાં સુંદર પીંછાં આપ્યાં હોત તો કેવું સારું થાત ? હે પ્રભુ ! મને પાંખો આપી હોત તો કેવી મજા આવત ? હું તો દિવસ ને રાત ઊડયા જ કરત. ઝાડ ઉપર બેસવા પણ ઊતરત નહિ."

પૂનમની રાત હતી. ચાંદનીનું ગીત ગાતું ગાતું બુલબુલ આવ્યું ને કમળાની પાસે જ બેઠું. એનું ગીત એવું તો મીઠું હતું કે બસ !

પણ કમળાનું હૈયું તો બળવા લાગ્યું. એણે એક લાંબો નિસાસો મૂકયો; બુલબુલે તે સાંભળ્યો. બુલબુલ વિચારમાં પડી ગયું; એનું ગીત બંધ પડી ગયું. ધીમેથી એણે કમળાને પૂછ્યું: "બેન ! આમ નિસાસા કેમ નાખે છે ? આજ આમ બેચેન કેમ છે, બાપુ !"

કમળા કહે : "બાપુ ! મારું દુઃખ કહ્યું જાય તેમ નથી. મારું દુઃખ કાંઈ જેવું તેવું નથી. મારા જેવું દુઃખ કોઈને નહિ હોય."

બુલબુલ કહે : "બાપુ ! એવું તે કેવું દુઃખ છે ? એકવાર તું મને કહે તો ખરી ? હું તારું દુઃખ મટાડવા જરૂર મહેનત કરીશ."

કમળા કહે : "ભાઈ ! જોને, મને તારા જેવું ગાતાં નથી આવડતું. મારા ગળામાંથી એકે ય ગીત નથી નીકળતું. આકાશમાં

ઊડવાની મને ઘણી હોંશ થાય છે, પણ શું કરું ? મારે પાંખો નથી. આ હાથ ને આ પગ કરતાં મને પાંખો આપી હોત તો હું કેટલી બધી સુખી થઈ જાત ! અને આ તારાં રંગબેરંગી ને સુંદર પીંછાં મને બહુ જ ગમે છે. મારા આ સોનેરી વાળના ગુચ્છા એની આગળ કશા ય હિસાબમાં નથી."

બુલબુલ કહે : "પણ બેન ! એમાં આટલી બધી દિલગીર શા માટે થાય છે ? અમે પક્ષી એટલે અમને પાંખો હોય જ ના? સુંદર પીંછાં તો અમારી શોભા છે. પરમેશ્વરે અમને પક્ષી બનાવીને આટલું એક સુંદર ગળું ન આપ્યું હોત તો અમારું દુઃખ કેટલું બધું વધી પડત તેનો ખ્યાલ તને કયાંથી આવે ?"

કમળા કહે : "પણ ભાઈ ! મને તો પક્ષી થવું બહું ગમે છે. મારે તો આ માણસનું શરીર નથી જોઈતું. જે શરીરથી ઉડાય નહિ, જે ગળામાંથી બુલબુલ જેવું ગીત ન નીકળે ને જે ડિલે રંગબેરંગી પીંછાં ન હોય, તે શરીર તે કોને ગમે ?"

બુલબુલ કહે : "ત્યારે શું તારે પક્ષી થવું છે ?"

કમળા કહે : "હા ભાઈ ! એમ જ છે. પંખી થાઉ તો ચાંદા ને સૂરજ સુધી ઊડી ઊડીને જાઉ. આખું આકાશ તો આંખના પલકારામાં ફરી આવું. એકેએક તારાનું ઘર જોઈને પાછી વળું. મોટા મોટા પર્વતની ટોચે જઈને બેસું, ને ત્યાંથી ધરતીને નિહાળું. મોટી મોટી નદીઓ જમીન ઉપર દોડે ને હું પાણીના પ્રવાહ સાથે હવામાં દોડું. માછલાં નદીમાં નાહ્યા કરે તો હું હવામાં જ નાહ્યા કરું; ને ગીતો ગાવાની તો વાત જ શી કરું ! મારું ગળું દુઃખી જાય તોપણ હું તો ગાયા જ કરું. તું તો બાપુ ! રાતે જ ગાય છે; હું તો દિવસ ને રાત જંપીને બેસું જ નહિ. મારું દિલરુબા તો વાગ્યા જ કરે. ચાંદનીનું ગીત આખી રાત ગાઉ;

સૂરજના તેજનું ગીત લલકારું; વાદળનું ને પવનનું ગીત ગાયા કરું. ને મારાં રંગબેરંગી પીંછાંનું હું-શું કરું. કહું ? મારા જેવાં પીંછાં વિનાનાં નાનાં બાળકોના હાથમાં એક એક પીંછું મૂકી આવું, ને તેમને રાજી રાજી કરી દઉ. બાપુ ! કાંઈ રસ્તો હોય તો મહેરબાની કરીને બતાવ કે હું તારા જેવી જ બની જાઉ."

બુલબુલ કહે : "ઠીક બેન ! ત્યારે જો બુલબુલ થવું હોય તો હું કહું એમ કર. અહીંથી દૂર દૂર એક ટેકરી છે. એમાં એક ગુફા છે. એમાં એક ઘરડા જાદુગર રહે છે. એની પાસે જજે. એ ઘણા ભલા છે. એને છોકરાં ગમે છે. એને માણસમાંથી પક્ષીઓ અને પક્ષીઓમાંથી માણસ બનાવતાં આવડે છે. જઈને પગે પડજે અને કહેજે કે 'બાવાજી, બાવાજી ! મને બુલબુલ બનાવો. હું તમને જે માગશો તે આપીશ."

કમળા તો ખુશી ખુશી થઈ ગઈ. તેને થયું : "કયારે સવાર પડે ને બાવાજી પાસે જાઉ ?" વિચારમાં ને વિચારમાં અરધી રાત સુધી તેને ઊંઘ ન જ આવી; મળસ્કે ઊંઘ આવી. પણ તેમાં તો કમળાને બુલબુલનાં જ સ્વપ્નાં આવ્યાં. સ્વપ્નમાં પોતે બુલબુલ બની ગઈ ને આકાશમાં ઊડવા લાગી. તારા ને સૂરજ-ચાંદાનાં દેશમાં જઈ આવી, ને પવનની સાથે રમતો રમી આવી.

સવાર પડી; સૂરજ ભગવાન ઊગ્યા; દુનિયા સોનાની થઈ ગઈ. કમળા ઊઠી. ઝટપટ નાહીધોઈ લીધું. દૂધ જેવી ધોળી ઘાઘરી ને ફૂલ જેવું હળવું પોલકું પહેર્યું. ગળામાં પોતાની વહાલી મોતીની માળા પહેરી. એકલી એકલી જંગલમાં ચાલી. રસ્તામાં ખાડાટેકરા આવે અને પડી જાય; પણ વળી પાછી ઊભી થાય ને ચાલવા માંડે. જાળાં ઝાંખરાંમાં ઘાઘરી ભરાય ને ફાટી જાય, પણ જરા ય રડે નહિ. એકવાર તો નદીમાં લપસી પડી. પણ પછી ઊભી થઈને ઘાઘરી સૂકવીને આગળ ચાલી.

એમ કરતાં કરતાં કમળા ગુફા પાસે આવી. તડકો થઈ ગયો હતો; સૂરજ ભગવાન આકાશ વચ્ચોવચ્ચ આવ્યા હતા. કમળાને ખૂબ ભૂખ લાગી હતી. પણ ગુફા પાસે આવી એટલે થાક, તડકો ને ભૂખ બધાં ય ઊડી ગયાં; ગુફા જોઈને તે તો રાજીના રેડ થઈ ગઈ.

ગુફાના મોં આડી એક મોટી શિલા હતી. કમળાએ હળવેથી તેને કોરે કરી. અંદર જુએ છે તો એક મોટું ભોંયરું. એમાં એક ઝાંખો દીવો બળે. કમળા તો અંદર ચાલી. જરાયે બીતી ન હતી; તેની છાતી થડકી નહિ ને પગ પણ ઢીલા થયા નહિ.

જરાક ઊંડે ગઈ ત્યાં બે દીવા બળે. દીવા પાસે પેલો જાદુગર બેઠેલો. ધોળી ધોળી રૂ જેવી એની દાઢી. આંખ ઉપર જૂનાં અને ભાંગેલાં ચશ્માં પહેર્યાં હતાં. ચશ્માંની એક દાંડલી તૂટી ગઈ હતી, તેને બદલે દોરો બાંધ્યો હતો. હાથમાં પીળા પારાની માળા હતી ને ડાબે પડખે પીંછાંનો મોટો ઢગલો પડયો હતો. એ પીંછા બુલબુલના હતાં.

કમળાને જોઈને બાવાજી કહે : "કોણ એ અત્યારે મારી એકાંત ગુફામાં ?"

કમળા કહે : "બાવાજી ! એ તો હું છું, તમારી દીકરી કમળા."

કમળા બાવાજીને પગે લાગી. બાવાજીએ આશીર્વાદ આપ્યો : "બેટા તારું ભલું થશે."

પછી કમળાએ બાવાજીને કહ્યું : "બાવાજી ! મારે બુલબુલ થવું છે. મારે આકાશમાં ઊડવું છે ને મીઠાં મીઠાં ગીતો ગાવાં છે."

બાવાજી કહે : "હેં હેં, કમળા ! માણસ મટીને તારે પક્ષી થવું છે ? એ તે તને શું સૂઝયું ? એમાં તે શો લાભ છે ?"

કમળા કહે : "બાવાજી ! મારે તો બુલબુલ થવું છે. મને ગાવું ને ઊડવું બહુ ગમે છે. હવે તો હું કિલ્લામાં ને મહેલમાં બેસીને થાકી ગઈ છું. મારે તો હવે આવડા મોટા આકાશમાં ઊડ્યા જ કરવું છે."

બાવાજી કહે : "ઠીક ત્યારે. મને તારી આ મોતીની માળા આપી દેજે. રોજ એક એક મોતી લાવજે ને તેને બદલે આમાંથી એક એક પીછું લઈ જજે. તું બધાં ય મોતી આપી દઈશ ત્યારે હું તને બુલબુલ બનાવી દઈશ."

કમળા વિચારમાં પડી ગઈ.

બાવાજી કહે : "એમ મોતીનો લોભ કરીશ તો બુલબુલ નહિ બનાય."

કમળા કહે : "બાવાજી ! મોતીનો રંગ તો મને ગમે છે, પણ તેથી ય વધારે વહાલાં મને બુલબુલનાં પીંછાં લાગે છે. મારે હવે મોતીનું કામ નથી."

કમળા ઘેર આવી. એના હૈયામાં હરખ તો માય નહિ. હવે તો પોતે બુલબુલ થવાની હતી.

પછી તો રોજ કમળા બાવાજીની ગુફાએ જાય; એક મોતી બાવાજીને આપે અને એક પીંછું લઈ આવે. એમ કરતાં કરતાં છેલ્લો દિવસ આવ્યો.

કમળા બાવાજી પાસે પીંછાંનો ઢગલો લઈને ચાલી. મનમાં ને મનમાં બોલતી જાય : "હાશ, આજે તો હવે જરૂર બુલબુલ થવાશે !"

કમળા બાવાજી પાસે પહોંચી.

બાવાજી કહે : "કેમ, શો વિચાર છે ? પક્ષી થઈ જવું છે ?"

કમળા કહે : "હા જી, મારે તો પક્ષી થવું જ છે."

બાવાજીએ કમળાને કહ્યું : "ધ્યાન ધર."

કમળા ધ્યાન ધરવા બેઠી. ત્યાં તો બાવાજીએ પીંછાનો ઢગલો કમળાના માથા ઉપર નાખ્યો ને પછી "એક, બે ને ત્રણ!" કહ્યું ત્યાં તો કમળામાંથી એક પક્ષી બની ગયું. એ પક્ષી બુલબુલ ન હતું; એ તો હતું ચંડોળ.

બાવાજી કહે : "કમળા ! મેં તને ચંડોળ બનાવ્યું છે. બુલબુલ તો રાતે જ ગાય, ને ચંડોળ તો દિવસે ય ગાય ને રાતે ય ગાય. બુલબુલનો રાગ મીઠો છે, પણ ચંડોળનો રાગ તેથી ય મીઠો છે. બુલબુલનાં પીંછાં સુંદર છે પણ ચંડોળનાં પીંછાં એથી ય સુંદર છે. તું મને બહુ ગમે છે, તેથી મેં તને ચંડોળ બનાવી છે."

ઊડતું ઊડતું ચંડોળ બુલબુલ પાસે આવ્યું. બુલબુલ દોડીને કમળાને ભેટયું; કહે : "આવ આવ, મારી વહાલી બેન કમળા!"

કમળા કહે : "છટ્ ! અરે હું તે હવે કમળા કયાં છું ? જો તો ખરું, હું તો હવે સુંદર ચંડોળ બની ગઈ છું."

ચંડોળ દિવસે ગાય ને રાતે ઊંઘે; ને બુલબુલ રાતે ગાય ને દિવસે ઊંઘે. પણ સવારસાંજ બંને ભેગાં થાય ને મીઠી મીઠી વાતો કરે. રોજ બંને પક્ષીઓ ભેગાં થાય ને કિલ્લાની બારીએ ને કાંગરે બેસે ને ગીતો ગાય.

તમારે એમ્‌ને જોવાં હોય તો કમળાના કિલ્લા પાસે જવું ને બારી સામે જોવું.

**વળી પંજાબી, મરાઠી, બંગાળીને એવી સ્વદેશી ભાષાઓમાં રહેલી વાર્તાઓને ગુજરાતી ભાષામાં ઉતારવાનું કામ પણ કરવાનું છે.**

**"પંજાબી વાતો" નામના વાર્તાના અંગ્રેજી સંગ્રહમાં એક વાર્તા નીચે પ્રમાણે છે :-**

**The Death and Burial of Poor Hen-sparrow***

Once upon a time there lived a cock-sparrow and his wife, who were both growing old. But despite his years the cock-sparrow was a gay, festive old bird, who plumed himself upon his appearance, and was quite a ladies' man. So he cast his eyes on a lively young hen, and determined to marry her, for he was tired of his sober old wife. The wedding was a mighty grand affair and everybody was as jolly and merry as could be, except of course the poor old wife, who crept Away from all the noise and fun to sit disconsolately on a quiet branch just under a crow's nest, where she could be as melancholy as she liked without anybody poking fun at her.

Now while she sat there it began to rain, and after a while the drops, soaking through the crow's nest, came drip-dripping on to her feathers; she, however, was far too miserable to care, and sat there all huddled up and poppy till the shower was over. Now it so happened that the crow had used some scraps of dyed cloth in lining its nest, and as these became wet the colors ran, and dripping down on to the poor old hen-sparrow beneath, dyed her feathers until she was as gay as a peacock.

*Tales of the Punjab by. F.A. Steel.

Fine feathers make fine birds, we all know,

and she really looked quite spruce; so much so, that when she flew home, the new wife nearly burst with envy and asked her at once where she had found such a lovely dress.

"Easily enough," replied the old wife; "I just went into the dyer's vat."

The bride instantly determined to go there also. She could not endure the notion to the old thing being better dressed than she was, so she flew off at once to the dyer's and being in a great hurry, went pop into the middle of the vat, without waiting to see if it was hot or cold. It turned out to be just scalding; consequently the poor thing was half boiled before she managed to scramble out. Meanwhile, the gay old cock, not finding his bride at home, flew about distractedly in search of her, and you may imagine what bitter tears he wept when he found her, half drowned and half boiled, with her feathers all away, lying by the dyer's vat.

"What has happened ?" quote he.

But the poor bedraggled thing could only gasp out feebly :-

"The old wife was dyed -<br>
The nasty old cat !<br>
And I, the gay bride,<br>
Fell into the vat !"

Whereupon the cock-sparrow took her up tenderly in his bill and flew away home with his precious burden. Now, just as he was crossing

the big river in front of his house, the old hen-sparrow, in her gay dress, looked out of the window, and when she saw her old husband bringing home his young bride in such a sorry plight she burst out laughing shrilly, and called aloud. "That is right ! Right ! Remember what the song says -

"Old Wives must scramble
through water and mud,
But young wives are carried
day-shod o'er the flood."

This allusion so enraged her husband that he could not contain himself, but cried out, "Hold your tongue, you shameless old cat !"

Of course when he opened his mouth to speak, the poor draggled bride fell out and going plump into the river, was drowned. Whereupon the cock-sparrow was so distracted with grief that he picked off all his feathers until he was a bare as a ploughed field. Then going to a pipal tree, he sat all naked and forlorn on the branches, sobbing and sighing.

"What has happened ?" cried the pipal tree, aghast at the sight.

"Don't ask me !" wailed the cock-sparrow; "it isn't manners to ask questions when a body is in deep mourning."

But the pipal would not be satisfied without an answer, so at last poor bereaved cock-sparrow replied : -

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair !"

On hearing this sad tale, the pipal became overwhelmed with grief, and declaring it must mourn also, shed all its leaves on the spot.

By and by a buffalo, coming in the heat of the day to rest in the shade of the pipal tree, was astonished to find nothing but bare twigs.

"What has happened ?" cried the buffalo; "you were green as possible yesterday ?"

"Don't ask me !" whimpered the pipal. "Where are your manners ? Don't you know it isn't decent to ask questions when people are in mourning ?"

But the buffalo insisted on having an answer, so at last, with many sobs and sighs, the pipal replied :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Bewailing his bride,
The cock, bald and bare
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves !"

"Oh dear me !" cried the buffalo, "How

very sad ! I really must mourn too ! "So she immediately cast her horns, and began to weep and wail. After a while, becoming thirsty, she went to drink at the riverside.

"Goodness gracious !" cried the river, "what is the matter ? And what have you done with your horns ?"

"How rude you are !" wept the buffalo. "Can't you see I am in deep mourning ? And it isn't polite to ask questions."

But the river persisted, until the buffalo, with many groans, replied :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns !"

"Dreadful !" cried the river, and wept so fast that its water became quite salt.

By and by a cuckoo, coming to bathe in the stream, called out, "Why, river ! What has happened? You are as salt as tears ?"

"Don't ask Me !" mourned the stream, "it is too dreadful for words !"

Nevertheless, when the cuckoo would take no denial, the river replied :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last !"

"Oh dear ! Oh dear me !" cried the cuckoo, "how very very sad ! I must mourn too !" So it plucked out an eye, and going to a corn-merchant's shop, sat on the doorstep and wept.

"Why, little cuckoo ! What's the matter ?" cried Bhagtu the shopkeeper. "You are generally the prettiest of birds, and today you are as dull as ditch-water !"

"Don't ask me !" snivelled the cuckoo. "It is such terrible grief ! Such dreadfull sorrow ! Such-such horrible pain !"

However, when Bhagtu persisted, the cuckoo wiping its one eye on its wing replied :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.

Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes !"

"Bless my heart !" cries Bhagtu, "But that is simply the most heart-rendering tale I ever heard in my life ! I must really mourn likewise !" Whereupon he wept, and wailed, and beat his breast until he went completely out of his mind; and when the Queen's maidservant came to buy of him, he gave her pepper instead of turmeric, onion instead of garlic and wheat insetted of pulse.

"Dear me, friend Bhagtu !" quote the maid-servant, "your wits are wool-gathering ! What's the matter ?"

"don't please don't !" cried Bhagtu, "I wish you wouldn't ask me, for I am trying to forget all about it. It is too dreadful-too, too terrible !"

At last, however, yielding to the maid's entreaties, he replied, with many sobs and tears :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes
Bhagtu's grief so intense is,
He loses his senses !"

"How very sad !" exclaimed the maid-servant. "I don't wonder at your distress; but it is always so in this miserable world ! -everything goes wrong !"

Whereupon she fell to railing at everybody and everything in the world, until the Queen said to her, "What is the matter, my child ? What distresses you ?"

"Oh !" replied the maid-servant. "The old story ! Every one is miserable, and I most of all ! Such dreadful news ! :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.

Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes
Bhagtu's grief so intense is,
He loses his senses;
The maid-servant wailing
Has taken to railing !"

"Too true !" wept the Queen, "too true ! The world is a vale of tears ! There is nothing for it but to try and forget !" Where upon she sat to work dancing away as hard as she could.

By and by in came the Prince, who, seeing her twirling about, said, "Why, mother ! What is the matter ?"

The Queen, without stopping, gasped out -

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves

By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes
Bhagtu's grief so intense is,
He loses his senses;
The maid-servant wailing
Has taken to railing;
The Queen, joy enhancing,
Takes refuge in dancing !"

"If that is your mourning, I'll mourn too !" cried the Prince, and seizing his tambourine, he began to thump on it with a will. Hearing the noise, King came in, and asked what was the matter.

"This is the matter !" cried Prince, drumming away with all his might :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns

The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes
Bhagtu's grief so intense is,
He loses his senses;
The maid-servant wailing
Has taken to railing;
The Queen, joy enhancing,
Takes refuge in dancing;
To aid the mirth coming
The Prince begins drumming !"

"Capital ! Capital !" cried the King. "That's the way to do it !" So, seizing his zither, he to strum away like one possessed.

And as they danced, the King, the Queen, the Prince and the maid-servant sang :-

"The ugly hen painted.
By jealousy tainted.
The pretty hen died.
Lamenting his bride,
The cock, bald and bare,
Sobs loud in despair;
The pipal tree grieves
By shedding its leaves;
The buffalo mourns
By casting her Horns
The stream weeping fast,
Grows briny at last;
The cuckoo with sighs
Blinds one of its eyes

Bhagtu's grief so intense is,
He loses his senses;
The maid-servant wailing
Has taken to railing;
The Queen, joy enhancing,
Takes refuge in dancing;
To aid the mirth coming
The Prince begins drumming;
To join in it with her
The King strums the zither !"

So they danced and sang till they were tired, and that was how every one mourned poor cock- sparrow's pretty bride.

**આ ઉપરથી ગુજરાતીમાં ઉતારેલી વાર્તા અહીં આપું છું.**

**કૂકડીની વાર્તા***

એક ઘરડો કૂકડો એકવાર એક જુવાન કૂકડીને પરણ્યો. આથી ઘરડી કૂકડી ખૂબ ખિજાઈ અને એક લીમડાના ઝાડની ડાળ પર રિસાઈને બેઠી. એટલામાં વરસાદ આવ્યો. કૂકડી બેઠી હતી તે ડાળની ઉપર એક કાગડાનો માળો હતો; તેમાં રંગબેરંગી ચીંથરાં હતાં. વરસાદ આવ્યો એટલે ચીંથરાંના રંગવાળુ પાણી કૂકડી ઉપર પડયું; એથી એનાં પીંછાં સુંદર રંગેલાં થયાં.

ઘરડી કૂકડી પછી જુવાન જેવી દેખાવા લાગી, એટલે તે હરખાતી હરખાતી નવી પરણેલી કૂકડી પાસે આવી. નવી પરણેલી કૂકડી ઘરડીને કહે : "બેન ! તમે આવાં સુંદર પીંછાં શી રીતે કર્યાં ?"

ઘરડી કૂકડીને ખીજ હતી એટલે તે કહે : "રંગારાના રંગના કૂંડમાં હું તો પડી, એટલે મારાં પીંછાં આવાં સુંદર થયાં. તારે એવાં કરવાં હોય તો રંગના કૂંડામાં જઈને પડ."

નવી કૂકડી તો ઊડીને રંગારાની દુકાન પાસે રંગનું કૂંડું હતું તેમાં પડી, અને મરી ગઈ.

કૂકડો બીચારો ઘરભંગ થયો એટલે નિમાણો થઈને એક પીપળાના ઝાડ પર બેઠો.

પીપળો કહે : "કૂકડાભાઈ, કૂકડાભાઈ ! આજે નિમાણા થઈને કેમ બેઠા છો ?"

કૂકડો કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં.''**

પીપળો કહે : "અરે ! એ તો બહુ દુઃખની વાત. એ દુઃખથી હું મારાં પાંદડાં ખેરી ખાનું છું." એમ કહી પીપળે પોતાનાં પાન ખેરી નાખ્યાં.

થોડી વાર થઈ ત્યાં પીપળા નીચે એક ભેંશ આવી.

ભેંશ કહે : "પીપળાભાઈ, પીપળાભાઈ ! આજે આમ કેમ ? કાલે તો તમારા પર બહુ સુંદર પાંદડાં હતાં અને આજે એકે ય કેમ નથી ?"

પીપળો કહે : "બેન ! કાંઈ કહેવાની વાત નથી."

ભેંશ કહે : "ભાઈ કહો તો ખરા; છે શું ?"

પીપળો કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં**
**અને પીપળપાન ખર્યાં.''**

ભેંશ કહે : "અરે ! આ તો બહુ દિલગીર થવા જેવું ! હું પણ મારાં શીંગડાં પાડી નાખીશ." એમ કહી ભેંશે પોતાના શીંગડાં પાડી નાખ્યાં.

પછી ભેંશ નદીએ પાણી પીવા ગઈ.

નદી કહે : "ભેંશબાઈ ! ભેંશબાઈ ! શીંગડાં ક્યાં ગયાં ?"

ભેંશ કહે : "અરે બેન ! કાંઈ કહેવાની વાત નથી."

નદી કહે : "કહે તો બેન, એવું તે શું છે ?"

ભેંશ કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં**
**અને ભેંશશીંગ પડયાં.''**

નદી કહે : "અરે ! આથી મને બહુ શોક થાય છે. હું યે હવે સુકાઈ જઈશ." એમ કહી નદી સુકાઈ ગઈ.

ત્યાં એક કોયલ નદીએ પાણી પીવા આવી.

કોયલ કહે : "નદીબાઈ, નદીબાઈ ! આ શું ? કાલે તો રૂપાળાં બે કાંઠામાં વહેતાં હતાં, અને આજ પાણીનું ટીપું ય નહિ ?"

નદી કહે : "અરે બાઈ ! કાંઈ કીધાની વાત નથી; ગજબ થઈ ગયો છે."

કોયલ કહે : કહો તો ખરાં બેન ! શું દુઃખ આવી પડયું છે તે ?

નદી કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં**
**ભેંશશીંગ પડયાં**
**અને નદી નપાણી.''**

કોયલ કહે : "ત્યારે હવે તો મારે ય શોક કરવો જોઈએ. મને તો એવું લાગી આવે છે કે હું હવે રોઈ રોઈને આંખ જ ફોડું."

આમ કહીને કોયલ એવી તો રોવા માંડી કે એની એક આંખ જ ફૂટી ગઈ.

કાણી કોયલ ત્યાંથી ઊડતી ઊડતી એક વાણિયાની દુકાને આવીને બેઠી.

વાણિયો કહે : "અલી કોયલ ! તું કાણી કેમ થઈ ?"

કોયલ કહે : "શેઠ ! કાંઈ કીધાની વાત નથી; બહુ ભૂંડું થઈ ગયું છે !"

વાણિયો કહે : "કહે તો ખરી, એવું તે બધું શું છે ?"

કોયલ કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં**
**ભેંશશીંગ પડયાં**
**નદી નપાણી**
**અને કોયલ કાણી.''**

વાણિયો એટલો બધો દિલગીર થઈ ગયો. કે શોકમાં ને શોકમાં ગાંડો થઈ ગયો.

ત્યાં એક રાજાની રાણીનો ગોલીનો વર ગોલો, વાણિયાની દુકાને કાંઈ ચીજ લેવા આવ્યો. વાણિયો ગાંડા જેવો બેઠો હતો તે જોઈ તેણે તેને પૂછયું : "વાણિયાભાઈ ! ગાંડા જેવા કેમ દેખાઓ છો ? શરીર તો સારું છે ને ?"

વાણિયો કહે : "અરે ભાઈ! મોટું દુઃખ આવી પડયું છે!"

ગોલો કહે : "એવું તે શું દુઃખ છે ? કહો તો ખરા ?"

વાણિયો કહે :

''કૂકડી પડી રંગમાં,
કૂકડો શોકઢંગમાં,
પીંપળપાન ખર્યાં
ભેંશશીંગ પડયાં
નદી નપાણી
કોયલ કાણી
અને વાણિયો દીવાનો.''

ગોલો તો એટલો બધો મૂંઝાયો કે ઘેર જઈને લમણે હાથ દઈને બેઠો. ત્યાં ગોલી આવી.

ગોલી કહે : "ગોલારાણા ! આમ મૂંઝવણમાં કેમ બેઠા છો ?"

ગોલો કહે : "કીધાની વાત નથી; જુલમ થઈ ગયો છે !"

ગોલી કહે : "કહો તો ખરા ! કાંઈ કીધા વિના ખબર શી પડે ?"

ગોલો કહે :

''કૂકડી પડી રંગમાં,
કૂકડો શોકઢંગમાં,
પીંપળપાન ખર્યાં
ભેંશશીંગ પડયાં
નદી નપાણી
કોયલ કાણી
વાણીયો દીવાનો
અને ગોલો મૂંઝાણો.''

ગોલી તો ગોલાની દશા જોઈ રોતી રોતી રાણી પાસે

ગઈ. રાણી ગોલીને જોઈને કહે : "ગોલી ! તું રોતી રોતી કેમ આવી ? ઘરમાં શું થયું ?"

ગોલી કહે : "અરે બા ! કીધાની વાત નથી; ભૂંડું થયું છે !"

રાણી કહે : "શું છે ? કહે તો ખરી ઝટ, કંઈ ઉપાય તો થાય ?"

ગોલી કહે :

**''કૂકડી પડી રંગમાં,**
**કૂકડો શોકઢંગમાં,**
**પીપળપાન ખર્યાં**
**ભેંશશીંગ પડયાં**
**નદી નપાણી**
**કોયલ કાણી**
**વાણીયો દીવાનો**
**ગોલો મૂંઝાણો,**
**અને ગોલી રોતી.''**

રાણી કહે : "આ તો ગજબ થયો ! હવે આ બધું દુઃખ ભૂલવા માટે હું તો નાચવા માંડીશ. નાચવામાં બધું દુઃખ વિસારે પડશે." એમ કહી રાણી નાચવા લાગી.

ત્યાં કુંવર આવ્યો.

કુંવર કહે : "મા, મા ! આ શું કરો છો ? તમને આ શું થયું છે ?"

રાણી કહે : "ભાઈ ! ભારે દુઃખ પડ્યું છે, તે ભૂલી જવા માટે નાચું છું."

કુંવર કહે : "માડી ! કહો તો ખરાં ? તમને શું દુઃખ હોય ?"

રાણી કહે :

''કૂકડી પડી રંગમાં,
કૂકડો શોકઢંગમાં,
પીપળપાન ખર્યાં
ભેંશશીંગ પડયાં
નદી નપાણી
કોયલ કાણી
વાણીયો દીવાનો
ગોલો મૂંઝાણો,
ગોલી રોતી
અને રાણી નાચતી.''

કુંવર કહે : "ત્યારે લ્યોને હું હવે ઢોલકું વગાડું, એટલે નાચ સારો થાય !" એમ કહી કુંવર ઢોલકું વગાડવા લાગ્યો.

એટલામાં રાજાને ખબર પડી એટલે રાજા આવ્યો અને બધી વાત જાણી એટલે પોતે તાળી ટીપવા લાગ્યો. પછી તો સૌ સાથે ગાવા લાગ્યા :-

''કૂકડી પડી રંગમાં,
કૂકડો શોકઢંગમાં,
પીપળપાન ખર્યાં
ભેંશશીંગ પડયાં
નદી નપાણી
કોયલ કાણી
વાણીયો દીવાનો
ગોલો મૂંઝાણો,
ગોલી રોતી
રાણી નાચતી,

કુંવર ઢોલ ઢીબે
અને રાજા તાળી ટીપે.''

વાંચનારાઓ જોઈ શકશે કે અંગ્રેજી ભાષામાંથી વાર્તા ઉતારવાના કામ કરતાં સ્વદેશી ભાષામાંથી વાર્તા ઉતારવાનું કામ સહેલું છે. 'ડોશીમાની વાતો' માંની ઘણી વાતો બંગાળીમાંથી ઉતારેલી છે. એ પ્રયત્ન ઘણો ફતેહમંદ નીવડયો છે.

હવે આ વિષય પૂરો કરું છું. અહીં એટલું જણાવવાની રજા લઉ છું કે જે જે ગ્રન્થોમાંથી અવતરણો લેવામાં આવેલા છે, તે તે ગ્રન્થોના લખનારા ઉપર કોઈપણ જાતનો અંગત આક્ષેપ કરવાનો કે કોઈ પણ જાતની સ્તુતિ કરવાનો આશય નથી; તેમ જ એ અવતરણો ઉપર જે કંઈ લખવામાં આવ્યું છે તે કોઈ પણ જાતની ટીકા કે સમાલોચનારૂપે લખવામાં આવ્યું નથી. મારા ઉક્ત પ્રકરણમાં એને વિષે મારે જે લખવું ઘટયું છે તે લખ્યું છે; અને તે શુદ્ધ ભાવે લખ્યું છે એમ મારું માનવું છે. એ બધા ગ્રન્થકારોની બાળકો માટેની સેવા ઓછી છે એમ કોઈથી કહેવાય એમ નથી.



## પ્રકરણ પાંચમું

# વાર્તા કેવી રીતે કહેવી ?

બધી પૂર્વતૈયારી થઈ રહ્યા પછી વાર્તા કહેનાર વાર્તા સાંભળનાર સમક્ષ રજૂ થાય છે. આ વખતે વાર્તા કેવી રીતે કહેવી એ પ્રશ્ન ખડો થાય છે. આ પ્રશ્ન અતિ મહત્ત્વનો છે. વાર્તાની પસંદગીમાં થોડીઘણી ભૂલ થઈ હોય, વાર્તાના ક્રમમાં સહેજસાજ ફેર રહ્યો હોય, વાર્તાને કહેવા યોગ્ય બનાવવામાં પૂરી ફતેહ ન મળી હોય, તે બધું થોડેઘણે અંશે ચાલી શકે. પરંતુ માણસને વાર્તા કહેતાં જ ન આવડતી હોય તો તો વાર્તાકથનનું કામ પહેલે જ પગલે અટકી પડે. કુશળ વાર્તા કહેનારાઓની બીજી બાબતની નાની નાની ભૂલો સાંભળનારના લક્ષમાં ભાગ્યે જ આવે છે, જ્યારે અકુશળ વાર્તા કહેનારની કોઈ પણ ખામી અસહ્ય થઈ પડે છે. વાર્તાકથનની ફતેહનો મોટો આધાર કથનની ખૂબીમાં છે. આ ખૂબી શામાં રહેલી છે તે વાર્તા કહેનારે અવશ્ય જાણવું જોઈએ.

ઘણા માણસોનું એવું ધારવું છે કે વાર્તા કહેવી એ એક સહેલી વાત છે. પરંતુ મારો પોતાનો જ એવો અનુભવ છે કે સારા સારા શિક્ષકોને પણ વાર્તા કહેતાં આવડતી નથી. એકાદ વાર્તા

વાંચી લેવી ને પછી તે વિદ્યાર્થીઓને કહી સંભળાવવી-બોલી બતાવવી એટલે વાર્તા કહેવાઈ ચૂકી અને વાર્તાકથનનો હેતુ સફળ થયો એમ શિક્ષકો માને છે. આથી જ જ્યાં જ્યાં મેં વાર્તાઓનું કથન સાંભળ્યું છે, ત્યાં ત્યાં મને અસંતોષ થયો છે. કેટલાએક શિક્ષકોએ વાર્તાને પૂરેપૂરી વાંચેલી પણ નથી હોતી, તેથી તેઓ વાર્તા કહેતાં કહેતાં જ વચ્ચે ભૂલી જાય છે. કેટલાએક શિક્ષકોએ પસંદ કરેલી વાર્તા નીરસ તથા સાંભળનારના સ્વભાવને કેવળ પ્રતિકૂળ હોય છે. કેટલાએક શિક્ષકોનું વાર્તાનું કથન કેવળ શુષ્ક અને ભાવરહિત હોય છે. તો કોઈ શિક્ષક વધારે પડતા ભાવો પ્રગટ કરીને કહે છે તો કોઈ શિક્ષકના મોં ઉપર વાર્તાનો એક પણ ભાવ ઊગતો નથી; કોઈ શિક્ષક વાર્તાને અનુલેખન લખાવવાની રીતે કહે છે તો કોઈ શિક્ષક વાર્તાને ભાષણનો વિષય લેખી વાર્તાને બોલી બતાવે છે; વળી કેટલાએક શિક્ષકો વાર્તાને વધારે રસિક બનાવવા ચિત્રદર્શન અને વસ્તુદર્શનનો પ્રયોગ કરે છે. આ અને આવાં કારણોને લીધે વાર્તાના કથનમાં અને શ્રવણમાં મંદતા જોવામાં આવે છે; વર્ગનું વાતાવરણ લૂખુંસૂકું ભાસે છે; ઘણી વાર વ્યવસ્થા અને શાંતિને ઉત્તેજન મળવાને બદલે અવ્યવસ્થા અને અશાંતિને જન્મ મળે છે. આવી સ્થિતિમાં વાર્તાની જમાવટ થતી નથી, વાર્તાનો કલાપ્રદેશ સાંભળનાર સમક્ષ ઊઘડતો નથી ને વાર્તા દ્વારા કલ્પના, સર્જનશક્તિ અને ભાષાસંસ્કાર વગેરે જે ખીલવવાનો ઉદ્દેશ છે તે નિષ્ફળ જાય છે. વાર્તા કહેનારે પોતાનું કથન સફળ કરવા માટે ઉપર લખ્યા બધા દોષોમાંથી મુક્તિ મેળવી લેવાની છે.

વાર્તા કહેનારે કેટલી કેટલી બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ તેનો ઉલ્લેખ હું આ સ્થળે કરીશ.

શિક્ષકે પહેલી વાત એ સમજવાની છે કે વાર્તા એક કલા છે ને વાર્તાનું કથન પણ એક કલા છે. કોઈ પણ કલાને તેના સંપૂર્ણ સ્વરૂપમાં બીજા સમક્ષ રજૂ કરવી અને તેને તેના અનંદનો ભોક્તા કરવો એ કામ ઘણું જ મુશ્કેલ છે. દરેક વાર્તા કંઈ ને કંઈ વિશિષ્ટતા ભરેલી હોય છે. કોઈ વાર્તા હાસ્યરસપૂર્ણ હોય છે, તો કોઈ વાર્તા શોકરસપ્રધાન હોય છે; કોઈ વાર્તામાં ઊંડો વિનોદ રહેલો હોય છે, તો કોઈ વાર્તામાં ગૂઢ નિરાશા હોય છે; કેટલીએક વાર્તાઓ એવી છે કે જેમાં કેવળ બોધ સિવાય બીજું કશું હોતું જ નથી, ત્યારે કેટલીએક વાર્તાઓ એવી છે કે જે કેવળ દેખીતી રીતે અર્થ વિનાની હોય છે; કેટલીએક વાર્તાઓ અદ્‌ભુત ચમત્કારોની ખાણરૂપ હોય છે, તો કેટલીએક વાર્તાઓ હકીકતપ્રધાન જ હોય છે; કેટલીએક વાર્તા પરીઓની ભભકભરી કલ્પનાથી રંગાયેલી હોય છે, જ્યારે કેટલીએક કલ્પના વિનાની કેવળ લૂખીસુકી હોય છે. બધીય વાર્તાઓ વિવિધ રંગી, વિવિધ વેશવાળી, વિવિધ ભાવો અને રસવાળી હોય છે. વાર્તાઓમાં રહેલું આ બધું વાર્તા સાંભળનારમાં રેડી દેવાનું કામ વાર્તા કહેનારનું છે. વાર્તાનો કોઈ પણ ભાવ જાણે તે વસ્તુ હોય તેમ જ વાર્તા કહેનારે શ્રોતાને આપી દેવાનો છે. જે ભાવ વાર્તાની પાછળ હોય તે ભાવને આબેહૂબ કથનમાં ખડો કરી શ્રોતાના હૃદયમાં ગાળી દેવાનું કામ વાર્તા કહેનારનું છે. આવું કામ કરનારની તૈયારી સુંદર જ હોવી જોઈએ. આવું કામ એક કલાનું કામ છે. આ કલાનો આત્મા વાર્તા કહેનારમાં સ્ફૂરેલો હોવો જોઈએ.

વળી કોઈ પણ કલાની કૃતિના જેમ બબ્બે ભાગ પાડી શકીએ તેમ વાર્તાના પણ બે ભાગ પાડી શકાય. રંગ, માપ, સમતોલપણું વગેરે ચિત્રોનો કારીગરી-વિભાગ છે પણ ભાવપ્રદર્શન,

વિચારપ્રસ્ફોટન એ ચિત્રનો કલાવિભાગ છે. સૂર, તાલ વગેરે સંગીતનો કારીગરી-વિભાગ છે પણ ગાન એ સંગીતનો કલાવિભાગ છે. એવી જ રીતે વાર્તામાં અમુક વિચારને, અમુક ભાગને આગળ ધરવો, એમાં શ્રોતાગણને તલ્લીન કરવો, એ કલાવિભાગ છે અને એ ભાવ-એ વિચાર સમતોલ રહે, એ પોતાના પૂર્ણ સ્વરૂપમાં અને યથાકાળે વિકસે એ માટેની આજુબાજુની તૈયારી એ કારીગરી-વિભાગ છે. કલા પ્રમુખ છે ને કારીગરી ગૌણ છે; છતાં કારીગરીની અવગણના કરવામાં જોખમ રહેલું છે કારણકે કારીગરીના દેહ દ્વારા કલાનો આત્મા આપણે દેખાડવાનો છે. વાર્તાના કથનમાં શબ્દોની પસંદગી, શબ્દોનું તોલન, શબ્દોની યથાર્થતા જેમ વાર્તાનો કારીગરી-વિભાગ છે તેમ જ કઈ વસ્તુને કઈ જગ્યાએ મૂકવી, કયા રસને કેટલો ખીલવવો, વિષયાન્તરનું સ્થાન કેટલું, વગેરે બાબતો કલાનો વિષય છે. જેમ કલાપૂર્ણ ચિત્ર સામાન્ય નજરમાં સુંદર લાગે છે છતાં તેમાં કારીગરીની ન્યૂતાધિકતા લાગે તો ચિત્રકારને તેમાં ઊણપ લાગે છે, તેમ વાર્તાકલા હોય તો વાર્તા સાંભળવી ગમે ખરી પણ કારીગરીની ન્યૂનાધિકતાને લીધે તેમાં કંઈક અધૂરું છે, કંઈક રહી ગયું છે, એમ વાર્તાના ભોક્તાને લાગ્યા વિના રહે જ નહિ. વાર્તા કહેનારે હંમેશાં વાર્તાને એવી રીતે કહેવી જોઈએ કે વાર્તાના મૂળ વિચારને વિકસાવવા માટે તેણે બીજી હકીકતો ઉપયોગ પૂરતી અને વખતસર વાપરવી જોઈએ. વિષયાન્તરો અથવા ગૌણ વસ્તુનો વિશેષ વિકાસ વાર્તાને બસૂરી બનાવી દે છે. ઘણા વાર્તાકારોને બધા રસો જમાવતાં આવડે છે તેથી એક જ વાર્તામાં તેઓ પ્રમુખ અને ગૌણપણે આવતા બધા રસોને જમાવવા લલચાઈ જાય છે. આથી વાર્તાનું શરીર બેડોળ બની જાય છે; તેનો જમણો હાથ પાતળો રહી જાય છે, જ્યારે

ડાબો હાથ સૂણી જાય છે. વાર્તા કહેનારે વાર્તાનું શરીર સુઘટિત અને સમતોલ રાખવાની જરૂર છે. જે વાર્તા કહેનાર વાર્તાનું કેન્દ્ર સમજે છે તેને ગમે ત્યાંથી વાર્તા શરૂ કરતાં આવડે છે કારણકે કેન્દ્રમાં ઊભો ઊભો તે વાર્તાની બધી ત્રિજ્યાઓ જોઈ શકે છે. એમ જ વાર્તાનો કેન્દ્રાત્મા જાણનાર માણસ વાર્તાના કથનમાં વાર્તાની ત્રિજ્યા કઈ છે તે સમજે છે. વાર્તાની ભરતીને છેલ્લે પગથિયે વાર્તાને લઈ ગયા પછી જેને વાર્તાનો ઓટ કરતાં નથી આવડતો તે માણસની વાર્તા નિષ્ફળ જાય છે. વાર્તા કહેનારની ખરી ખૂબી વાર્તાની ભરતી ને છેલ્લે પગથિયે માણસને ઊભો રાખી થોડી વાર તેને ત્યાં થંભાવી ભરતી કેવી ચડેલ છે તેનું તેને દર્શન કરાવવામાં છે. પછી વાર્તાનો ઓટ માણસને સ્વાભાવિક લાગે છે. પથારી પાથરતાં સવાર પડી જાય એવી સ્થિતિ ઘણા વાર્તાકારોની બને છે. તેઓ વાર્તા કીધે જ જાય છે; તેમને વાર્તાની પરાકાષ્ટાએ પહોંચવાનું હોતું જ નથી, આથી વાર્તાની પરાકાષ્ટાનો ખ્યાલ તે આપી શકતા નથી અને શ્રોતાઓ તે પકડી શકતા નથી. પરિણામ એ આવે છે કે વાર્તા સાંભળનાર અને કહેનાર બંનેને એમ જ લાગે છે કે વાર્તા હજી અધૂરી જ છે, અને જાણે વાર્તામાં જે કહેવાનું હતું તે તો રહી ગયું છે. જે કંઈ કરવાનું છે તે વાર્તાકારે એ કરવાનું છે કે તેણે ધારેલ નિશાનને આબાદ ગોળી મારવાની છે. આ કામ કલાનું છે.

વાર્તા કથન ફતેહમંદ થાય એટલા માટે વાર્તાકારે વાર્તાના આત્માને પોતાનામાં ઉતારવો જોઈએ. જેને પોતાને વાર્તામાં આનંદ નથી પડતો, જે પોતે વાર્તામાં તલ્લીનતા અનુભવતો નથી, જે પોતે વાર્તાના રસોમાં તરબોળ થતો નથી, તે બીજાઓને વાર્તામાં ગરકાવ કરી શકતો નથી. વાર્તા વાંચતાં વાંચતાં જેની

સામે વાર્તાનું ચિત્ર ખડું થાય છે, જેના અંગોમાં વાર્તાનો તરવરાટ તનમનાટ કરી મૂકે છે, જેના મોં ઉપર વાર્તાના રસો ખુલ્લેખુલ્લા પ્રગટ થાય છે, ટૂંકમાં જેને વાર્તા જીવંત ભાસે છે, તે માણસ વાર્તાના આત્માને ઓળખી શક્યો છે એમ કહી શકાય. વાર્તા ગમી જવી અને વાર્તાના આત્મા સાથે એકતાર થઈ જવું એમાં ભેદ છે. સારી વાર્તા હોવાથી તે ગમવી જ જોઈએ એવું કંઈ નથી. બધી વાર્તાઓનો આત્મા પિછાની શકવો પણ કઠિન છે; એમાં પણ મનુષ્ય-સ્વભાવની ભિન્ન ભિન્ન રુચિને સ્થાન છે. કેટલાએક માણસોને ભયંકર-રસ ગમે છે તો કેટલાએક એવા રસવાળી વાર્તાઓ છેક નાપસંદ કરે છે; કેટલાએક ઠંડા અને ક્રિયારહિત સ્વભાવવાળા મનુષ્યોને જેમાં દોડધામ અને ધમાધમ આવતાં હોય એવી વાર્તાઓ ગમતી જ નથી તો કેટલાએક ક્રિયાઓથી ભરપૂર વાર્તાઓના રસિયા હોય છે; કેટલાએક વિનોદી આત્માને વિનોદની વાર્તાઓનો શોખ હોય છે તો કેટલાએક સોગિયા જીવોને એમના જેવી જ વાર્તા ગમે છે. દરેક વાર્તા કહેનારે જાણવું જોઈએ કે પોતાને કયા રસવાળી વાર્તા ગમે છે. બહાદુર વાર્તાકારને વણિકબુદ્ધિની કે ચતુરાઈની વાર્તાઓ ગમતી નથી; વિનોદી માણસો ભયંકર કે શોકરસપ્રધાનવાળી વાર્તામાં વિનોદ જમાવવાની ભૂલ કરી બેસે છે; વ્યવહારકુશળ માણસો તાત્ત્વિક વાર્તાઓને વ્યાવહારિક વાર્તાઓ બનાવી તેના તત્ત્વને બેડોળ કરી નાખે છે. ઘણી વાર વાર્તા કહેનાર અને વાર્તા સાંભળનાર બન્ને વાર્તાનો આનંદ માણી શકતા નથી એનું કારણ એ છે કે વાર્તા કહેનારે પોતાના સ્વભાવાનુકૂળ વાર્તા કહેલી હોતી નથી. સ્ત્રીઓ સામાન્ય રીતે અમુક વાર્તાઓ જ કહી શકે. પુરુષો અમુક વાર્તાઓને જ જમાવી શકે; ભાટચારણોના મોઢામાં અમુક વાર્તાઓ જ દીપી

નીકળે, તો બાવાઓની વાર્તાઓ વળી બીજી જ જાતની હોય. ગામડાની વાર્તાઓ અને શહેરની વાર્તાઓમાં ફેર પડે છે. જુદી જુદી ઉમરના માણસોના મોઢમાં જુદી જુદી જાતની વાર્તાઓ ખીલે છે. વાર્તા કહેનારે આ બધું લક્ષમાં રાખવાનું છે. કોઈ પણ માણસને સંપૂર્ણ વાર્તાકાર થવું અતિ મુશ્કેલ છે, છતાં દરેક માણસ પોતાની મર્યાદામાં વાર્તાકાર થઈ શકે છે. જે માણસ પોતે વાર્તાનો સાચો આસ્વાદ લઈ શકે છે તે માણસ બીજાને તેનો આસ્વાદ આપી શકે છે. ઘણી વાર એવું બને છે કે જેમ માણસ ચિત્રને માત્ર જોઈને જ તેની પાસેથી પસાર થઈ જાય તો તે તેનાં મર્મ, સૌન્દર્ય ને ખૂબી સમજી શકતો નથી, તેમ જ ઉપલક નજરે વાર્તા જોઈ જવાથી વાર્તાનો આત્મા અનુભવાતો નથી. બધી વાર્તાઓનો આત્મા એના મોઢા ઉપર ચોડેલો હોતો નથી. કેટલીએક વાર્તાઓ નાળિયેર જેવી હોય છે ને એનું ટોપરું ખાવાને માટે આપણે છાલાં અને કાચલી દૂર કરવી પડે છે, તો કેટલીએક વાર્તાઓનો ઉપલક ઢંગ સુંદર હોવા છતાં તેની આન્તરઘટના અને આત્મા નિસ્તેજ હોય છે - ક્ષુદ્ર હોય છે. વાર્તા કહેનારને કેટલીક વાર્તાઓની દોસ્તી કરવી પડે છે, ને કેટલીક વાર્તાઓને પોતાની કરી હૃદયમાં સ્થાન આપવાનું હોય છે; કેટલીએકને તેણે જતી કરવાની હોય છે અને કેટલીએકને જૂના હથિયાર જેમ તોશાગારમાં રાખવાની હોય છે. વળી કેટલીએક વાર્તાઓને ખૂબ મમત્વથી રમાડવાની પણ હોય છે. આ વાર્તાના કથનમાં જ વાર્તાકાર સાચો કલાધર થઈ શકે છે. આવી જાતની વાર્તાઓ કહેવામાં તેની પોતાની સફળતા રહેલી છે. વારંવાર ચિત્ર જોવાથી જેમ ચિત્રના ભાવો આપણી સમક્ષ આપોઆપ પ્રગટ થાય છે, તેમ વારંવાર કહેવાથી વાર્તાનો ગૂઢાર્થ આપણને સમજાય છે. દરેક ચિત્રકાર પોતાના ચિત્રમાં એક

વિચારને કેન્દ્રસ્થાને મૂકે છે, ને તે વિચારની આસપાસ પોતાનું ચિત્ર દોરે છે. પ્રત્યેક ચિત્ર પાછળ એક ભાવ - એક કલ્પના પ્રમુખપણે હોય છે જ. એવી જ રીતે પ્રત્યેક વાર્તામાં એક પ્રમુખ વિચાર, એક ખાસ કલ્પનાની જમાવટ હોય છે. એ વિચાર - એ કલ્પના શોધી કાઢવામાં ખરી ખૂબી રહેલી છે. એ વિચાર હાથ લાગ્યા પછી આખી વાર્તા વાર્તાકારના હાથમાં એક રમકડું બની જાય છે, અથવા વાર્તાકારની દાસી બની રહે છે.

વાર્તા કહેનારે પોતાની વાર્તા બરાબર જાણવી જોઈએ. આ વાત ઉઘાડી રીતે સાચી છે છતાં તે જાણી લેવા જેવી છે. ઘણા વાર્તા કહેનારા અરધે રસ્તે વાર્તામાં અટકી પડે છે અને પછી શું થયું તેનો વિચાર કરવા બેસી જાય છે; કેટલાયે વાર્તા કહેનારાઓ શરૂઆતનું ભૂલી જઈ પાછળનું કહી નાખી પાછળથી શરૂઆતનું ભેળવી દે છે; ઘણાઓ નામનો ગોટાળો કરે છે; ઘણાઓ વાર્તાના બંધારણમાં કંઈ ને કંઈ ભૂલી જાય છે એટલે પાછળથી કંઈક જોડી કાઢી મેળ મેળવી દે છે; અને ઘણાઓ વાર્તા ભૂલી જવાથી અથવા ઘણી વાર્તાઓના એકીસાથે સ્મરણથી એક વાર્તામાં બીજી વાર્તા ઘુસાડી દઈ આગળ જતાં કોકડું ગૂંચવાઈ જવાથી મૂંઝાઈ જાય છે. આવાં કારણોને લીધે વાર્તાનું કથન એકદમ નીરસ થાય છે અને શ્રોતાજન વાર્તાના કહેનારમાં શ્રદ્ધા ખોઈ નાખી નિરુત્સાહી બની જાય છે. હરેક વાર્તા કહેનારે પોતાની વાર્તા જાણવી જ જોઈએ. પોતાની વાર્તા તેણે એટલે સુધી જાણી લેવી જોઈએ કે જાણે દરેક બનાવ પોતાના અનુભવનો જ હોય. વાર્તાનું ખોખું અને પ્રાણ તેના ધ્યાનમાં એટલી સુંદર રીતે હોવાં જોઈએ કે વાર્તા કહેનારને વાર્તા કહેતી વખતે વાર્તાનો, તેના બંધારણનો, તેની વાણીનો, અને તેમાં આવતા હાવભાવનો વિચાર સરખો પણ કરવો ન

પડે. આમ કરવા માટે વાર્તાને શબ્દશઃ મોઢે કરવાની નથી પણ વાર્તાનું કેન્દ્ર પકડી લેવાનું છે. આ વાર્તા શાની છે, આ વાર્તામાં શું છે, એ જો બરાબર ગળે ઊતરી જાય તો વાર્તા સહેજે મુખપાઠ થઈ જાય. બેશક વાર્તાની શોભારૂપ અને પ્રાણરૂપ શબ્દો, તેના પ્રાસાનુપ્રાસ, તેના ઘરગથ્થુ વાણીના ખાસ પ્રયોગો, જોડકણાં, કવિતા ને વાર્તામાં આવતાં પુનરાવર્તનો તો વાર્તા કહેનારને મોઢે જ હોવાં જોઈએ, અને તે અક્ષરશઃ જ.

જે લોકો અભ્યાસ કરીને વાર્તાકથનનું શાસ્ત્ર શીખે છે તે લોકોમાં એકાદ-બે દોષો પેસી જવા સંભવ છે. વાર્તા રસિક કેમ બનાવવી એ વિચાર તેમના મનમાંથી દૂર જતો નથી. આથી તેઓ ઘણી વાર વાર્તામાં અસ્વાભાવિકતા અને અતિશયોક્તિ જાણે અજાણે દાખલ કરી દે છે. નાટકનો વિદૂષક કૃત્રિમતાને લીધે આપણને હસાવે છે પણ ખરો આનંદ આપતો નથી. હાસ્ય અને આનંદ હંમેશાં એક જ ચીજ નથી. વાર્તાકાર જેટલો કૃત્રિમ થાય તેટલો તે શ્રોતાજન પાસે વિદૂષક જેવો દેખાય છે. વધારે પડતો અભિનય વાર્તાને રસિક બનાવવાને બદલે નીરસ બનાવે છે. રંગના છાંટા હોય કૂંડાં ન હોય, એમ ભાવનું અભિનયથી સૂચન હોય કૂંડાં ન હોય. એ જ પ્રમાણે ભાવનું અભિનયથી સૂચન હોય પણ અભિનયે ભાવ ઉપર ચડી બેસવું ન જોઈએ. માત્ર અવાજથી ભાવ વ્યક્ત કરી શકીએ ત્યાં સુધી હાથ, પગ કે બીજી ઈન્દ્રિયોની મદદ વિના ભાવ વ્યક્ત કરવાની ખૂબી સિદ્ધ કરવામાં વાર્તાકારની કુશળતા છે. ગદ્‌ગદ કંઠે દુઃખનો વિચાર દર્શાવી શકતા હોઈએ તો મોટેથી ડૂસકાં લેવામાં કે રડી બતાવવામાં કૃત્રિમતા સિવાય બીજુ કશું જ નથી. વાર્તાકારમાં ભાવનું સૂચન કરવાની અજબ કળા જોઈએ. એ પોતે નટ નથી પણ નટરાજ છે; એ પોતે નાટકનું

પાત્ર નથી પણ સૂત્રધાર છે. એટલે જ વાર્તાનાં પૂતળાંને બરાબર નચાવવાની કળા તેનામાં આવશ્યક છે. વાર્તાના પાત્રનું હાસ્ય જાતે ખડખડાટ હસીને બતાવવામાં ખૂબી નથી. વાર્તાકારની ખરી ખૂબી તો વાર્તાના હાસ્યવિનોદ પ્રત્યે ઈંગિત માત્રથી - એક સૂચનાત્મક સ્મિત માત્રથી અંગુલિનિર્દેશ કરવામાં રહેલી છે. એવી જ રીતે વાર્તાનો વિનોદ જાતે ભજવી બતાવવાથી અવિનોદને પામે છે. અભિનય કરવામાં ખૂબ કૃપણતા રાખવાની જરૂર છે. દવા માંદગી મટાડે છે પણ તંદુરસ્તીની ખામી બતાવે છે, એમ જ અભિનય માણસનો ભાવ પ્રત્યક્ષ કરાવી શકે છે તેની સાથે જ માણસની કલ્પનાનું દારિદ્રય પ્રગટ કરે છે. જેમ જેમ નાટકનું વસ્તુ સામાન્ય અને નાટકોની અને શ્રોતાજનોની કલ્પના દરિદ્ર તેમ તેમ અભિનયનું પ્રમાણ વધે છે. જે શ્રોતાગણ આંખના પલકારાથી કે ગળાના અવાજથી કે શરીરના સહેજ હલનચલનથી કથાકારનો અંતર્ગત મર્મ સમજવામાં નિષ્ફળ જાય છે તે આપણે ઓછા કલ્પક કહીએ છીએ. જેમ જેમ સમાજ અશિષ્ટ તેમ તેમ તેને ભવાઈમાં વધારે રસ પડે છે; અને જેમ જેમ સમાજ વધારે શિષ્ટ તેમ તેમ તેને દશ્ય નાટકો કરતાં પણ શ્રાવ્ય નાટકોમાં વધારે રસ આવે છે. આથી જ રામલીલામાં હનુમાનનું અને તાબૂતમાં દીપડાનું પૂંછડું બહુ વધારે પ્રમાણમાં મોટું કરવું પડે છે.

વાર્તા એ એક શબ્દચિત્ર છે, અને તેથી વાર્તાશ્રવણ એ કલ્પનાનો વિષય છે. સાહિત્યશિક્ષણનો ઉદ્દેશ માણસને ઊંચામાં ઊંચી કલ્પનાને ને ઊંચામાં ઊંચી કારીગરીને શબ્દચિત્રોથી સમજતો કરવાનો છે. વાર્તાનું કથન એ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે સાધન છે, અને સાધ્ય પણ છે. ચિત્રો અનેક પ્રકારનાં છે; આંખનો વિષય થઈ શકે તેવાં ચિત્રો રૂપચિત્રો છે, શ્રવણગોચર ચિત્રો ધ્વનિચિત્રો

છે, ઘ્રાણગોચર ચિત્રો ઘ્રાણચિત્રો છે, તેમ જ કાન દ્વારા સ્મરણપટ ઉપર પડનારાં અને તે દ્વારા કલ્પનાને સ્પર્શનારાં ચિત્રો તે શબ્દચિત્રો છે. વાર્તા આવી જાતનું ચિત્ર છે. કલાકારનો ઉદ્દેશ માણસની સામે ચિત્ર આબેહૂબ ખડુ કરવાનો છે. એક ચિત્ર ખડુ કરતાં બીજા ચિત્રની મદદ કેટલી આવશ્યક છે કે વ્યવહારુ છે તેનો નિર્ણય કલાકાર કરી શકે છે. વાર્તાના કથન સાથે વાર્તાનાં રૂપચિત્રો વિદ્યાર્થીઓને બતાવતાં જવાં કે કેમ એ એક પ્રશ્નં છે. વાર્તાનો એક ઉદ્દેશ વિદ્યાર્થીઓના મગજ ઉપર શબ્દચિત્રોની અને તે વડે સાહિત્યની શક્તિનું દર્શન કરવાનો હોય તો શબ્દચિત્રોમાં બીજાં ચિત્રોને અવકાશ નથી. વાર્તાના કથન દ્વારા ખડાં થતાં શબ્દચિત્રોમાં ચિત્રની ગતિને રોધક હોય એવો કોઈ પણ જાતનો વિક્ષેપ ત્યાજ્ય છે. વિષયાંતર જેટલું નિંદ્ય છે તેટલું જ વાર્તાના કથન સામે રૂપચિત્રો અથવા સ્થૂળ ચિત્રોનું દર્શન પણ નિંદ્ય છે. ઘણા લોકો માને છે કે વાર્તાના કથન સાથે ચિત્રના દર્શનથી વાર્તામાં વધારે રસ જામે છે અને વાર્તાનું જ્ઞાન દઢ થાય છે. શબ્દચિત્ર જો વિદ્યાર્થી ઉપર અસર કરી શકતું ન હોય તો રંગ કે રૂપચિત્રોથી વાર્તાને સફળ કરવાનો પ્રયત્ન વાર્તાના ખરા ઉદ્દેશને નિષ્ફળ કર્યા બરાબર છે.

ચિત્રદર્શનથી વાર્તાને કે કોઈ પણ વસ્તુને સમજી તેનો આનંદ લેવો તે અલગ વાત છે. ઊલટું જેમ એક સુંદર ચિત્રને જોવામાં વાર્તાચિત્ર આડે આવે છે તેમ જ એક સુંદર શબ્દચિત્રની આડે રંગચિત્ર જરૂર આવે છે જ. જ્યાં જ્યાં વાર્તાની સાથે ચિત્ર બતાવાય છે ત્યાં ત્યાં વિદ્યાર્થીઓમાં રસનો કેવો ભંગ થાય છે, વર્ગમાં કેટલી બધી અવ્યવસ્થા જામે છે, અને શબ્દચિત્રનું કેટલું બધું દારિદ્રય નજરે પડે છે તેનો ખ્યાલ તો આવા પ્રયત્નો નજરે

જોનારને જ આવી શકે છે. શબ્દચિત્રને રંગ કે રૂપચિત્રરૂપે આલેખેલું વાર્તાનું કથન પછી કોઈ બીજે સમયે જોવામાં બાળકોને જરૂર આનંદ આવે છે જ. વાર્તાનો એક બીજો ઉદ્દેશ વિદ્યાર્થીની કલ્પના ખીલવવાનો છે. જો વાર્તા કહ્યા પહેલાં કે વાર્તાના કથનની સાથે ચિત્રો બતાવતા જઈએ તો કલ્પનાના ઉડ્ડયનને અવકાશ રહેતો જ નથી. રાજા કેવો હશે તેની કલ્પના બાળક કરે અને તેમ કરતાં પોતાની કાવ્યશક્તિને ખીલવે તે પહેલાં તો માથે મુગટ અને હાથમાં તલવારવાળો રાજા આવીને ઊભો રહે તેથી બાળકોનો રસ ઊડી જાય છે, અને કલ્પનાશક્તિના વિકાસને પોષણ મળતું નથી. એક બીજી વાત પણ વિચારવા જેવી છે. વાર્તાના કથનથી વિદ્યાર્થીને આનંદ આપવાનો ઉદ્દેશ આપણને કબૂલ છે. પણ તે અનેક રીતે વાર્તાને રસિક બનાવીને આપવા કરતાં વાર્તારૂપી કલાને સંપૂર્ણપણે વિદ્યાર્થી આગળ ધરીને આપવાનો છે. વિદ્યાર્થીઓને વાર્તામાં રસ લેતા કરવા કરતાં વાર્તાનો રસ વિદ્યાર્થી પાસે ધરવાની વાત છે. વાર્તાકારનો ઉદ્દેશ વાર્તામાં બાળકને રસ લેતું કરવાનો છે. હરેક માણસ આપોઆપ વાર્તાના કથનમાં રસ લેતું થઈ જાય એમાં વાર્તાના કથનંની ખૂબી છે. એ વિચારને ધ્યાનમાં રાખવામાં આવે તો વાર્તાના કથન સાથે રંગચિત્રોને અવકાશ ન જ રહે.

સારામાં સારા વાર્તાકારનો પ્રયત્ન પણ જ્યાં બાળકો પાસેથી 'વાર્તા કઢવવાની' રીત ચાલે છે ત્યાં નિષ્ફળ જાય છે. 'વાર્તા કઢાવવી' એટલે કહેલી વાર્તા બાળક પાસે કહેવરાવવી. વાર્તા આસ્વાદની વસ્તુ છે. બાળક જો વાર્તાથી રંજિત થાય તો વાર્તાનું કામ પૂરેપૂરું સર્યું છે એમ સમજવાનું છે. સાંભળેલી વાર્તા તુરત જ કઢાવવાનું કામ વાર્તા નિશાળમાં આવી ત્યારથી જ શરૂ

થયું છે.માણભટની વાતો સાંભળનારાઓ મોટા થઈને પોતાનાં બાળકોને સાંભળેલી વાતો કહે છે ત્યાં સુધી તેમની પાસેથી તે કોઈ 'કઢાવતું' નથી. ડોશીમાને ખોળે નાનપણમાં સાંભળેલી વાતો ફરી વાર ડોશીમા થઈએ છીએ ત્યારે વગર કઢાવ્યે આપોઆપ મગજનાં જૂનાં પડોમાંથી સ્ફૂરી આવે છે. વહાણમાં ફરતાં કે કોઈ સરાઈમાં વટેમાર્ગુઓની સાથે રાત ગાળતાં કે કોઈ મિત્રમંડળીમાં ઘણાં ય વર્ષો પહેલાં સાંભળેલી વાતો એવી ને એવી તાજી અકબંધ વગર કઢાવ્યે નીકળી આવે છે. વાર્તાનું શિક્ષણમાં સ્થાન છે, પરંતુ વાર્તા કહીને કઢાવવાની રીતિથી વિદ્યાર્થીને તેમ જ વાર્તાને ઘણું નુકસાન થાય છે. બેશક વાર્તાના કથનથી વિદ્યાર્થીની ભાષા ઘડાય છે અથવા વાર્તાકથનનો એ ઉદ્દેશ પણ છે કે તે વડે વિદ્યાર્થીની ભાષા ઘડવી. પણ વાર્તા કઢાવીને ભાષા ઘડવાનો મોહ શિક્ષકે છોડી દેવો જોઈએ. આ તરફથી ખીચડીને તપેલીમાં ઓરીએ અને બીજી તરફથી કડછીએ કડછીએ કાઢીને તેને ખાવા બેસીએ ત્યારે જેમ કાચી ખીચડી આપણને ખાવા મળે, તેમ જ આજે આપેલી ભાષાશક્તિ પાછી કઢાવીએ તો કાચી ખીચડી જેવી ભાષાશક્તિ મળે. બીજારોપણ અને ફલાગમનની ક્રિયા એકીસાથે સંભવી શક્તિ હોય તો જ વાર્તાકથન અને પ્રતિકથનની ક્રિયાઓ એકીસાથે સંભવી શકે.

પ્રત્યેક વાર્તા કહેનારે પોતાની વાર્તા આડંબર વિનાની અને વિષયાંતરથી કેવળ મુક્ત રાખવી જોઈએ. ઘણા માણસો વાર્તા 'દ્વારા' જ્ઞાન આપવાના આયોગ્ય હેતુથી એક વાર્તામાં ઘણી વાતો ગૂંથી દે છે. આથી વાર્તાના બંધારણમાં શિથિલતા આવી જાય છે અને ઘણી વાતોનો ખીચડો થઈ જવાથી વાર્તાનો આનંદ જામતો નથી તેમ જ્ઞાન પણ મળતું નથી. વાર્તાનો પ્રવાહ અસ્ખલિત

એકધારો હોવો જોઈએ. એક પણ આડીઅવળી વાત પર ચડી જવું ન જોઈએ; વાર્તાનાં પાત્રોના મનોભાવને જેટલો અવકાશ હોય તેટલા જ પ્રમાણમાં તેને વ્યક્ત કરવો જોઈએ. લાંબા વર્ણનો, બીજી બાબતોનાં દષ્ટાંતો વગેરેનો ત્યાગ કરવો જોઈએ. વાર્તાના શબ્દો એટલા બધા ચોક્કસ અને અર્થસૂચક વાપરવા જોઈએ કે તેનો અર્થ સમજાવવા ખોટી થવું ન પડે. તેમ વાર્તામાં એવું અર્થગાંભીર્ય ન આવી જવું જોઈએ કે તે સ્પષ્ટ કરવા વાર્તાના પ્રવાહને મંદ કરવો પડે. જ્યારે વાર્તામાં વિષયાન્તર થાય છે ત્યારે વાર્તાનો વેગ અટકી જાય છે, વહન સુકાઈ જાય છે અને સાંભળનારનો રસ ઊડી જાય છે. વાર્તાને ડાળીડાળાં વિનાના સીધા સોટા જેવા ફક્ત માથે પાંદડાંવાળા એક તાડના ઝાડ જેવી કલ્પી લેવી જોઈએ. તેના કથન વખતે સાંભળનારને પ્રશ્ન પુછાય નહિ, તેમ જ તેનું કોઈ પણ વખતે અનુમોદન પણ લેવાય નહિ. વળી વાર્તા છેક આડંબર વિના જ કહેવી જોઈએ. મોટા બરાડા પાડવાથી કે વધારે પડતા હાવભાવ કરવાથી વધારે સારી રીતે કહેવાતી નથી. ઊલટું જ્યાં મોટા બરાડા પાડવામાં આવે છે ત્યાં વાર્તા સંભળાતી જ નથી, અને જ્યાં વધારે પડતા હાવભાવ હોય છે ત્યાં વાર્તા હાવભાવમાં જ ડૂબી જાય છે. વાર્તા કહેનારે વાર્તાનાં પાત્રોનો બધોય સોંગ કરવાનો નથી પરંતુ જ્યાં શબ્દ કરતાં સોંગથી વાર્તાનો પ્રાણ વધારે બળથી દેખાડી શકાતો હોય ત્યાં સોંગ કરવો જ જોઈએ. કેટલીએક વાર તો જે વાત શબ્દથી કહી શકાતી નથી તે શરીરના હાવભાવથી આબાદ રીતે દેખાડી શકાય છે. આમ છતાં સોંગથી વાર્તા કહેનારે ચેતતા રહેવાનું છે. જેમ સોંગ હદ બહાર જાય તેમ વાર્તાની કળા કૃત્રિમ થાય ને વાર્તાનો હેતુ અફળ જાય. સોંગ પણ તે જ માણસો કરી શકે કે જેઓ તેના

સ્વાભાવિકપણે અને વિના આયાસે કરી શકતા હોય. જેઓને સોંગ પરાણે કરવો પડતો હોય, જેઓમાં સોંગ અસ્વાભાવિક હોય, જેઓને સોંગ માટે સીધો પ્રયત્ન કરવો પડે, તેમણે તો કદી સોંગ કરવો જ નહિ. એવાઓ સોંગ ન કરે તેમાં જ વાર્તાના સાંભળનારાંઓને લાભ છે.

વાર્તા કહેનારની વાણીમાં સ્પષ્ટતા જોઈએ. તેના અવાજમાં વાર્તાનો વિનોદ, વાર્તાનો શોક, વાર્તાની સઘળી લાગણીઓ અને ભાવો ધ્વનિત થવા જોઈએ. વાર્તા ન અતિ ઉતાવળથી થવી જોઈએ કે ન અત્યન્ત ધીમેથી. સાધારણ રીતે વાર્તાના કથનનો વેગ વાર્તા પોતે જ નક્કી કરી આપે છે; છતાં ય મધ્યમ ગતિથી વાર્તા કહેવાય તો જ સારું. અવાજથી આપણે વાર્તામાં રહેલ ભાવો જેવી સુંદર રીતે પ્રગટ કરી શકીએ છીએ તેવી સુંદર રીતે બીજાં સાધનો વડે વાર્તાના ભાવો પ્રગટ થઈ શકતા નથી. અવાજમાં આપણે હાસ્ય દર્શાવી શકીએ છીએ, આવજમાં આપણે શોક પ્રદર્શિત કરી શકીએ છીએ, અને અવાજમાં આપણે વાર્તાના પ્રાણને વહેવડાવી શકીએ છીએ. અવાજ કાઢવાની, ફેરવવાની ને બદલવાની કળા વાર્તા કહેનારામાં ઘણી જ આવશ્યક અને ઉપયોગી છે. શરૂઆત જેમ બને તેમ ધીમા અવાજથી કરવી. કદી પણ ઘાંટો પાડીને વાર્તા કહી શકાય જ નહી. ઘાંટો પાડીને વાર્તા કહેવાથી વાર્તા બાળકના મગજમાં જતી નથી પણ માત્ર કર્કશ અવાજ જ જાય છે, અને તેથી બાળકના કાનની શક્તિ ઘટે છે. બાળકને માત્ર સંભળાય તેટલો જ અવાજ બસ છે.

વાર્તા કહેનારે હંમેશાં એક કરતાં વધારે વાત કહેવા માટે તૈયાર રહેવું જોઈએ. જો એકાદ વાર્તા બાળકોના સાંભળવામાં પૂર્વે આવી ગઈ હોય અને તેથી કે વાર્તાની પસંદગીમાં ભૂલ થવાથી

નિષ્ફળ જાય તો તુરત જ બીજી વાર્તા વાપરવામાં આવે. જે મનુષ્ય એકાદ બે કે પાંચ વાર્તા વાંચીને કે સાંભળીને કહેવા નીકળે છે તે હંમેશાં તેના કામમાં નિષ્ફળ જ જવાનો. વાર્તા કહેવાનું કામ કરનારે તો સંખ્યાબંધ વાર્તાઓ જાણવાની જરૂર છે, ને હરેક વખતે તેણે વાર્તા કહેવાને તત્પર જ રહેવું જોઈએ.

વાર્તા કહેનારે વાર્તા કહેતી વખતે એક બાળક તરીકે એ વાર્તાનો આનંદ લેવાનો છે, તેમ જ પોતાની વાર્તા બીજો કોઈ કહેતો હોય અને તે પોતે સાંભળતો હોય એવી તટસ્થતા વાર્તા પ્રત્યે રાખવાની છે. આમ કરવાથી જ પોતે બાળકની દૃષ્ટિને સમજી શકે છે અને પોતે પોતાનો જ ટીકાકાર બની જઈ પોતાની ભૂલો શોધી કાઢી સુધારી શકે છે. આ બન્ને કામ કરવા ઉપરાંત પોતાને પણ તલ્લીન થઈ જવાનું છે. વાર્તાના ભાવો અને લાગણીઓ જગાડવાની સાથે પોતે પણ તે અનુભવવાનાં છે તે ભૂલી જવાનું નથી.



# વાર્તાનું શાસ્ત્ર
# [ખંડ બીજો]

## પ્રકરણ છઠ્ઠું
## વાર્તા કહેવાનો સમય

ગમે તે વાર્તા ગમે ત્યારે કહી શકાય, છતાં વાર્તાકથનમાં સમયનો પ્રશ્ન છે ખરો. વાર્તાકથનનું શાસ્ત્ર એટલું બધું પ્રગતિને પામેલું કે નિશ્ચિત નથી કે જેમ સંગીતમાં અમુક રાગ અમુક વખતે જ ગવાય, અને અમુક રાગ અમુક વખતે જ ગવાય, એમ અમુક વાર્તા અમુક વખતે જ અને અમુક વાર્તા અમુક વખતે જ કહેવાય એવા નિયમો ઘડી શકાય. છતાં વાર્તાકથનમાં સમયનો મહિમા નથી એમ નથી.

આપણી ટેવ એવી છે કે સવારના પહોરમાં તો આપણે વાર્તા કરતા જ નથી. ચોરને કાંધ મારવાને વખતે એટલે કે ખરે બપોરે પણ વાર્તાને કોઈ સંભારતું નથી. પણ જેમ જેમ સૂર્ય ભગવાન પશ્ચિમના આકાશમાં નીચે ને નીચે ઊતરતા જાય છે તેમ તેમ વાર્તાના અંશો એક પછી એક ખીલતા જાય છે. સાંજના ચાર વાગ્યા પછી ભટજીની કથાઓ શરૂ થવા લાગે છે. ગરુડપુરાણ, પુરુષોત્તમ માસનું માહાત્મ્ય, એકાદશી માહાત્મ્ય, શિવરાત્રિની કથા વગેરે શાસ્ત્રીજીની વાણીમાંથી આ વખતે સરવા લાગે છે.

દક્ષિણી બુવાઓ પણ આ વખતે જ હરિકથાઓ શરૂ કરે છે. મોટે ભાગે આ સમય ધાર્મિક કથાવાર્તાઓનો છે. ધર્મપરાયણ સ્ત્રીપુરુષો દિવસોનો પોણો ભાગ ઐહિક પ્રવૃત્તિમાં ગાળી બાકીનો થોડો ભાગ આવી જાતની ધાર્મિક પ્રવૃત્તિમાં ગાળે છે. એ આપણા દેશની પુરાણી રૂઢિ છે.

બાળકો આખો દહાડો રમવામાં ગાળે છે. ખેડૂતો અને મજૂરો સાંજ સુધી કામમાં જ હોય છે. ઘરવલી સ્ત્રીઓ માંડ માંડ રાતે કામમાંથી પરવારે છે. વૃદ્ધ ડોશીઓને દિવસ કરતાં રાત વધારે લાંબી લાગે છે. શૂરવીરોનાં હથિયારો અને ઘોડાઓને રાત્રે જ થાક મળે છે. મુત્સદીઓ અને કામદારોને રાત્રે જ ઓછો વ્યવસાય હોય છે. માંદાઓને રાત્રિ પડતાં તે કેમ ગાળવી તેનો વિચાર થઈ પડે છે. રાજાઓ અને શેઠિયાઓને રાત્રે ઊંઘ લાવવાનું કામ કઠણ પડે છે, ને રંક લોકોને દિવસની વાસ્તવિકતાની દશા ભૂલી જઈ કલ્પિત સ્વપ્નમાં ભમવું ગમે છે. સાહસિકને, જુવાનને, અભ્યાસીને અને યોગીને રાત્રિ પ્રિય છે. વેપારીને માટે રોજમેળ અને ખાતાવહીનાં પાનાં બંધ કરી મૂરખ દીકરાને ડાહ્યો બનાવવા માટે વાર્તા કહેવાનો વખત રાતનો જ હોય છે. આથી રાત્રિ પડે છે કે તુરત જ વાર્તાની પાંખ ફફડવા લાગે છે. ઊંઘી જતાં નાનાં બાળકોનાં નાનાં પોપચાં ઉપર એ પાંખના છેડા પહેલવહેલા અથડાય છે. અરધાં જાગતાં અરધાં ઊંઘતાં નાનાં નાનાં બાળકોને ઊંચાં મોઢાં કરી વહાલસોઈ માતાના કે વાર્તાના રસિયા પિતાના મોઢામાંથી વહી જતી વાર્તા સાંભળતાં જેમણે જોયાં હશે તેમને તો સમજાવવું જ નહિ પડે કે વાર્તા વખતે એ કેવાં જામી રહે છે ! આથી ખેડૂતો, મજૂરો અને બીજા ભાત ભાતના કારીગરો માણભટની માણના રણકારની આજુબાજુ

વાળુપાણી કરી ઊજમથી ભેગા થઈ જાય છે. આથી જ ચોરામાં બારોટની થતી શૂરવીરોની વાર્તા સાંભળવા ગરાસિયાઓ અને રજપૂતો મોડી રાત સુધી ભેગા થાય છે. એકાદ ચોકમાં કે કોઈના ઘરની ઓસરીએ કે કોઈ ડોશીની પેડલીએ રાત પડે છે ત્યારે ઘરડાંઓ ભેગાં થાય છે ને અલકમલકની વાતો હાંકે છે. એકાદ અંધારા ખૂણામાં ઊભી કરેલી ખાંભી પાસે જુવાનોની મંડળી રાતના અંધારામાં હળવે હળવે કોણ જાણે કેવી ય વાતો લલકારે છે ! કાલાં ફોલતાં ફોલતાં શેરીની સ્ત્રીઓ અજવાળી રાત્રે વાર્તાનું પૂર આણે છે. માંદલા શેઠિયાઓને ચંપી અને વાર્તા બે જ ઊંઘ આણનારી દવા છે. રાજભારથી કંટાળેલા કે અનુદ્યોગથી થાકી ગયેલા રાજાને પણ રાત્રિ પડતાં વાર્તાનો ઉકાળો પીવો પડે છે. કેમે ય કરતાં વેરણ રાત ન જતી હોય ત્યારે માંદાને વાર્તા મીઠો મલમ થઈ પડે છે. પોતાને ઊંઘ આવતી ન હોય તેથી જ ઘણી વાર તો ઘરડાં રાત્રે વાર્તા કહેવા બેસે છે. ગમે તેમ કહો પણ વાર્તાકથનનો સર્વમાન્ય સમય અને કુદરતી સમય તો રાતનો જ લાગે છે. ભવાઈ ભાંગતી રાતે જ જામે એમ વાર્તા પહેલી રાતે જ જામે છે. નરી વાસ્તવિકતા ભરેલા દિવસે વાર્તાની કલ્પના ઊડી પણ શકતી નથી. એ જંગલોની કલ્પના, એ સાહસોનો ઉઠાવ, એ અદ્‌ભુત ચમત્કારોનો ચમકાર ને એ ભયંકર પરાક્રમોનો પ્રચંડ પ્રભાવ રાત્રે જ ખીલી શકે અને એ બધાંને રાત્રિ જ ઝીલી શકે. આવો કંઈક વાર્તાકથનને અને રાત્રિને સંબંધ દેખાય છે. અમે આફ્રિકા ગયેલા ત્યારે દિવસ આખો તો ખાવાપીવાની કડાકૂટમાં અને નવું નવું જોવાની મજામાં કયાં ચાલ્યો જતો તેની ખબર ન રહેતી. પણ જ્યારે રાત્રિ પડે ને પાછો એનો એ જ દરિયો, એનું એ જ આકાશ, એનો એ જ સ્ટીમરનો ઘોંઘાટ અને એનો એ જ

અમારો આરબોનો, ખોજાનો ને સુતારોનો પાડોશ જ્યારે આંખને અને કાનને ભારેખમ જેવો લાગી જતો ત્યારે વાર્તાને સહેજે સ્થાન મળી જતું. ત્યારે અમે વાર્તાને ખોળે રાજી થઈને માથું મૂકતા ને સવાર વહેલી વહેલી પાડી દેતા. કોણ જાણે કયાંથી ય વાર્તાને અને રાત્રિને દોસ્તી થઈ હશે !

પણ આ હકીકતને અપવાદ છે ખરો. શ્રીમદ્ ભાગવતની વાર્તા સાત દિવસ સવારથી સાંજ સુધી ચાલે છે. શીતળામાતાની વાર્તા, વારની વાર્તાઓ અને એવી વ્રતની વાર્તાઓ ભોજન પહેલાં સાંભળવાનો મહિમા છે. નિશાળમાં પણ દિવસે જ વાર્તાઓ કહેવામાં આવે છે.

અપવાદથી નિયમ સિદ્ધ થાય છે. એ નિયમને અનુસરીને કહી શકીએ કે વાર્તા કહેવા ને સાંભળવાનો સમય તો રાત્રિ જ છે. જ્યાં જ્યાં કૃત્રિમ બંધનો આડે આવે છે ત્યાં ત્યાં વાર્તાનો સમય ફરે છે, એ આપણે અપવાદો ઉપરથી જાણી શકીએ છીએ.

શાળામાં વાર્તા કહેવાનો સમય હોય છે. શાળામાં વાર્તા કહેવી એ કૃત્રિમતા છે. તેમાં અમુક સમયે જ વાર્તા કહેવી એ વળી બીજી કૃત્રિમતા છે. જેમ કૃત્રિમતાનાં પડો વધારે ચડતાં જાય તેમ તેમ વાર્તારસને હાનિ પહોંચતી જાય. ભલે આપણે શાળામાં વાર્તાકથનને સ્થાન આપીએ ને તેથી તેનો સમય દિવસે જ અનિવાર્ય ગણીએ; પરંતુ અમુક વખતે જ વાર્તા કહેવાય અને બીજે વખતે ન કહેવાય એ જડતામાંથી મુક્ત રહીએ જ. વાર્તાનું કથન આનંદ માટે છે, અને આનંદ સમયપત્રકને અધીન નથી વર્તતો એ સમજવું મુશ્કેલ નથી. આથી જ શાળામાં વાર્તાના કથનને સમયપત્રકમાં જુદું સ્થાન ન હોવું જોઈએ; અર્થાત્ વાર્તાને આખા સમયપત્રકમાં સર્વત્ર સ્થાન હોવું જોઈએ. જ્યારે બાળકો

વાર્તા સાંભળવાને રુચિ ધરાવે ત્યારે જ તેમને વાર્તા કહેવાનો સમય ગણવાની રીતિ સૌથી સરસ છે. આટલું પણ ન થઈ શકે ત્યાં એટલું તો અવશ્ય કરવાની જરૂર છે કે વાર્તાનો સમય થાય છતાં જો સાંભળનારાઓની મરજી ન હોય તો તેમને સમયપત્રકની ખાતર તો વાર્તા કહેવા ન જ બેસી જવું જોઈએ. કિન્ડરગાર્ટન શાળાઓમાં અને તેમને માર્ગે ચાલતી બીજી શાળાઓમાં આ એક દૂષણ છે. વળી જો કદાચ વાર્તાને સમયપત્રકમાં નોંધવામાં આવે અને અમુક અવશ્ય સમયે તે કહેવાનો પ્રબંધ કરવામાં આવે તો એટલું તો અવશ્ય કરવું જ ઘટે છે કે જે વિદ્યાર્થીઓને વાર્તા સાંભળવાની મરજી ન હોય તેમને વાર્તા સાંભળવાની ફરજ પાડવામાં ન આવે.

જેમ રાત્રિદિવસમાં વાર્તા કહેવા માટે રાત્રિ એ વધારે અનુકૂળ વખત છે, તેમ આખા વર્ષમાં કેટલાએક દિવસો કેટલીએક વાર્તાઓ કહેવાને માટે વધારે અનુકૂળ છે. નાગપાંચમને દિવસે નાગબાપાની વાર્તા, શીતળાસાતમને દિવસે શિતળામાતાની વાર્તા, વાઘબારશે વાઘની વાર્તા, એમ તહેવારે તહેવારે વાર્તા કહી શકાય. આપણે ત્યાં આ રિવાજ ઘણો જૂનો છે. બોળચોથ આવે એટલે મારાં ભાભુ ઘઉંલાની વાર્તા કહે જ કહે. શીતળાસાતમ આવે ને શીતળામાતા આગળ મહારાજ શીતળાની વાર્તા કરતો જ હોય. સંકટ સોમવારે શંકરની વાતો ને પુરુષોત્તમ માસમાં રોજ ને રોજ આખો મહિનો પુરુષોત્તમ મહારાજની વાર્તાઓ સાંભળતી સ્ત્રીઓને મેં જોઈ છે. આવી વાર્તાઓ એના ખાસ દિવસોએ જ શોભે. શાળાએ આ વાર્તાઓને વીસરી જવાની નથી. તહેવારે તહેવારે એની વાર્તાઓ થવી જ જોઈએ. એવી વાર્તાઓનો ખરો સમય એનો તહેવાર છે. બધું વખતે શોભે એમ

વાર્તા પણ એને વખતે જ શોભે છે. શિવરાત્રિ હોય, અપવાસ કર્યો હોય, શંકરની બીલીપત્ર વડે પૂજા થઈ રહી હોય તે વખતે 'હરણાનું સ્મરણ'નું કથન કેવું શોભી ઊઠે ? રાંધણછઠ્ઠને દિવસે ખૂબ રંધાય ને છોકરાં ધરાઈ ધરાઈને ખાય પછી રાતે કળશે જવાણાં થાય ત્યારે બરાબર લાગ જોઈને 'એ બાઈ અણશીખી, એ બાઈ અણશીખી'ની વાર્તા બાળકોને કહી સંભળાવે ત્યારે કેવી ગમ્મત જામે તેની ખરી ખબર કાં તો વાર્તા કહેનારને અથવા સાંભળનારને જ સમજાય. આવી આવી અરધી ઐતિહાસિક, અરધી કપોલકલ્પિત, અરધી પૌરાણિક અને અરધી આધુનિક વાર્તાઓ ત્રણસેંને પાંસઠ દિવસની આપણે મેળવી શકીએ, ને પ્રત્યેક દિવસે એકેક વાર્તા વિદ્યાર્થીઓને કહીને આપણી સંસ્કૃતિનાં કેટલાંએક પડોશી તેમને પરિચિત કરી શકીએ. આવી વાર્તાઓને આપણે વારતહેવારોની વાર્તાઓને નામે ઓળખીએ છીએ.

જેમ જન્માષ્ટમીની એક વાર્તા, રામનવમીની બીજી વાર્તા ને હોળીની ત્રીજી વાર્તા, એમ જ ઋતુઓની પણ વાર્તા હોય છે. એ વાર્તાઓ ઋતુએ ઋતુએ કહેવામાં આવે તો ઋતુઓના ભેદો વિદ્યાર્થીઓ સરળતાથી સમજી જાય. ચોમાસું આવે અને આકાશમાં કાચબી તણાય ત્યારે ઈન્દ્ર અને ઈન્દ્રધનુષ્યની વાર્તા ચાલે; દેડકાં ડરાઉ ડરાઉ કરતાં હોય તે વખતે 'સાલા મેં તેરેકું ડરાઉ' જેવી એકાદ વાર્તામાં મજા આવે; ઉનાળો આવે ને હોલાં તડકામાં 'ઘુ ઘુ ઘુ' કરવા માંડે ત્યારે 'તેજી ફૂઈ, તેજો કૂવો ડૂબી મૂઓ.' એ વાર્તા કહેવાય. એમ જ ઉનાળે ઊંડા જળ જાય, દેડકાં જમીનમાં પેસી જાય ત્યારે દેડકાંને ધરતીમાતા શા માટે પેસવા દે છે તેની વાર્તા મરાઠી ભાષામાંથી લઈ આવીને ખુશીથી કહી શકીએ. ઋતુએ ઋતુએ જેને અંગ્રેજી સાહિત્યમાં કુદરતની વાતો કહે છે તે કહી શકીએ.

શા માટે અમુક ઝાડનાં પાંદડાં પાનખર ઋતુમાં પણ ખરતાં નથી તેની વાર્તા અંગ્રેજી સાહિત્યમાં છે. એ વાર્તા સરસ છે. અંગ્રેજી સાહિત્યમાં ઋતુ પરત્વે ને ઋતુઓના ફેરફાર પરત્વે સુંદર વાતો છે. એક વાર્તા ધુમ્મસની છે તો બીજી વાર્તા સૂર્યકિરણોની છે તો વળી ત્રીજી વાર્તા ખરતાં પાંદડાંની છે. આ બધી વાર્તાઓને આપણે કુદરતી વાર્તાઓ તરીકે ઓળખીએ અને એને કહેવાનો સમય કુદરતના ફેરફારો સાથે જ રાખીએ.

લજામણીની વાર્તા અને 'મને ભૂલશો નહિ' એની વાર્તા અંગ્રેજીમાં છે. આપણે બાળકો સાથે ફરવા નીકળ્યાં હોઈએ અને એકાદ કુદરતી બનાવ આપણી નજરે પડે એટલે તેને લગતી એકાદ વાર્તા બાળકોને આનંદમગ્ન જરૂર જ કરે. એવી વાર્તાઓનો સમય જ્યારે બાળકો વનમાં કે બાગમાં, દરિયાકિનારે કે નદીકિનારે, ડુંગરોમાં કે ખીણોમાં રખડતાં હોય ત્યારે જ આવી લાગે છે. એ વખત ચૂકનાર શિક્ષક વાર્તાને ચૂકયો છે એમ સમજવું. નાનામોટા પ્રવાસોમાં આવી વાર્તાઓ કહેવાનો સમય અનેક વખત હાથ લાગી જાય છે. કૌચાના ઝાડને જોઈને મિયાં અને હિંદુની વાર્તા સહેજે કહેવાય જાય. એકાદ માધાવાવ કે રાણકદેવીની દેરી જોઈને બે ઐતિહાસિક દંતકથાઓ સારો શિક્ષક જરૂર જ કહે.

દરિયાકિનારે ફરતાં ફરતાં 'વોટર બેબીઝ' નામના પુસ્તકમાં લખેલી વાર્તાઓ જેવી કે એની જ વાર્તાઓ આપણે કહી શકીએ. કલ્પિત વાર્તાનો પ્રદેશ છોડીને આપણે વિજ્ઞાનની વાતો લઈએ એટલે તો આવાં પર્યટનો વાર્તાઓથી છલકી ઊઠે. રસ્તામાં એકાદ સુગૃહીનો માળો જોયો તો સૂઘરી અને વાંદરાની વાત તો જરૂર ચાલે; પણ તેથી આગળ વધીને આવી જાતનાં ઘર બનાવનારાં પક્ષીઓની વાતો પણ ચાલે. ખિસકોલાં અને ઊધઈનાં ઘરો

ઉપરથી આપણે આપણાં મિત્ર પ્રાણીઓ અને અમિત્ર પ્રાણીઓની વાર્તાઓ ચલાવીએ. એકાદ કોલ્હુ દોડતું જોવામાં આવે તો એક મોટું ભાગવત ભરાય એટલી બધી કોલ્હાની વાર્તાઓ ચલાવી શકીએ. પર્યટનો ભૂગોળની વાતોનો પણ પૂરેપૂરો અવકાશ આપે. દરિયાપારની વાતોમાં ચીનાનાં ચપટાં નાક અને લાંબા ચોટલાની વાતો ઓછી આકર્ષક ન લાગે. કાળા કાળા અને નાગા નાગા હબસીની વાતો રાક્ષસોની વાતોને પણ હઠાવી દે. કોઈ રસ્તે કોઈ ભૂત રહેતું હોય તો એની વાતો ચાલે તો કોઈ રસ્તે કે ઝાડ તળે બે બહાદુરો લડીને મૂઆ તેના પાળિયાની વાત ચાલે તો વળી કોઈ ગામડાને પાદરે ચરમાળિયાને ઓટલે કેટલીયે નાગબાપાની અને મંત્રજંત્રની વાર્તાઓ ચાલે. આવી આવી વાર્તાઓ ભેગી કરીને પ્રસિદ્ધ કરીએ તો કેટલીયે રાસમાળાઓ છપાઈ જાય. એકાદ ટેકરા ઉપર બેસીને શિક્ષક પૃથ્વીની, નદીની, ડુંગરાની, સૂર્યની, ચંદ્રની કેટલી યે અદ્દ્ભુત વાતો કહી નાખે. આવી વાર્તાઓનો સમય કયો હોઈ શકે તે આટલા લખાણથી સમજી શકાય તેવું છે.

કેટલીએક વાર્તાઓ પ્રસંગાનુસારી હોય છે. એકાદ પ્રસંગ ઊભો થાય કે વાર્તાઓની પરંપરા છૂટવા જ માંડે. એકાદ સ્થળે ચોરી થાય તો ચોરોને કેવી રીતે બહાદુરીથી અથવા યુક્તિથી હઠાવ્યા તેની વાતો એમ ને એમ જ ચાલે. કેટલાએક લોકો ચાલતી આવેલી વાતો કહેવા મંડી પડે તો કેટલાએક લોકો આપવીતી હકીકતોને એવી સરસ રીતે મૂકે કે તે એક સુંદર વાર્તા જ થઈ જાય. શેરીમાં સાપ નીકળ્યા પછી અરધો કલાક કે કલાક સાપની વાતો ચાલે જ ચાલે. એકાદ બાળક બીએ એટલે ભૂતોની વાતોનો પાર જ ન રહે. એ તો એક પછી એક સૌને સાંભરતી

જ જાય. કોઈ વાર એવો મોકો જ આવી લાગે છે. બસ એ મોકા ઉપર જે વિષય ઉપર વાર્તા ચાલી તે ઉપર ચાલી; પછી એનો પાર જ ન આવે. શિક્ષકો હંમેશાં પ્રસંગાનુસાર વાર્તાઓ કહેવાના ભારે શોખીન ગણાય છે. પણ એમની પ્રસંગાનુસારી વાર્તાઓનું ક્ષેત્ર એકદમ મર્યાદિત હોય છે. મોટે ભાગે એમની વાતો શિક્ષણને લગતી કે ચારિત્ર્ય ઘડનારી કે ધર્મનીતિ ભરેલી હોય છે. પ્રસંગ આવ્યે વાર્તા કહેવાનું શિક્ષકભાઈઓ ભાગ્યે જ ચૂકે છે. એકાદ વિદ્યાર્થીએ ભૂલ કરી તો એવી ભૂલનાં કેવાં પરિણામો આવે છે તેની એકબે વાતો શિક્ષકભાઈના ખીસામાંથી નીકળી જ પડવાની. કોઈ વિદ્યાર્થીએ સમયસૂચકતાની વાત કાઢી તો શિક્ષક તેને બેચાર વાતો સંભળાવે જ. ઘણીવાર પાઠેપાઠે પાઠ સમજાવવા માટે કે તે રસિક કરવા માટે પણ સારો શિક્ષક વાર્તાને વાપરે છે. આ બધી પ્રસંગાનુસારી વાર્તાઓ સમયપત્રકને કે ઋતુપત્રકને કે તહેવાર-પત્રકને અધીન નથી; એ તો જ્યારે જોગ મળે ત્યારે કહેવાય તેવી છે.

કેટલીએક વાર્તાઓ એવી છે કે જ્યારે કહીએ ત્યારે કહેવાય. તેનો અર્થ એવો નથી કે તે જ્યારે કહેવાય ત્યારે શોભે. પરંતુ કેટલીએક શાળાઓમાં જ્યાં અઠવાડિયે કે પખવાડીયે લોકવાર્તાનો સમય રાખવામાં આવે છે, ત્યાં તેને હાજર રહેવું પડે છે. એ સમય લોકવાર્તાનો હોવાથી એમાં લોકવાર્તા કહેવાય છે. એ વખતે થાકેલા વિદ્યાર્થીઓને વાર્તા દ્વારા આનંદ અને આરામ આપવાનો હોય છે. એટલે સમયાનુસારી વાર્તાનો એમાં ખાસ પ્રશ્ન નથી. જે વાર્તા હાથમાં આવી તે વાર્તા જે સમય ઠરાવેલો હોય છે તે વખતે ચાલી શકે છે.

કેટલાએક એવા સમયે જ હોય છે કે જે વખતે વાર્તા

કહેવાય છે. અહીં વાર્તા ઉપરથી સમય પર જવાનું નથી હોતું; અહીં તો સમય ઉપર આધાર છે. ગ્રહણ વખતે લોકો એકઠા થઈને બેઠા હોય પછી એ વખતે જે વાત કે વાર્તા નીકળી તે ખરી. ઘણી વાર સ્મશાનમાં પણ આમ જ ચાલે છે. શરદપૂનમની રાત્રે લોકો ઉત્સવ કરતા હોય એમાં વાર્તા જામી પડે તો જામી પડે. બ્રાહ્મણોનું વળાણું હોય ને પછી બ્રાહ્મણોને ખાઈપીને ચોરે વખત ગુમાવવો હોય ત્યારે વાર્તાનો તોટો નથી રહેતો. નવરા પડેલા માણસો પાસે વાર્તાઓનો એ જ સમય છે કે જ્યારે તેઓ વાર્તા કહેવા અને સાંભળવા નવરા હોય.

વાટે તો અમુક વાર્તાઓ જ ચાલે. જાનના વળાવિયાની વાતો ને છાણ મેળવવા નીકળેલી બે બેનપણીની વાતોનો સમય પંથ છે. પંથ કાપવા માટે ઘણા લોકો વાર્તાઓનું શરણ લે છે. નાનાં બાળકો ચાલતાં ચાલતાં થાકી જાય ત્યારે તેમને વાર્તા કહેવાની યુક્તિ ઘણા માણસો જાણે છે. ભોજાઈને તેડવા દિયર ગયો હોય એ ભોજાઈ પિયરને સંભારી સંભારી ને વાટ બધી રોતી આવતી હોય ત્યારે નાનકડો માયાળુ દિયર ભાભીને નવી નવી વાતો સંભળાવે છે. આ વખતે કેવી વાર્તાઓ ચાલે તે કહેવાય નહિ. પરંતુ એ વખતે પણ વાર્તાકથનનો સમય છે ખરો. આગળના વખતમાં તો પંથે વાર્તા કહેવામાં ચતુરાઈ માનતી. એ સંબંધે એક નાની એવી વાર્તા વાર્તાપ્રકરણોને પંથે કહી નાખું.

એક હતો કણબી. કણબીને એકનો એક જ દીકરો, પણ એ અક્કલનો દુશ્મન !

કણબીને વિચાર થયો કે હું ગામનો પટેલ છું; મારે ઘેર સો સાંતીની ખેડ છે, ઢોરઢાંખરનો પાર નથી ને પાછળ આ દીકરો તો છે સાજાગાંડા જેવો. આનું કેમ કરવું ?

કણબીએ વિચાર્યું કે એને એક ચતુર સ્ત્રી પરણાવું ને જોઉ તો ખરો કે વહુ કાંઈ એને ડાહ્યો કરે છે ?

પછી પટેલે એને સારા ઘરની દીકરી પરણાવી.

થોડા દિવસ ગયા એટલે બાપ અને દીકરો ગામ ચાલ્યા.

બાપે મનમાં વિચાર કર્યો કે લાવને જોઉ તો ખરો કે વહુએ દીકરાને કેવુંક ડહાપણ આપ્યું છે ?

બાપે દીકરાને કહ્યું : "દીકરા ! વાટ કાપને." દીકરાની બુદ્ધિ તો જાડી હતી. દીકરો ગાડામાંથી કોદાળી અને પાવડો લઈને હેઠે ઊતર્યો ને રસ્તો કાપવા લાગ્યો.

બાપ સમજ્યો કે દીકરાની બુદ્ધિમાં કાંઈ ફેર પડયો નથી.

બાપે ગાડું પાછું વાળ્યું. ઘેર આવીને વહુને પિયર મોકલી દીધી, ને દીકરાને બીજે દિવસે બીજી વહુ પરણાવી.

થોડાએક દિવસ ગયા ત્યાં પાછા પટેલ ગાડું જોડીને દીકરાને કહે : "ચાલ આપણે ગામ જઈએ."

દીકરો તો ગાડે બેઠો.

બેત્રણ ગાઉ ગયા એટલે બાપે કહ્યું : "દીકરા ! વાટ કાપને." દીકરો તો ઝડપ કરતો કોદાળી ને પાવડો લઈને ગાડામાંથી હેઠે ઊતર્યો ને રસ્તો ખોદવા લાગ્યો.

બાપના મનમાં થયું કે હજી ભાઈ તો એવા ને એવા જ છે. આ નવી વહુમાં યે કાંઈ વધારે અક્કલ નથી જણાતી.

બાપે ગાડું પાછું વાળ્યું ને બાપદીકરો ઘરે આવ્યા. ઘેર આવીને પટેલે વહુને પિયર વળાવી.

થોડાએક દિવસ ગયા એટલે પટેલે દીકારને ત્રીજી વહુ પરણાવી ને કેટલાએક દિવસ પછી પટેલ દીકરાને ગાડે બેસારીને ગામતરે ચાલ્યા.

ગાડું માર્ગે પડયું એટલે પટેલ દીકરાને કહે : "દીકરા વાટ કાપને."

દીકરામાં કંઈ ફેરફાર થયો ન હતો. એ તો આગળની પેઠે ગાડામાંથી નીચે ઊતર્યો ને રસ્તાને ખોદી સરખો કરવા લાગ્યો.

બાપ કહે : "ચાલો બેટા ! ઘર ભણી." ગાડું વાળીને બાપદીકરો ઘરે આવ્યા. ત્રીજી વહુને પણ પિયર વળાવી.

એમ ચોથી વહુ. પાંચમી વહુ અને છઠ્ઠી વહુ પરણાવી, પણ દીકરો તો એવો ને એવો મૂર્ખો રહ્યો. છેવટે પટેલે એક સારા કૂળની કન્યાને પોતાના દીકરા સાથે પરણાવી.

આ સાતમી વહુ સમજુ ને શાણી હતી. પહેલી જ રાત્રે તેણે પટેલના છોકરાને પૂછયું : "તમને તમારા બાપાએ આટલી બધી બાયડીઓ કેમ પરણાવી, અને બધીયને પાછી એમને પીયર કેમ મોકલી દીધી, એની કાંઈ ખબર છે ?"

દીકરો કહે : કોણ જાણે શું ય છે ! મને તો બાયડી પરણાવે છે ને થોડા દિવસ થાય એટલે બાપા કહે છે કે 'ચાલ દીકરા ! ગામતરે.' ગાડુ બેચાર ગાઉ ભોં જાય છે ત્યાં બાપા કહે છે કે 'દીકરા ! વાટ કાપને.' હું કોદાળી ને પાવડો લઈને રસ્તો કાપવા મંડી પડું છું, પણ ત્યાં તો બાપા કહે છે કે 'ચાલો દીકરા ! ઘર ભણી.' પછી ઘેર આવીને વહુને પિયર વળાવે છે ને નવી વહુ પરણાવે છે. એમ કરતાં કરતાં આ છ વાર તો થયું. હવે પાછા કાલે જ બાપા કહેશે કે 'ચાલ દીકરા ! ગામતરે.' ને રસ્તે જતાં બોલશે કે 'દીકરા ! વાટ કાપ.'

સાતમી વહુ પામી ગઈ કે આ તો આ વરનો જ વાંક છે.

પછી વહુએ કહ્યું કે હવે જ્યારે બાપા 'વાટ કાપ' એમ કહે ત્યારે તમારે વાર્તા કહેવી. વહુએ એને એક વાર્તા પણ શીખવી.

થોડાએક દિવસ થયા એટલે ગાડું જોડયું ને દીકરાને સાથે લીધો.

દીકરો શું કામ કંઈ બોલે ? હવે તો પોતે ડાહ્યો બની ગયો હતો.

ગાડું રસ્તે પડયું. બેચાર ગાઉ ગયા એટલે બાપાએ કહ્યું : "દીકરા ! વાટ કાપ."

બાપ ધારતો હતો કે હમણાં દીકરો કોદાળીપાવડો લઈ રસ્તો ખોદવા માંડશે. પણ ત્યાં તો તે આશ્ચર્યમાં પડયો.

દીકરો કહે : "એક હતો રાજા. એને સાત રાણીઓ."

પટેલ ભેદ પામી ગયો અને ઘેર આવી કામે લાગી ગયો. દીકરો પણ બાપની ચતુરાઈ સમજી જઈ મનમાં ને મનમાં બાપનાં વખાણ કરવા લાગ્યો.

કેટલીએક વાર્તાઓ સ્થાન સાથે જોડાયેલી હોય છે; આ વાર્તાઓને સ્થાનબદ્ધ કથાઓને નામે ઓળખી કશીએ. આ વાર્તાઓ સ્થાનકનો રક્ષક અથવા સ્થાનક પોતે ચોવીશ કલાક કહ્યા કરે છે. એકાદ દેરીની ધજાએ આવી વાર્તા જતાઆવતાને માટે તાજા ને તાજા જ અક્ષરે હરહંમેશ લખાયેલી રહે છે, અને વટેમાર્ગુ તે વાંચ્યા વિના આઘો જતો જ નથી. પાળિયે પાળિયે આવી વાર્તાઓ કોતરેલી છે. કેટલાંએક નાળાંઓએ ભૂતપ્રેતની વાતોનો જાણે ગરાસ રાખ્યો હોય એમ જણાય છે. ઈશાળવા ડુંગર પાસે નીકળો તો દાઢીવાળો ધુંધળીમલ તરત જ ગાડાવાળાના કે સંગાથીના મગજમાંથી નીકળે. વળાથી ચમારડીએ જવા નીકળો એટલે એક ખેતર (મલાવા નામનું) શ્રવણની પિતૃભક્તિ અને વળાના ખરાબ ટીંબાની વાત કહેવા લાગી જાય. એભલવાળાની દેરી એભલની વાત, તળાજાના ડુંગરાની ગુફાઓમાં

રાંકાવાંકા વાણિયાની વાતો, થાન પાસેના વનમાં બાંડિયાબેલીની વાત, વળાની જાળોમાં મામાની વાત દૂણાના તેલમાં સાહસિક વેપારીની વાત તે તે સ્થાનનો મહિમા વર્ણવે છે, સ્થાનનો ઈતિહાસ અને સ્થાનની કીર્તિ ગાય છે. આવી સ્થાનબદ્ધ કથાઓ સાંભળવાનો સમય ચોવીશે કલાકનો છે.

કેટલીએક વાર્તાઓ વ્યક્તિઓ સાથે જોડાયેલી હોય છે. એટલે કે કેટલાએક વાર્તા કહેનારાઓ અમુક જાતની વાર્તાઓ કહેવામાં કુશળ હોય છે. તેઓ ધંધાદારી તરીકે વાર્તા કહેતા નથી. વાર્તા કહેવાનો એમનો શોખ એ જ એમનો વ્યવસાય હોય છે. જેમ કેટલાએક એવા ઉસ્તાદો હોય છે કે જેઓ પોતાની લહેરમાં આવે ત્યારે જ ગાય-બજાવે છે, ને મોજ ન હોય તો મોટા મહારાજાની પણ તમા રાખતા નથી, તેમ જ કેટલાએક વાર્તા કહેનારાઓનું છે. જો રંગે ચડયા તો ચડયા; પછી વાર્તા સાંભળનારા કદાચ થાકે પણ પોતે ન જ થાકે. આવા શોખીનોની વાર્તાનો સમય એટલે તેમની ધૂનનો વખત. એ ધૂનની આપણે રાહ પણ જોવી પડે. આવી ધૂનની વાર્તા ઓહો હોય છે એમાં તો શક જ નથી; પણ એ ધૂનીઓ સહેલાઈથી હાથમાં નથી આવતા એટલું જ ખરાબ છે.

કેટલાએક લોકો એવા હોય છે કે અમુક રંગમાં હોય ત્યારે જ એમની પાસે વાર્તાનું કથન જામે. વાર્તા ગમે તેવી હોય તેની ચિંતા નહિ, પણ એકવાર બાપુએ લહેરે જવું જોઈએ. અફીણની લહેરમાં બાપુઓ જે વાર્તાઓ સાંભળે છે અને જે તેમને કહેવામાં આવે છે એ વાર્તાઓનો સંગ્રહ વાર્તાની એક નવી દુનિયા બનાવે. 'ઈ રોજી ઘોડીની વાત.' કોઈ દી ખૂટે જ નહિ ! બાપુઓના આવા ડાયરાઓની વાત કાંઈ થોડી નથી. એ વાતો પછી ડાયરામાં જ ચાલે; એમાં જ એની ખરી ખૂબી છે. બાપુની વાતોને

સાંભળવાનો ખરો વખત બાપુને અફીણ ઊગે ત્યારે. આને આપણે અફીણઊગી વાર્તાઓ એવું નામ આપીએ તો ભારે ગમ્મત આવે.

દરેક ધંધાવાળાઓ જ્યારે ધંધામાંથી નવરા પડે છે ત્યારે વાર્તા કહેવા બેસે છે. ગરાસિયાઓ શૂરા પૂર્વજોની વાતો ખૂબ લડાવે છે. ગવૈયાઓ પોતાના પૂર્વજ સંગીતશાસ્ત્રીઓની ઓછી બડાઈ હાંકતા નથી. હજામને પણ હજામતના કિસ્સાની વાર્તાઓ હોય છે જ. આરબ અને હજામની વાર્તા હજામ વારંવાર સંભારતા હશે. સોનું ચોરવાની કુશળતાની વાર્તાઓ સોની લોકોએ ખાસ કેળવી હશે. આ બધી વાર્તાઓમાં ધંધાની ખૂબીઓ ને ધંધાદારોની મનોવૃત્તિઓનો ચિતાર હોય છે. આવી વાર્તાઓ ધંધાદારીઓ જ્યારે નવરા હોય તથા તેમને અણોજો હોય ત્યારે તેઓ ખાસ કરીને કહેવાનો લાગ શોધે છે, ને પોતાના ધંધાની હોશિયારી કેળવે છે. આવી વાર્તાઓનો સમય અણોજો કે નવરાશનો દિવસ ગણવામાં હરકત નથી. આવી વાર્તાઓનો 'ધંધાદારીઓની વાર્તાઓ' એ નામનો નવો વર્ગ પાડી શકીએ.

આ ઉપરાંત ખારવાઓ પોતાની વાર્તાઓ કયારે કહે છે તથા માછીમારોનો વાર્તા કહેવાનો કયો વખત છે તે મારી જાણમાં નથી. એટલું તો છે જ કે ઘણી વાર્તાઓને ચોક્કસ સમય ગમે છે જ્યારે ઘણી વાર્તાઓ સ્વચ્છંદી હોય છે; ઘણી વાર્તાઓ પોતાનો સમય બીજા પાસે સ્વીકારાવે છે જ્યારે ઘણી વાર્તાઓ બીજાના સમયને અધીન વર્તે છે. આટલા લખાણથી જાણી શકાશે કે વાર્તાકથનને ખાસ સમય છે પણ ખરો અને નથી પણ ખરો. આટલું વાંચ્યા પછી આ બાબતમાં વાર્તા કહેનારે સ્વતંત્રપણે વિચાર કરી લેવાનો છે.



## પ્રકરણ સાતમું

# વાર્તાનો વિશિષ્ટ ઉપયોગ

વાર્તાકથનના ઘણા ઉદ્દેશો છે. એમાંનો એક ઉદ્દેશ વાર્તાના કથન દ્વારા વિદ્યાર્થીઓને શાળાઓમાં ચાલતા અને અન્ય ઉપયોગી વિષયોનું શિક્ષણ આપવાનો છે. આજે વિષયોના શિક્ષણ માટે શિક્ષણની ભિન્ન ભિન્ન પદ્ધતિઓની યોજના થઈ છે. ઈતિહાસ અને ભૂગોળ કેન્દ્રાનુસારી પદ્ધતિએ શીખવવાં સહેલાં ગણાય છે. ભાષાશિક્ષણમાં પરિચય અથવા પ્રત્યક્ષ પદ્ધતિનો મહિમા ગવાય છે. વિજ્ઞાન જેવા વિષયોમાં સ્વાનુભવ પદ્ધતિને મહત્ત્વ આપવામાં આવ્યું છે. અને બધે ઠેકાણે વ્યાખ્યાનપદ્ધતિ કરતાં પ્રશ્નોત્તરપદ્ધતિનું સ્થાન ઊંચું આંકવામાં આવ્યું છે. આ બધી પદ્ધતિઓમાં આપણે એક નવી પદ્ધતિ ઉમેરી શકીએ, અથવા તો એક જૂનીપુરાણી અને પુરાતન કાળની એકની એક જ પદ્ધતિને આપણે પાછી તાજી કરી શકીએ. આ પદ્ધતિને 'વાર્તાકથનપદ્ધતિ' એવું નામ આપી શકાય. ચારે ધામ કરી આવેલી ડોશી વાર્તાકથન દ્વારા પોતાના ગામનાં નાનાં બાળકોથી માંડી ડોસાંડગરાં સુદ્ધાંને ભૂગોળનું જ્ઞાન આપતી. ડોશી પ્રાંતો અને તેનાં મુખ્ય મુખ્ય શહેરોની નામાવલિ

ન બોલતી; ઉત્તરમાંથી દક્ષિણમાં ને દક્ષિણમાંથી ઉત્તરમાં વહેતી નદીને નોંધાવતી ન હતી, અથવા પશ્ચિમે સિન્ધુ આવી ને ઉત્તરે હિમાલય આવ્યો એમ પણ ગણાવતી ન હતી. એ તો પ્રવાસમાં પોતે જ અનુભવેલાં પોતાના નવાં નવાં અને અદ્ભુત વીતકોને ભારે ગંભીરતાથી લલકારી લલકારીને કહેતી. કોઈ વાર એકાદ લાહોરી ઠગારાએ લાહોરની ધર્મશાળામાં એને કેવી રીતે ઠગવાની કોશિશ કરી અને પછી કેવી રીતે પોતે પોતાની ચતુરાઈથી એના પંજામાંથી છટકી ગઈ એની, તો કોઈ વાર પંથે ભેગી થયેલી ને શરમ છોડીને સાધુને વેશે નીકળી પડેલી કોઈ મીરાંની, તો કોઈ વાર કાશીની બજારની ને દિલ્હીના કિલ્લાની વાતો કરતી, અને તેમાં કલ્પિત વાર્તાઓ કરતાં પણ વધારે રસ જમાવતી. અમારા પાડોશમાં કેસર ડોશીનો કુરણો રહેતો. એ માતા બહુચરાનો ભક્ત હતો. દેશપરદેશ તે ફરતો, દોરાધાગા કરતો અને બાર મહિને બે વર્ષ ચાલે તેટલું લઈને ઘેર આવતો. એ જ્યારે ઘેર આવતો ત્યારે અમે બધા એની આસપાસ એકઠા થતા. કુરણો કંઈ કંઈ નવી નવી ચીજો લાવતો. કાશીની પીતાંબરનું, નાશિકના લોટા અને અખબારોનું, ગંગાજીની લોટીઓનું ને એવી ઘણી ચીજોનું પ્રદર્શન અમે નિહાળી નિહાળીને જોતાં. એકે એક વસ્તુ સાથે અદ્ભુત વાર્તાઓને ટકોર મારે એવી એના અનુભવની વાતો હતી. નાશિકના ભૂતની વાત તો હજી એવી ને એવી મારા કાનમાં સંભળાય છે, અને ત્રીશ વર્ષે પણ એ વાર્તાના 'હુંબક હુંબા' 'હુંબક હુંબા' શબ્દો એવા જ તાજા છે. અમે ભૂગોળમાં ઘણું ભણ્યા ને ઘણું ભૂલ્યા તે જોતાં આ કુરણાની વાતોમાંથી તો જેટલું ભણ્યા તેટલું બધું યાદ રાખ્યું, એ જ આવી વાતનો મહિમા સિદ્ધ કરે છે. આ વાર્તાઓ પરીઓ કે રાક્ષસોની ન હતી. આ તો માણસના

જીવતા જાગતા અનુભવની વાતો હતી. પરંતુ જે વાત અદ્ભુત છે તે પછી ખરી હોય તોપણ એક પરીની વાત જેવી જ મોહક છે, સુંદર છે ને આકર્ષક પણ છે.

આખું મહાભારત અમે માણભટને મુખેથી સાંભળેલું. શો એનો રસ ! રાતના બાર ઉપર એક વાગ્યા સુધી માણભટની માણના રણકારા વાગે ને અમે બધા ફાટી આંખે ને ઉઘાડે કાને મહાભારતમય બની જઈને. અમને ખબર ન પડે એમ ને ફરતા સમાજશિક્ષક માણભટે અમને આખું મહાભારત વાર્તાકથન-પદ્ધતિથી એવું શિખવાડ્યું છે કે એમાંની વાતો આજે વધારેમાં વધારે યાદ છે; યાદ છે એટલું જ નહિ પણ એવી ને એવી તાજી છે ને એવીને એવી એની છાપ છે ! અમને શૂરાતનનો વિચાર આવે છે ત્યારે અમે 'મારો મારો એમ સંભળાય; ધરતી લાગતી ધ્રૂજવા ને ઊથલપાથલ થાય !' એમ બોલવા લાગી જઈએ છીએ. આ વખતે માણભટનું રુદ્રરૂપધારી મોં, એનાં ક્રોધયુક્ત ભવાં ને ફાટતી આંખોની સાથે કપાળની કરચળીઓ નજરે તરે છે. આજે પણ આટલું જાણ્યા પછી લાગે છે કે માણભટ વાર્તાકથનનું શાસ્ત્ર વધારે જાણતો; એની વાર્તા મારી વાર્તા કરતાં વધારે સફળ થતી. ચોરામાં કાઠીગરાસિયાનાં પરાક્રમની વાતો ઈતિહાસની જ વાતો હતી. સાચીખોટી રાસમાળા એવી જ વાર્તાઓને આભારી છે, અને હજુ પણ પુરાતત્ત્વકોને માટે આ ક્ષેત્ર એટલું જ વિશાળ છે. બારોટો ગરાસિયાઓને તેમના પૂર્વજોનાં પરાક્રમો અને વંશાવળી શૂરાતનની વાતો સંભળાવીને જાણે કે શીખવતા. આમ જ ઈતિહાસ કર્ણોપકર્ણ ચાલતી કથાથી પેઢી દર પેઢી ઊતરતો, ને લોકો શિક્ષિત રહેતા. આજે પ્રેમાનંદનું ઓખાહરણ વિદ્યાર્થીઓને ગોખવું પડે છે. ઘેલા શુકલ ચૈત્ર માસ

આવે એટલે પોતાના ઘરના કરા પાસે પોથી લઈને બેસતા અને અમારી શેરીનાં માણસો ઓખાહરણ સાંભળવા એની આસપાસ એકઠાં થતાં. વ્યવસ્થા એની મેળે જ જળવાતી. ઓખાહરણ એ એવું તો સરસ ગાય ને એની વાર્તા એવી તો સરસ કરે કે અમે ઊંઘ ખોઈને, નિશાળના પાઠ પણ પડતા મૂકીને અમે ઘણી વાર તો છાનામાના ઘરમાંથી માબાપને ખબર ન પડે તેમ નીકળી જઈને કથા સાંભળવા બેસતા. અમારામાંના તોફાનીમાં તોફાની છોકરા પણ શુકલ ગાય ત્યારે ચૂપાચૂપ. ઘેલા શુકલ કથા સંભળાવતા હતા એટલું જ ન હતું, પણ પ્રેમાનંદે કથામાં મૂકેલા રસ ચખાડતા હતા. એ રસાસ્વાદની સ્મૃતિ જ આજે આટલું લખવાને પ્રેરી રહી છે. ભાગવતની કથા (સપ્તાહ) એ પણ લોકવાર્તાઓનો મોટો સમૂહ છે. આખું ભાગવત વાર્તાકથન-પદ્ધતિથી અનેકને આજે યાદ છે. સાત સાત દિવસ સુધી લોકો અવિશ્રાંતપણે ભાગવત સાંભળે છે એમાં ધર્મભાવના કરતાં યે વાર્તારસનું પ્રાબલ્ય અધિક છે. શ્રાવણ માસમાં ચાલતી આપણી પૌરાણિક કથાઓનાં શ્રવણો આજની નિશાળોના લોકવાર્તાના વર્ગો સાથે સરખાવી શકાય. ધર્મને લગતી બાબતો પણ લોકોને વાર્તા દ્વારા આપવાની આ યોજનામાં પ્રજાના શિક્ષકોની સમાજમાનસ જાણવાની શક્તિનું દર્શન થાય છે. ચાતુરી શીખવવા માટે તો પંચતંત્રની વાર્તાઓ ખાસ યોજવી પડી હતી. આમ જ અનેક વિષયો શીખવવા માટે અને સમાજની રુચિ કે અરુચિ કેળવવા માટે વાર્તાઓ શિક્ષકનું કામ કરતી.

આજે પણ આપણે વાર્તાઓ દ્વારા ઘણા વિષયો શીખવી શકીએ અથવા ઘણા વિષયોના જ્ઞાનનો માર્ગ ઉઘાડો કરી આપી શકીએ. વાર્તાઓનો ભંડાર તપાસીએ તો એમાં કંઈ કંઈ જાતની

વાર્તાઓ પડેલી છે. ભંડારમાં કલ્પિત વાર્તાઓ છે તેમ સાચેસાચી ઘટનાની વાર્તાઓ પણ છે; ભંડારમાં વિજ્ઞાનની વાતો છે તેમ ધર્મની વાતો પણ છે; એ ભંડારમાં કલાની વૃત્તિને જગાડનાર વાર્તાઓ છે તેમ કલાની કદર કરતાં શીખવનાર વાર્તાઓ પણ છે; એમાં સાહિત્યનો આત્મા જગાડનારી વાતો છે તેમ જ ઈતિહાસભૂગોળને રસિક બનાવનારી વાતો પણ છે. પણ આ વાર્તાઓનો આપણે શિક્ષણની દૃષ્ટિથી ઉપયોગ કરી શકીએ છીએ.

વાર્તાઓ એટલે કલ્પિત વાર્તાઓ જ એમ સમજવાનું નથી. જેમાં વાર્તાના અંશો છે તે બધી હકીકતોના સમૂહો તે વાર્તાઓ જ છે. ઈતિહાસની હકીકતો ભૂતકાળની વાર્તાઓ છે; ખગોળની હકીકતો આકાશની વાર્તાઓ છે; ભૂસ્તરની હકીકતો પૃથ્વીના પડની વાર્તાઓ છે. પૃથ્વી કેમ થઈ, તેના ઉપર વનસ્પતિ, પ્રાણીઓ અને મનુષ્યો કેવી રીતે આવ્યાં, ચંદ્ર અને મંગળ પર કેવી સ્થિતિ હશે વગેરેને લગતી વાતો પરીઓની વાતો કરતાં કાંઈ ઓછી અદ્‌ભુત કે ઓછી રસિક નથી. 'પાઘડી અને તોરા'ની ને 'ત્રણ રાક્ષસો'ની વાતો આપણને પરીઓની વાર્તાથીયે વધારે ગમી હતી. વાતપ્રવાહ, ઉદકપ્રવાહ અને વરાળિયો કાંઈ જેવાતેવા બળવાન રાક્ષસો નથી કે જેની વાતો સાંભળતાં આપણાં રૂંવાડાં ઊભાં ન થાય. રેશમની ઉત્પત્તિની કે ઊધઈના પરાક્રમની, કીડીના કોઠારની કે એકાદ જનાવરના ફૉસિલની વાત કાંઈ ઓછા ચમત્કારભરી નથી. ટૂંકમાં એમ કહીએ તો કાંઈ વધારે પડતું નહિ ગણાય કે આ આખું જગત અને તેના ચમત્કારો એક મહાન અને અદ્‌ભુત મહાકથા કે મહાભારત છે. પાંડવકૌરવોના મહાભારતથી યે આ મહાભારત મોટું છે. આ ભારતની કથા અનંત છે. આમાં

ભીમ જેવા મોટા હિમાલયની કથા છે ને ભીમના એકાદ સાધારણ સારથિ જેવા ક્ષુદ્ર મામણમૂંડાની પણ કથા છે. પક્ષીઓ પોતાની ઉત્પત્તિની એક મહાકથા કહી રહ્યાં છે; પશુઓ પોતાની ઓલાદના ઈતિહાસની એક અજબ કાદંબરી સંભળાવી રહ્યાં છે; ફૂલો ને ઝાડો પોતાના વૃત્તાંત પોતાના ચહેરા પર લખીને આપણે રસ્તે જ સામે ઊભેલા છે. આપણે વનસ્પતિશાસ્ત્રમાં વાર્તાઓ લાવી શકીએ ને પ્રાણીવિદ્યાના અભ્યાસમાં પણ વાર્તાઓ લાવી શકીએ. સસલાંઓ આટલી બધી જાતનાં કયાંથી થયાં એ વાર્તા સાત સમુદ્રની પેલે પારથી અમૃત લાવવાની વાર્તા કરતાં ઓછી ભવ્ય નથી. આ બધાં જાત જાતનાં અને રંગબેરંગી કબૂતરોનો વડવો એક જંગલી કબૂતર કેવી રીતે હતું અને આપણા બધાનો વડવો એક વાનર કેવી રીતે હતો, એની લાંબી લાંબી કથામાં કાંઈ ઓછી ચમત્કૃતિ કે કાંઈ ઓછી અદ્‌ભુતતા નથી.

આપણે આવા બધા વિષયો આવી વાર્તાઓ દ્વારા શીખવી શકીએ. આપણી ઘણી હકીકતોને વાર્તામાં ગૂંથી દઈને વિષયોને ખૂબ ખૂબ રસિક કરી શકીએ.

આપણે સાહિત્ય પ્રત્યે વિદ્યાર્થીઓમાં અભિરુચિ ઉત્પન્ન કરવી હોય તો જે વાર્તાઓ સાહિત્યની દૃષ્ટિથી પૂર્ણ છે તે તેમને કહી સંભળાવીએ. વાર્તાઓ સ્વતઃ જ સાહિત્ય હોય એ એક પ્રકારની સામગ્રી છે, જ્યારે સાહિત્યની દૃષ્ટિને પોષે એવી હકીકતો વાર્તારૂપે ગોઠવવી ને વાપરવી એ બીજા પ્રકારની સામગ્રી છે. સાહિત્યકારોનાં ચરિત્રોમાંથી સુંદર પ્રસંગોને વાર્તામાં ગૂંથવામાં ઓછી મજા નથી. સાહિત્યકારોની વિચિત્રતાઓ નાની નાની વાર્તારૂપે વિદ્યાર્થીઓ પાસે મૂકવામાં સાહિત્યના અભ્યાસને પોષણ મળે જ છે. એકાદ ગ્રંથની ઉત્પત્તિનો ઈતિહાસ કે કોઈ

એકાદ ફાટી ગયેલ કે તૂટી ગયેલ પુસ્તકના પુનર્જીવનની કથા ઓછાં પ્રેરક નથી. કેવી રીતે જેલામાં બેઠાં બેઠાં કે વહાણમાં સહેલ કરતાં કરતાં લેખકોએ પુસ્તકો લખ્યાં એની વાતો જેવીતેવી પરીઓની વાર્તા નથી. અમુક પુસ્તકો આજે જે લાખોની સંખ્યામાં વેચાય છે તે જ્યારે ગ્રંથકર્તાને છપાવવાં હતાં ત્યારે ગ્રંથકર્તા ભૂખે મરતો હતો અને ઘરના ભાડાને માટે રાંધવાનાં વાસણો ભાડે મૂકવાં પડયાં હતાં; અમુક ચોપડી સરકારે વારંવાર જપ્ત કરેલી છે છતાં તે પાછી પ્રગટ થયા કરે છે; અમુક ચોપડીઓ રાજસત્તાએ કે ધર્મસત્તાએ કેવી રીતે બાળી નાખી; અમુક ચોપડીઓ એક વાર લખાયા પછી ખોવાઈ કે બળી ગઈ કે ઉંદર ખાઈ ગયા તે પછી ફરી કેવી રીતે લખાઈ કે અધૂરી રહી; અમુક ચોપડીઓ અમુક જણે લખી પરંતુ અમુક જણે યુક્તિથી પોતાને નામે છપાવી મારી; આ અને આવી એકેએક વાર્તા સુંદર સાહિત્ય રુચિ કેળવનારી અને માહિતી આપનારી છે. સાહિત્યના અભ્યાસીને છાપકળાના ઈતિહાસની વાર્તા ઓછી રસિક નહિ લાગે. ઋષિમુનિઓ કેવા પદાર્થો પર પોતાનાં પુસ્તકો લખતા તેની ઘણા જૂના સમયની, ધૂળનાં પડ ચડેલી વાતો કાંઈ ઓછી રસમય નહિ થાય. પત્થરનાં પૃષ્ઠની ચોપડી એ એક વાર્તા બને, ઝાડની છાલનાં પાનાંની ચોપડી એ બીજી વાર્તા બને, ને કાગળનાં પાનાંની ચોપડી એ વળી ત્રીજી વાર્તા બને. અત્યારની દુનિયામાં જૂનામાં જૂની કઈ ચોપડી ને છેલ્લામાં છેલ્લી કઈ ચોપડી એ પણ એકાદ વાર્તાનો વિષય છે. એકાદ પાટણના ભંડારની કે એકાદ બળી ગયેલ પુસ્તકભંડારની વાત વિદ્યાર્થીઓ જરૂર એકાગ્ર થઈને સાંભળે જ. આવાં સાધનોની વાર્તાઓ સાહિત્યના વિદ્યાર્થીને માટે ખરેખરી વાર્તાઓ જ છે, અને તે વાર્તાઓ હોવાથી તેને અમૂલ્ય જ્ઞાન આપી શકે છે.

આપણે જેમ સાહિત્ય વિષે કહી શકીએ તેમ સંગીત કે ચિત્રકલા વિષે પણ કહી શકીએ. સંગીતવિષય પ્રત્યે પણ વાર્તાઓથી રુચિ કરાવી શકાય. વાર્તાઓથી આખા વિષયો શીખવી શકાય જ નહિ, અથવા તેવો દાવો વાર્તાશાસ્ત્રનો છે પણ નહિ. સાહિત્ય, સંગીત, કલા અને જ્ઞાનમાત્ર દરેક માણસના પોતાના હૃદયમાં પ્રગટે છે એ ખરું પણ આસપાસની પરિસ્થિતિ માટે વાર્તાને કાંઈ ઓછું અગત્યનું સ્થાન નથી. કુદરતી બક્ષિસ એ મૂળ વસ્તુ છે; પણ જેનામાં મૂળ વસ્તુ ન્યૂનાધિક છે તેના ઉપર પરિસ્થિતિની અસર સુલભ છે. આથી જ વાર્તા દ્વારા શિક્ષણ આપવાની વિચારણા સંભવિત છે.

સંગીતનો પ્રેમ સંગીતના શ્રવણથી ઉદ્ભવે છે. પણ સંગીત સંબંધેની વાતોથી સંગીતપ્રેમની અંકુરિતતા તો સંભાવ્ય છે જ. રાગરાગિણીઓની ઉત્પત્તિની વાતો એક નવું જ અને નિરાળું વાર્તાનું ક્ષેત્ર છે. ગવૈયાની ગાંડાઈ કે ઉપાસનાની વાતો તો અદ્ભુત વાતને પણ ટપી જાય. રમાના બાપની કે એકાદ ખાંસાહેબની સંગીત પાછળની ઘેલછાની એકાદ વાત સંગીતમાં પણ કંઈક છે એમ સમજાવવા માટે તો ગોળીના માર જેવી થઈ પડે છે.

જેમ ઈશ્કની વાતો જુવાન માણસો સાંભળતાં ધરાતા નથી તેમ જેનામાં સંગીતનો છાંટો સરખો ય છે તે આવી ઉસ્તાદોની ઘેલછાની વાતો સાંભળતાં ધરાતા જ નથી. સંગીત પાછળ કેમ ખુવાર થવાયું છે, પ્રભુ પેઠે સંગીતની કેમ પૂજા થઈ છે, તેનાં બ્યાનો ઓછા મનોહર નથી. ઉસ્તાદોના ઉલ્લુપણાની વાતો રમૂજ છે ને બોધક પણ છે. સંગીતના ચમત્કારોની વાતો તો ડોલાવે એવી ને કલ્પિત વાતોને ટકોર મારે તેવી છે. દીપક રાગ ગાતાં

બળી જવાની કે દાહ થવાની અને મલ્હાર રાગ ગાતાં વરસાદ આવવાથી દાહની શાંતિ થવાની વાતોની અદ્ભુતતાની શી વાત કરવી ! ગવૈયાની સ્પર્ધાની વાતો, રાજદરબારમાં ગવૈયાના માનપાનની વાતો, સંગીત કેવી મુશ્કેલીથી શિખાતું તેની વાતો, સંગીતના ઉસ્તાદોની-સંગીતગુરુઓની વાતો, એ બધી વાતો સંગીતનો રસ ઉત્પન્ન કરનારી વાતો છે. એ બધી વાતો સંગીતના શિક્ષણને ઉપકારક છે. વળી આપણે બીનનો ઈતિહાસ કહીને, હારમોનિયમના દેશના સંગીતના ખબરો આપીને કે જલતરંગ કેમ ગોઠવાય છે તેની માહિતી દઈને પણ સંગીતનો શોખ કેળવી શકીએ. આ બધું વાર્તારૂપે કહેવામાં ખરી મજા અને લાભ છે. દરેક માણસ સંગીતમાં કુશળ ન થઈ શકે, પણ દરેક માણસને સંગીતની કદર કરતો તો બનાવી શકાય. આવી જાતના શાળાના વાતાવરણમાંથી કંઈ નહિ તો સંગીતની કદર બૂજવાની શક્તિ તો માણસમાં આવે જ.

ઈતિહાસ પોતે વાર્તા જ છે. વાર્તારૂપે ઈતિહાસ શીખવવો જોઈએ એમ કહેવામાં કંઈ નવીન કહેવાનું જ નથી. છતાં આજે જ્યારે પુસ્તકો વધી પડ્યા છે, ને ઈતિહાસનાં પાઠ્યપુસ્તકો હાથમાં લઈને શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઈતિહાસ ગોખાવી ને ગોખી રહ્યા છે, ત્યારે તો આપણે ઈતિહાસ શીખવવાની પુરાતન રીતિને સંભારવી પડે છે. છાપખાનાના દિવસો ન હતા ત્યારે ઈતિહાસ તો વાર્તાઓમાં જ રહેતો અને વાર્તાઓ મારફતે એક માણસ પાસેથી બીજા માણસ પાસે જતો. આજે પણ ગામડાના અશિક્ષિત લોકો ચોરે બેઠાં બેઠાં કે વાસુ ગયા હોય ત્યારે ખેતરને શેઢે સૂતાં સૂતાં જુનાપુરાણા ઈતિહાસને વાર્તા દ્વારા તાજો રાખ્યે જાય છે. વાર્તા દ્વારા મળેલો ઈતિહાસ પુસ્તકોથી ભણેલા ઈતિહાસથી

વધારે ચિરંજીવ રહે છે એનાં દષ્ટાંતો આપણાં રામાયણ, ભારત અને ભાગવતાદિ પુરાણો છે. લોકો એ મોટાં કાવ્યો અને ગ્રંથોની વાતો એમ ને એમ પોતાની પાસે મુખપરંપરાએ સાચવી રહ્યા છે તેનું કારણ વાર્તા છે. ઈતિહાસ માટે વાર્તાને શોધવા જવું પડે તેમ નથી. બાબરના એકાદ જીવનપ્રસંગને વાર્તામાં મૂકો એટલે વિદ્યાર્થીને બાબર કોણ હતો, તેણે શું કર્યું હતું, વગેરે જાણવાની ઈચ્છા થાય છે. 'તાજ'ની વાર્તા તો કોઈ પરીની વાર્તા કરતાં યે ચડી જાય એવી છે. 'અશોકના શિલાલેખ'ની વાર્તામાં એક કુશળ શિક્ષક કેટલો યે ઈતિહાસ ભરી શકે. ગિરનાર ઉપર ઊભાં ઊભાં કાઠિયાવાડના ઈતિહાસની એક સો વાર્તાઓ સંભળાવી શકાય. વઢવાણનું સ્મશાન કે રાણકદેવીનું દેરું આખો રા'ખેંગારનો ઈતિહાસ કહી સંભળાવે. શિહોરનો 'બ્રહ્મકુંડ' સિદ્ધરાજના રાજની કથાનું બારણું ખોલી આપે. આપણે કાઠિયાવાડની વાર્તા માટે આવી યાદી કરવી જોઈએ :- બ્રહ્મકુંડ, શંકરનું લિંગ કોણે તોડયું? લોલિયાણાનો મિનારો, તળાજાની ગુફામાં, મોર સંધવાણી, મૂળુમાણેક, પીરમનો મોખડાજી, હમીરજી ગોહેલ, માધાવાવ, ગીરના જંગલમાં, બરડાના ડુંગરા ઉપર, ચાંચના રૂખડા નીચે, વગેરે વગેરે.

હલામણ જેઠવો અને સોનકંસારીની, હોથલપદમણી અને લાખા ફુલાણીની, વીજાણંદ અને શેણીની, રા'મંડલિક અને નાગભાઈની કે જસમા ઓડણ અને સિદ્ધરાજની, એવી અનેક વાર્તાઓ ઈતિહાસનું જીવંત સ્વરૂપ જ છે કે કાંઈ બીજું ? કાઠિયાવાડમાં કાઠી ક્યાંથી આવ્યા, ભીલો પહેલાં ક્યાં વસતા હતા, નાગરોનાં ઘરો ઘોઘામાં વધારે શા માટે છે, દ્વારિકા અને શેત્રુંજો તથા ગિરનાર ને પ્રભાસપાટણ યાત્રાનાં ધામો ક્યાંથી

થયાં, એ બધી હકીકતો સુંદર સુંદર વાતો દ્વારા ઈતિહાસ જ રચી રહી છે ને ?

ભૂગોળની વાતો આમ જ આપણે શોધી કાઢીએ ને વિદ્યાર્થીઓને એમાં રસ લેતા કરી શકીએ.

આપણે બાળકમાં કુદરતનો પ્રેમ વાર્તા દ્વારા ખૂબ જગાડી શકીએ. અત્યારે તો જાણે કુદરતને અને આપણાં બાળકોને કશો સંબંધ જ નથી. તેઓ નથી જાણતાં વનસ્પતિઓની જાતો કે પ્રાણીઓની ઓલાદો; નથી તેમને નદીઓના, સરોવરોના, ડુંગરોના કે જંગલના ભેદોની ખબર કે નથી તેમને આકાશપાતાળ ના ગર્ભમાં શું શું ભરેલું છે તેની કશી માહિતી. તેઓ એકલાં પુસ્તકોને પિછાને છે; અને તેમાં જે લખેલું છે તેને શાસ્ત્રવાકય માની તેટલાથી સંતોષ માને છે. કુદરતની વાતો પણ કાંઈ થોડી નથી. કલ્પિત વાર્તાનો તોટો નથી તેમ સાચી વાર્તા બનાવવાનાં સાધનો પણ કાંઈ ઓછાં નથી. કલ્પિત વાર્તા વડે કુદરત તરફ બાળકનું લક્ષ ખેંચાય છે, તેના તરફ સમતા અને મમતા વધે છે, જ્યારે ખરી વાર્તાઓ સાંભળવાથી બાળક કુદરતને પિછાની શકે છે - કુદરતનું તેને જ્ઞાન થાય છે. 'હારના મોતીની જીવનકથા' માં કેટલી બધી દરિયાની વાતો કહેવાઈ જાય ? 'આપણા જમીનમાં રહેનારા દોસ્તો'ની વાતમાં આપણે કેટકેટલી જાતનાં જીવડાંની વાતો કહી નાખીએ ? 'મધનું ટીપું'ની વાતમાં આપણે મધમાખોના આખા જીવન વિષે વિદ્યાર્થીઓને કેટલું બધું જાણવા જેવું આપી શકીએ ? 'ગુલાબની મુસાફરી'ની વાર્તા, દરિયાનાં બાળકોની વાતો, હવાના રાજાઓની વાતો, આપણાં શરીરમાં રહેનારાંની વાતો, એવી એવી વાતોથી કુદરતને લગતા વિષયો આપણે બાળકો પાસે રજૂ કરી શકીએ. પથ્થરની વાર્તામાં તો

આખું ભૂસ્તર આવી જાય. પૃથ્વીનાં બચ્ચાંની વાત કહેવા બેસીએ તો આપણો એક ચંદ્ર અને શનિના આઠ ચંદ્રોની વાર્તા પણ કહી નાખીએ. 'એક મચ્છરે કરેલો કેર' એવી વાર્તામાં આપણે મેલેરિયા, ડેન્ગ્યુ વગેરે જાતના તાવની વાતો કહી દઈએ. એક માખીના પરાક્રમની વાતમાંથી આપણે કેટલા યે આરોગ્યના નિયમો બાળક સમક્ષ રજૂ કરી શકીએ. બાળકોને વાર્તાઓ ગમે છે; સીધીસાદી વિજ્ઞાનની વાતો તેમને ન ગમે એ સ્વાભાવિક છે. આપણને જ્યારે વિજ્ઞાનની વાતો ગમવા લાગે છે ત્યારે આપણે બાળક મટી જઈએ છીએ, પણ જ્યાં સુધી આપણે અદ્‌ભુત વાતોના શોખીખ રહીએ છીએ ત્યાં સુધી આપણે બાલ્યાવસ્થાને ઓળંગી ગયેલા હોતા નથી. બાળકોને વાર્તાના વસ્તુ સાથે ઓછી તકરાર હોય છે; તેમને તો વાર્તાનો ઠાઠ વાર્તાશાહી જોઈએ. ગમે તો ભૂગોળની કે ગમે તો ખગોળની, ગમે તો પ્રજનનશાસ્ત્રની કે ગમે તો અર્થશાસ્ત્રની; ગમે તે વાત તમે વાર્તાના ઠાઠમાં ગોઠવીને કહો તો બાળક તમારી વાત જરૂર સાંભળશે અને તેમાં રસ લેશે. આજે આપણી આસપાસ જે અદ્‌ભુત કુદરત વિસ્તરી રહી છે તેને એકવાર વાર્તાના રૂપમાં ગોઠવો ને પછી જુઓ કે કુદરતનું જ્ઞાન કેટલું સહેલું અને સરળ થઈ જાય છે ! પૃથ્વી ગોળ છે એમ કહીએ ને તેની સાબિતી આપવા બેસીએ તેમાં બાળકને કશો રસ ન આવે. પણ આપણે શરૂ કરીએ કે "એક હતો વહાણવટી. તે કહે: 'સામે પૃથ્વીને અડતું આકાશ દેખાય છે તેને અડું.' તે વહાણ લઈને ચાલ્યો. આકાશ સામે નજર રાખીને વહાણ હંકાર્યે જ જાય. ઘણા દિવસ થયા એટલે વહાણ તો જમીનને કાંઠે આવ્યું ને આકાશ તો દૂરનું દૂર જ રહ્યું. પછી તે જમીન પર સીધી નજર રાખી ચાલવા લાગ્યો. કેટલાં યે જંગલો વટાવી ગયો, કેટલા યે

દરિયા તરી ગયો, કેટલા યે ડુંગરા ઓળંગી ગયો, પણ આકાશ તો સામેનું સામે ને દૂરનું દૂર જ ! એમ કરતાં કરતાં એક દિવસ તે પોતાને ગામ આવી પહોંચ્યો. પોતાનું જ ઘર ને પોતાનો જ દરિયાકાંઠો ! તેને થયું કે આ તે આમ કેમ બન્યું હશે ? પછી થઈ શોધ કે પૃથ્વી ગોળ છે." આવી ઘણી વાર્તાઓ ગોઠવી દેવાય. જેમાં વિષયનું સત્ય હોય ને બીજી હકીકતો બનાવટી કે કલ્પિત હોય એવી વાર્તાઓ જોડી પણ કઢાય. ભૂગોળના વિષયને લગતી એક વાર્તા કાકાસાહેબે બનાવી છે. મજેની વાર્તાની વાર્તા ને ભૂગોળનું જ્ઞાન. 'અમે જ્યારે નાના હતા ત્યારે' એમ કહીને કેટલી યે વાર્તાઓ જાત જાતના વિષયો ઉપર કહી શકાય. ટૂંકું આયુષ્ય અને લાંબા આયુષ્યવાળાં ઝાડો માટે અભિમાની ભીંડા એ ગંભીર વડની પ્રચલિત વાર્તા કહી શકાય. આવળના ઉપયોગ માટે, "આવળને એકવાર પોતાનાં ફૂલોનું અભિમાન થયું તેથી પરમેશ્વરે તેને ચમારકુંડમાં બોળી." એ વાર્તા કહી શકાય. મને વિજ્ઞાનનું જ્ઞાન થોડું તેથી મારે તો વાર્તા જોડી કાઢવી પડતી. 'પાટલા'ની વાર્તા કહીને જંગલની અંદરનાં મોટાં ઝાડો, તે કાપવાનું કામ ને તેનાં લાકડાં નદીમાં તરતાં મૂકે તે હકીકત કહેતો અને સુંદર રસિક વાર્તા બનાવતો. કોઈ વાર ઈંટની તો કોઈ વાર પથ્થરની વાર્તા કહેતો અને તે કેમ બને છે તેની માહિતી રસપૂર્વક આપતો. આપણામાં તો એવી વાર્તાઓના સંગ્રહો નથી, પણ અંગ્રેજીમાં એવાં સંગ્રહો જથ્થાબંધ છે. એવા સાહિત્યની તો એક જુદી અને વિસ્તૃત યાદી બનાવવાની જરૂર છે.

પ્રજનનશાસ્ત્રની માહિતી આપવા માટે આપણે વાર્તાઓ કહી શકીએ. કલ્પિત વાર્તાઓમાં પણ આ વિષયની વસ્તુ છે. નાગપાંચમમાં, કુમારસંભવની વાર્તામાં અને એવી બીજી

લોકવાર્તાઓમાં પ્રજનનનાં ઊંડાં સત્યો વ્યક્ત થયેલાં છે. વનસ્પતિને ફળો કેમ બેસે છે, જાત જાતનાં સસલાં કેમ થાય છે, કબૂતરોની આટલી બધી જાતો કેમ છે, ઈન્ડામાંથી બચ્ચાં શાથી નીકળતાં હશે, વગેરે બાબતોની વાર્તાથી આડકતરી રીતે બાળકમાં મનુષ્ય-ઉત્પત્તિનો વિચાર આવે છે. ત્યારથી જ પ્રજનનશાસ્ત્રમાં વિદ્યાર્થીનો પ્રવેશ થાય છે.

એવા અનેક વિષયો છે કે જેને વાર્તાઓ દ્વારા આપણે સમજાવી શકીએ અથવા શીખવી શકીએ. મુશ્કેલી માત્ર એટલી જ છે કે હકીકતોમાંથી શિક્ષકને વાર્તા બનાવી લેતાં આવડવી જોઈએ. વાર્તાનાં તત્ત્વો કયાં કયાં કહેવાય તે જો શિક્ષક જાણતો ન હોય તો તેનાથી આ કામ બની શકે નહિ. વાર્તાનાં સાચાં રૂપરંગ જ્યાં સુધી વાર્તામાં બાળકને દેખાય નહિ ત્યાં સુધી બાળક તે સાંભળે નહિ. આપણે કહીએ કે "શાહજહાન નામનો દિલ્હીનો બાદશાહ હતો. તેને એક બેગમ હતી. તે ઘણી રૂપાળી હતી. બાદશાહ તેને ખૂબ ચાહતો હતો." આટલું કહીએ ત્યાં તો બાળકોને બગાસાં આવવા લાગે. 'તાજ'ની વાત આમ ન કહેવાય. એ તો એમ શરૂ કરાય કે "એક હતી બાદશાહની બેગમ. એનો દાંત હલવા લાગ્યો." એટલું કહીએ ત્યાં તો બાળકોનું ધ્યાન ખેંચાય. પછી એ દાંતનું શું થયું એ પ્રશ્ન બાળકના મનમાં સહેજે ઊઠે ને આગળ કથા સાંભળવા ઉત્સુક બને. પછી આપણે કહીએ કે એમ કરતાં કરતાં દાંત પડી ગયો. પછી બાદશાહ કહે : "બેગમસાહેબ, બેગમસાહેબ ! આ દાંત ઉપર એક મોટો મોટો મહેલ ચણાવીએ. એવો મહેલ ચણાવીએ કે દુનિયામાં એના જેવો મહેલ બીજો કોઈ ચણાવી જ ન શકે. એવો મહેલ ચણાવીએ કે એમાં લાકડું ક્યાંઈ વપરાય જ નહિ. એકલો આરસ,

આરસ ને આરસ ! એવો મહેલ ચણાવીએ કે એની ચારે કોર મોટો બાગ ને ઠેર ઠેર ફુવારા ને હોજો.' બેગમ કહે : 'તો તો બહુ સારું. મારા દાંતની બહુ સુંદર કબર બની કહેવાય.' બાદશાહ કહે : 'કાલથી જ કામ શરૂ કરાવું છું. લાખો રૂપિયા ખરચી નાખું છું. હું છું દિલ્હીનો બાદશાહ ! મારું નામ શાહજહાન છે તે તો તમે જાણો છો. મારા જેવો રસિક બાદશાહ કોણ થયો છે ?' પછી બાદશાહે મહેલ ચણાવ્યો. પણ એનું નામ શું પાડવું ? બાદશાહ કહે : 'બેગમસાહેબ ! તમારા જ નામે એનું નામ પાડીએ.' બેગમનું નામ હતું મુમતાજ બેગમ. બાદશાહે મહેલનું નામ પાડ્યું 'તાજમહેલ.' આગ્રામાં એ સુંદર મહેલ હજુ ઊભો છે. દેશદેશના મુસાફરો એને જોવા આવે છે. લોકો કહે છે એ તો આ દુનિયાનું સ્વર્ગ છે. એવો એ 'તાજમહેલ' છે. તમે મોટાં થાઓ ત્યારે એ મહેલ જોવા જરૂર જજો."

આપણે જો દેશાભિમાનની વાત કહેવી હોય તો "આપણા ગાંધી નાના હતા ત્યારે આમ આમ કહેતા." એમ ન કહેવાય. 'સાચો મોહન' નામનો વાર્તામાં મહાદેવભાઈએ એવી વાતનો સારો દાખલો આપ્યો છે. મહાપુરુષોના બાલ્યાવસ્થાના કેટલાકએક સુંદર પ્રસંગો બાળકોને રુચે તેવી કક્ષાએ ઊભા રહી વાર્તાના રૂપમાં ગોઠવી કાઢીએ તો તેની અસર સચોટ થાય છે.

વાર્તા દ્વારા વિષયો દાખલ કરવા કે શીખવવા માગતા શિક્ષકે એ વાત કદી ભૂલવાની નથી કે વાર્તાનો મૂળ ઉદ્દેશ વિદ્યાર્થીને આનંદ આપવાનો છે. વિજ્ઞાનની અને એવી બીજી વાતો દ્વારા વિજ્ઞાન વગેરે વિષયો બાળકના મગજમાં ખોસવાના લોભમાં વાર્તાનો આત્મા મરી ન જાય કે બાળકનો આનંદ ઊડી ન જાય તે વાત ખાસ લક્ષમાં રાખવાની છે. કોઈએ એવું પણ ભૂત

પોતાના મગજમાં ભરાવા દેવાની જરૂર નથી કે હરેક વિષય વાર્તા દ્વારા શીખવો જ જોઈએ. વિષયો અનેક રીતે શીખવી શકાય છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં ટાંકણાં જેમ એક પ્રકારનો ઘાટ ઘડવા માટે જુદે જુદે વખતે કામ લાગે તેમ જ જાત જાતની પદ્ધતિઓ પણ શિક્ષણમાં વખતે વખતે કામ લાગે છે. ક્યારે 'વાર્તાકથન શિક્ષણપદ્ધતિ' વાપરવી અને ક્યારે ન વાપરવી એ વિવેકી શિક્ષકના હાથમાં રહે છે. એટલું જ શિક્ષકે સમજવું બસ છે કે વાર્તા એ એક પ્રબળ સાધન છે કે જેને શિક્ષક, શિક્ષણના કાર્યમાં સફળતાથી વાપરી શકે છે. આવી જાતની વાર્તા કહેવાની ઈચ્છા રાખવાવાળા શિક્ષકને શીખવવાના વિષયોનું સારું જ્ઞાન હોવું જ જોઈએ. વાર્તા વણવાનું ચાતુર્ય ત્યારે જ ફલપ્રદ થાય છે કે જ્યારે વાર્તામાં ગૂંથેલું વસ્તુ સાચેસાચું છતાં વાર્તાના વેશમાં હોય છે. જો એમ ન બને તો વાર્તા એક કલ્પિત વાર્તા બની જાય અને તેનાથી વિષયશિક્ષણનો પ્રશ્ન ઊકેલ જ નહિ. બેશક વાર્તાના બીજા લાભો તો વિદ્યાર્થીને હાંસલ થાય જ છે.



## પ્રકરણ આઠમું
# વાર્તા અને નાટ્યપ્રયોગ

છેક નાનાં બાળકોમાં અનુકરણ કરવાની શક્તિ પ્રબળ હોય છે. અનુકરણ કરવું એ સ્વાભાવિક વૃત્તિ છે અને એ જ આ શક્તિનું એક કારણ પણ છે. માને લૂગડાં ધોતી જોઈ બાળક ધોવા ચાહે છે; માને રોટલી વણતી જોઈ બાળક રોટલી વણવા માગે છે; માને ઘર વાળતી જોઈ બાળક વાળવા દોડે છે. આપણે ચાલીએ છીએ, બોલીએ છીએ કે જે કંઈ કામ કરીએ છીએ તે બધું બાળક બારીક નજરે જુએ છે ને તે પ્રમાણે પોતે કરવા લાગે છે. બાલ્યાવસ્થામાં જે અનેકવિધ જ્ઞાન અને શક્તિ બાળક પ્રાપ્ત કરે છે તેને પ્રાપ્ત કરવાનાં ઘણાં સાધનોમાનું એક સાધન બાળકની આ અનુકરણ કરવાની વૃત્તિ છે. આ શક્તિ એક સાધન માત્ર છે. સાધન તરીકે જ્યાં સુધી અનુકરણશક્તિ વાપરવામાં આવે છે ત્યાં સુધી બાળકના વિકાસને અવકાશ રહે છે; પણ જ્યારથી એ શક્તિ સાધન મટી સાધ્ય બની જાય છે ત્યારથી બાળકનો વિકાસ અટકે છે. માણસ જિંદગી સુધી બીજાનું અનુકરણ કર્યા કરે અને પોતાના આંતર હૃદયને અનુસરીને કામ કરી શકે

નહિ, તો આપણે સમજવું કે તેની અનુકરણ કરવાની વૃત્તિને એટલું બધું અસાધારણ પોપણ મળી ગયેલું છે કે તેને પરિણામે અનુકરણવૃત્તિના દબાણથી સ્વયંસ્ફુરિત ક્રિયા કરવાની શક્તિ છેક કચરાઈ ગયેલી છે. અનુકરણ કરવાની વૃત્તિ પ્રેરણા છે; એ પ્રેરણાથી માણસને કુદરતી લાભ મળે છે. પણ કેવળ પ્રેરણાથી મળતા વિકાસ સુધી જઈને અટકી જવું એટલે તો પશુમાંથી મનુષ્ય ન બનવા સમાન છે. આથી જ અનુકરણ કરવાની વૃત્તિના અવકાશને મર્યાદાની જરૂર છે. બાળક બીજાને જ અનુસરે છે તે બાળક પોતાની વૃત્તિને અનુસરતું નથી એમ કહી શકાય; ને જે બાળક બીજાને અનુસરવા ઉપરાંત પોતાને અનુસરતું નથી તેનામાં વ્યક્તિત્વ નથી એમ માની શકાય. કેળવણીનો ઉદ્દેશ માણસને વ્યક્તિત્વ આપવાનો છે, ને અનુકરણશક્તિ કે વૃત્તિનો આ વ્યક્તિત્વ સ્થાપિત કરવા માટે ઉપયોગ કરવાનો છે. આથી જે જે કેળવણીનો પ્રબંધ અત્યંત અનુકરણશીલતાને કેળવવા મથે છે ને તેના ઉપર ભાર આપે છે, તે તે પ્રબંધ બાળકના વ્યક્તિત્વના વિકાસની આડે આવે છે; પણ જે પ્રબંધમાં વ્યક્તિત્વના વિકાસ અર્થે અનુકરણને મર્યાદામાં અવકાશ છે તે કેળવણીનો પ્રબંધ યથાર્થ છે. વ્યક્તિના વિકાસ માટે અનુકરણ હથિયાર અથવા સાધન તરીકે સ્વીકાર્ય છે, પણ વ્યક્તિત્વને સ્થાને અનુકરણનું અધિષ્ઠાન ત્યાજ્ય છે. આપણે અસલ અને નકલનો ભેદ સમજીએ છીએ; આપણે કારકુન અને શેઠનો ભેદ સમજીએ છીએ; આપણે યંત્ર ને ઈજનેરનો ભેદ સમજીએ છીએ. વ્યક્તિત્વ એ અસલ વસ્તુ છે, અનુકરણ નકલ છે; વ્યક્તિત્વ શેઠ છે, અનુકરણ કારકુન છે; વ્યક્તિત્વ ઈજનેર છે, અનુકરણ યંત્ર છે.

કેળવણીમાં અનુકરણનું આવું સ્થાન આંકયા પછી આજે

એ વૃત્તિને કેવી જાતનો અવકાશ છે તે જોઈએ. બાળક માતા પેઠે કરવા દોડે છે ત્યારે તે તેને તેમ કરવા દેવાની ના પડે છે; બાળક પિતા જેમ કરવા દોડે છે ત્યારે તે તેને તેમ કરતાં રોકે છે; આપણે જેમ કરીએ છીએ તેમ બાળકને કરવા દેવું માબાપને પાલવતું નથી કારણકે એથી માબાપને પોતાનું કામ છોડી બાળક પ્રત્યે ધ્યાન આપવામાં રોકાઈ રહેવું પડે છે, બાળકને હાથે બનતા કામથી થતું નુકશાન સહેવું પડે છે, અને બાળકના અપૂર્ણ કામથી તેમને સંતોષ માનવો પડે છે.

મોટાંઓ અને નાનાંઓ વચ્ચે આ સ્થળે જ્યારે વિરોધ જન્મે છે ત્યારે બાળક અનુકરણ કરી વાસ્તવિકતા શોધવા મથે છે. બાળક અનુકરણનું શરણ લઈ જ્યારે પોતાનો આત્મા વિકાસવા માગે છે, એટલે કે અનુકરણના સાધન વડે તે વ્યક્તિત્વ શોધવા આગ્રહ કરે છે ત્યારે મોટાંઓ તેને કેવળ અનુકરણ કરતું જ રાખવા માગે છે. તેને તેઓ નાના પ્રમાણમાં સઘળી ક્રિયાઓ કરવાને અવકાશ આપતાં નથી અને મોટાંઓની ક્રિયાઓ સાચેસાચ કરવા દેવાને બદલે તે ક્રિયાઓનું ખોટું ખોટું કરવા દેવાને ધકેલે છે. દાખલા તરીકે જ્યારે બાળક સાચેસાચી નાની એવી પાટલી ને નાના એવા વેલણથી સાચેસાચા લોટની રોટલી વણવા માગે છે ત્યારે બાળક તે કામ માટે લાયક નથી એમ ઠરાવી તેને તે આપવામાં આવતાં નથી, પણ તેને બદલે તેના હાથમાં સંસારની રમતનાં રમકડાં મૂકવામાં આવે છે કે જે રમકડાં નાની એવી પાટલી અને નાનું એવું વેલણ માત્ર હોય છે. આથી બાળકનો આત્મા તૃપ્તિ પામતો નથી કે તેના વ્યક્તિત્વને લાભ મળતો નથી. પણ જ્યારે બાળક જાણે છે કે તેની વૃત્તિને કોઈ રીતે અવકાશ નથી મળતો, ને સાચેસાચી દુનિયાનો સાચેસાચો પરિચય

કરતાં તેને બધાં રોકે છે ત્યારે તે પોતાની આસપાસ ને પોતાના અંતરમાં કલ્પિત સૃષ્ટિ રચે છે અને છેવટે તેમાં આનંદ લેવા પ્રયત્ન કરે છે. આ રોકાયેલી વૃત્તિમાંથી ઘર ઘરની, ગાડી ગાડીની, ભાતું ભાતું'ની ને એવી એવી રમતો જન્મે છે. બાળકને ઈચ્છાએ કે અનિચ્છાએ આવી રમતોમાં રસ લેવો પડે છે. બાળકને જ્યારે આમ કલ્પનામાં વિહરવું પડે છે ત્યારે બાલજીવનને અવલોકનારા ભુલાવામાં પડી માનસશાસ્ત્રનો એવો સિદ્ધાંત ઘડે છે કે બાળક વાસ્તવિકતા કરતાં કલ્પનાપ્રધાન વધારે છે. પરંતુ ખરી રીતે તો બાળક આવી જાતનું કલ્પક ત્યારે જ બનેલું છે જ્યારે તેને વાસ્તવિકતાના પ્રદેશમાંથી હાંકી કાઢવામાં આવેલું છે. આ વાતની માનસશાસ્ત્રીને ખબર હોતી નથી. આવી નાની નાની રમતોમાં માનસશાસ્ત્રીઓ અને શિક્ષણશાસ્ત્રીઓ બાળકોની આવી નાટયપ્રયોગ કરવાની વૃત્તિને જુએ છે, ને એ વૃત્તિ ઉપર નાટયપ્રયોગને શિક્ષણમાં યોજવાની વિચારણા ઘડે છે.

ખરી રીતે તો અનુકરણ કરવાની શુદ્ધ વૃત્તિમાં જ બાળકની નાટયવૃત્તિનું દર્શન થાય છે. જો એ શુદ્ધ વૃત્તિને અવકાશ મળે અને બાળકને કલ્પનાના પ્રદેશમાં ધકેલી દેવામાં ન આવે તો બાળક સાચેસાચ પોતાની નાટયવૃત્તિનું ઉત્તમ ફળ આપણને આપી શકે. બાળકમાં નાટયવૃત્તિ એ એક વૃત્તિ છે જ. એ વૃત્તિને બીજી રીતે આપણે સિદ્ધ અનુકરણવૃત્તિ પણ કહીએ. માણસના પોતાનામાં જે વ્યક્તિત્વ છે તે વ્યક્તિત્વ ખીલવવા માટે આ નાટયવૃત્તિનો આપણે ઉપયોગ કરી શકીએ. આ વૃત્તિનો સફળ અને ઉત્તમ ઉપયોગ ત્યાં જ થાય છે કે જ્યાં મનુષ્યનું ખુદ વ્યક્તિત્વ જ નાટયકારનું કે નટનું છે. બીજે બધે ઠેકાણે અનુકરણ સાધન છે પણ જ્યાં વ્યક્તિત્વ પોતે જ નટનું છે ત્યાં અનુકરણ

સાધ્ય પણ છે. ઘણા એવા માણસો છે કે જે ફતેહમંદ નાટકકારો છે; એ જ એમનો જીવનવ્યવસાય છે ને એમાં જ એ પૂરેપૂરી સફળતા પામે છે. આવા માણસોને નાટયપ્રયોગની પ્રવૃત્તિ અત્યંત હિતકારક છે. આવા માણસોનાં અનુકરણો, કોઈ નકલ કરનાર કારકુનના કામની બરોબર નથી પણ એમને તો એ કામમાં ઉપરની વૃત્તિનું ભાન થાય છે; એમને તો એ અસલ કામ છે.

બધાં બાળકો નટો નથી હોતાં પણ ઘણાં બાળકો નટવૃત્તિમાં રસ લેનારાં હોય છે. કેટલાંએક બાળકો તો નટ જ જન્મેલાં હોય છે. જે બાળકો નટ જન્મેલાં હોય છે તેમને નાટયપ્રયોગ-પદ્ધતિનું બધું શિક્ષણ આપવાની યોજના થવી જોઈએ. તેમની અનુકરણ કરવાની શક્તિને ઉત્તમ દરજ્જે ચઢાવવી જોઈએ કેમકે એ વિષયમાં ઉત્તમ પ્રકારનું અનુકરણ એનું જ નામ નટનું વ્યક્તિત્વ છે. આથી શાળામાં નાટયપ્રયોગને સ્થાન આપી શકીએ છીએ. જીવનમાં જેમ આપણે અનુકરણને સ્થાન આપવું જોઈએ, તેમ શાળામાં નાટયપ્રયોગને સ્થાન આપવું જોઈએ. પણ જેમ અનુકરણથી માણસ વ્યક્તિત્વ ખોઈ ન નાખે તેવી કાળજી રાખવી પડે છે, તેમ જ નાટયપ્રયોગની પ્રવૃત્તિથી માણસ સાચો નટ થવાને બદલે નાટકિયો ન બની જાય તે જોવાનું રહે છે. બધા માણસો નટ બની જાય એ સંભવિત નથી, તેથી આપણે તેવી ઈચ્છા પણ ન કરીએ. પણ ઘણા આજન્મ નટો તેની કેળવણીના અભાવે માર્યા ન જાય તે તરફ આપણે લક્ષ આપવું જોઈએ. શાળામાં નાટયપ્રયોગને સ્થાન ન આપીએ તો આપણે કુદરતે સરજેલા નટોને મનુષ્યકૃતિથી મારી નાખીએ. વળી કેટલાએક એવા છે કે જેઓ જાતે નટ થઈ શકતા નથી પણ નાટયરસનો સ્વાદ લઈ શકે છે, તેમની કેળવણીનો, તેમની રસવૃત્તિ વિકસાવવાનો પ્રબંધ

આવશ્યક છે. આમ નાટ્યપ્રયોગને શાળામાં આવશ્યક સ્થાન મળે છે. નાટ્યપ્રયોગને માટે ઘણાં સાધનો છે પણ તેમાં વાર્તા સૌથી ઉત્તમ સાધન છે. નાટકમાં નટ હંમેશાં પોતાને ગમતી બીજાની વૃત્તિઓને પોતાનામાં વ્યક્ત કરવા મથે છે. જેટલા પ્રમાણમાં નટ અન્યની વૃત્તિઓને, ગુણોને અને લાગણીઓને પોતાનામાં સ્પષ્ટપણે વ્યક્ત કરી શકે છે તેટલા પ્રમાણમાં નટનું કામ ફતેહમંદ ગણાય છે. ઉચ્ચ કોટિના નટોમાં આ પ્રકાર સ્વાભાવિક છે. જે નટ મૂળ વસ્તુના આત્માને પોતાનામાં સંપૂર્ણપણે પ્રગટ કરી શકે છે તે નટને પોતાને પણ આત્મભાન થાય છે, તેમ જ તેના પ્રેક્ષકોને પૂર્ણ આનંદ મળે છે. નાટકની સફળતા પણ એમાં જ છે કે નાટ્યવૃત્તિવાળા આત્માઓને તેમની વૃત્તિ દ્વારા આત્માનું ભાન કરાવવું. બાળક જ્યારે વાર્તાઓ સાંભળે છે ત્યારે તેની આંખ આગળ વાર્તાનાં પાત્રો ખડા થાય છે. તેને વાર્તાના પાત્રો જીવતાંજાગતાં ભાસે છે ને તેમની લાગણીની સાથે પોતાની લાગણીનો એકમેળ તેને અનુભવગમ્ય બને છે. જે બાળકો નટ હોય છે તેમને એ વાર્તાનાં પાત્રોના ભાવો, લાગણીઓ વગેરે એટલાં તાદૃશ અને ચેતનાભર્યાં લાગે છે કે તે તેમની સાથે એકમયતા અનુભવે છે એટલું જ નહિ, પણ તે તે પાત્રોની લાગણીઓ વગેરેને વ્યક્ત રીતે અનુભવવા ચાહે છે. આમાંથી તે નાટક કરવા પ્રેરાય છે. કેળવણીમાં કામ કરનારા ઘણાઓનો અનુભવ છે કે બાળકો વાર્તાઓ સાંભળ્યા પછી અથવા એકાદ નાટક જોયા પછી તરત તેને પોતાની જાતે અનુભવવા-ભજવવા મંડી પડે છે. વાર્તા સાંભળનાર નટબાળકને વાર્તાનાં પાત્રો એવાં તો અસર કરે છે કે વાર્તાનું નાટક ભજવ્યા વિના પણ તે પાત્રોના ભાવો તે જ્યાં ને ત્યાં વ્યક્ત કરે છે. કોઈ બાળક વાર્તાના પાત્રને

ભજવવા લાગે છે તો કોઈ બાળક વાર્તાના પાત્રનું સંગીત ગાય છે; કોઈ બાળકવાર્તાની ગ્રામ્યતામાં રસ લઈ ગ્રામ્યાચરણ કરે છે તો કોઈ બાળક વાર્તાની મહત્તા પ્રગટ કરનારાં પાત્રોની મહત્તા પોતાનામાં દમામથી દેખાડે છે. બાળકને એમ થયા કરે છે કે પેલું પાત્ર જાણે આમ બોલ્યું હશે ને પેલું પાત્ર જાણે આમ ચાલ્યું હશે, અને તેથી જાણેઅજાણે બાળક વાર્તાનું નાટક ભજવે છે. નાટક ઉપરથી નાટક ભજવવાનું તુરત સૂઝે છે, પણ વાર્તા ઉપરથી નાટક ભજવવાનું એકદમ સૂઝતું નથી. એનો અર્થ એ છે કે વાર્તાના કથનથી પોતાનામાં અવિર્ભાવ પામતી નાટ્યવૃત્તિને કેમ ગતિ આપવી તેની બાળકને સુવ્યવસ્થિત અને ચોક્કસ ખબર પડતી નથી. નાટક ઉપરથી નાટક કરવામાં પણ વાર્તાને ભજવવાનું જ આવે છે; પ્રત્યેક નાટકનું વસ્તુ પણ સાધારણ રીતે એકાદ વાર્તા જ છે.

બાળકમાં રહેલી આ સહજ નાટ્યવૃત્તિને સંતોષ આપવાનું બને તો બાળકને એ વૃત્તિ શાળાની બહાર ગમે તેવી પરિસ્થિતિમાં અને કલ્પિત સાધનોથી તૃપ્ત કરવાની જરૂર ન પડે. એમને અને અમારી આ વૃત્તિને શાળામાં પોષણ મળ્યું હોત તો આજે અમે જેટલું દુનિયાનું નાટક સમજી શકીએ છીએ તેનાથી કદાચ વધારે સારી રીતે સમજી શકત.

બાળપણમાં બાળકોથી નાટક થઈ શકે એવું તો અમને કોઈએ બતાવેલું નહિ; પણ એકવાર અમે એકાદ ગામડામાં 'સંગીત લીલાવતી' અને 'હલામણ જેઠવો'ના ખેલો જોયા. અમારામાં રહેલ નાટ્યવૃત્તિમાં એક ચિનગારી પડી. ઘેર આવીને અમે નાટક કરવા મંડયા. કોઈ થયો હલામણ તો કોઈ થયો સયાજી, તો કોઈ થયો સોનરાણી. એક આણી હલામણ જેઠવાનાં

નાટકનાં ગાયનોની ચોપડી ને તે ગોખી નાખી. પછી તો નાટક ચાલ્યું. શેરીની વચ્ચે ખુલ્લા આકાશની ચાંદની નીચે અને આસપાસ આવેલાં મકાનોના પડદા વચ્ચે અમે વેશ ભજવવા લાગ્યા. હલામણ વિદેશવાટે ઊપડયો ને તેણે ગાયું :-

વિદેશવાટ જાઉં છું આ વાર, ઘુમલી !
પ્રિયાવિયોગ તાપસે આ વાર, ઘુમલી !

હલામણ જંગલમાં ચાલ્યો. જંગલ માટે અમે પીપર અને લીમડાનાં ડાંળખાં રસ્તાનાં ઝાડ ઉપરથી કાપીને અમારી રંગભૂમિ ઉપર ખોડી રાખ્યાં હતાં.

પણ અમારો નાટક કરવાનો શોખ તો વધવા લાગ્યો. ધીરે ધીરે એમાં વીશ વીશ વરસના મોટા છોકરાઓ ભળ્યા. તેઓ થયા અમારા મેનેજર, પ્રોપ્રાયેટર અને વ્યવસ્થાપક. પછી અમે શેરીની વગર રજાએ 'સંગીત લીલાવતી'નો ખેલ મૂકયો. શેરી આખી જોવા આવી. વાંસડા અને પડદાનું થિયેટર પણ બનાવેલું. અમે જાતજાતના રંગોથી મોઢાં રંગેલાં ને મૂછો પણ બનાવેલી. પચાસ વરસના એક આદમીને અમારી પ્રવૃત્તિ ન ગમી. તેનો દીકરો રાજાનો નોકર થયો હતો. હું પ્રધાન હતો અને એક બીજો રાજા હતો. રાજાએ કહ્યું : 'નોકર બોલાવો.' મેં બૂમ પાડી : 'કોણ નોકર ? હાજર છે કે ? એટલે પેલો છોકરો આવ્યો ને ત્રણ વાર સલામ ભરી ઊભો રહ્યો ને બોલ્યો : 'જી જનાબ ! હુકમ ફરમાવો.' પોતાના છોકરાને સિપાઈ બનેલો જોઈ પેલાને ચીડ ચડી ને તેણે અમને ગાળો દીધી ને અમારો મંડપ તોડી નાખ્યો. અમે એવા ને એવા વેશે ને એવી ને એવી શાહીથી બનાવેલી મૂછો સહિત ઘરભેગા થઈ ગયા ! પછીથી અમે ઘણા દિવસ છાનામાના નાટક કર્યું. નાટકના દિવસોમાં અમને કંઈ બીજું સૂઝે જ નહિ.

નિશાળમાં વાંચવાનો ઢોંગ કરીને નાટકનાં ગાયનો ગોખતા; ઘેર પણ ગાયનોનું જ લેસન કરતા. એકવાર તો અમે અમારા માસ્તરને પણ અમારું નાટક જોવા બોલાવેલા.

અમે રામાયણનું નાટક પણ કરતા. ખાસ કરીને ઋષિઓના યજ્ઞો બનાવતા. તે યજ્ઞો શેરીની ધૂળથી કરતા ને પછી તેમાં ધૂળનો જ હોમ કરતા. તોફાની છોકરાઓને રાક્ષસ બનાવતા. તેઓ યજ્ઞો તોડી નાખતા, ગંદા કરી જતા ને બગાડી નાખતા. આ નાટક અપૂર્વ ઉત્સાહથી અને અસાધારણ તલ્લીનતાથી ચાલતું. અત્યારે હવે અમને લાગે છે કે અમને આ ધૂળની રમતથી રમતા જોનારાં મોટેરાંઓને અમે ગાંડા જેવા લાગ્યા હઈશું.

ઈતિહાસે પણ અમારી નાટયવૃત્તિને સ્પર્શ કરેલો. ઐતિહાસિક પાત્રોનો વેશ ન લેતા પણ તેનો અધિકાર ધારણ કરતા. બે મંડળીઓ થતી અને પછી સામસામે લડતી. લડાઈ સાચેસાચી કરતા; મારામારી થતી ને લોહી પણ નીકળતું. પછી તહનામાં, કોલકરારો ને સંધિઓ થતી. ખંડણી ભરવાની ગોઠવણ પણ કરવામાં આવતી. હારેલી મંડળી એકાદ કાગળનો કટકો કે એકાદ બુતાન આપે તો તેની ખંડણી થઈ કહેવાય. ઈતિહાસની લડાઈમાં અમે મહાભારતની લડાઈની નીતિ આચરતા. યુદ્ધનો વખત નક્કી કરતા ને યુદ્ધ થઈ રહ્યા પછી ભેગા હળતામળતા. દાવપેચ રાખતા નહિ પણ બાહુબળ ઉપર આધાર રાખતા.

આ અમારી નાટયવૃત્તિનાં દષ્ટાંતો. દરેક બાળકમાં આ વૃત્તિ એકવાર આવી જઈને તેને કોઈ ને કોઈ જાતનો વિકાસ આપી જાય છે. આ જન્મ નટને તે મોટો નાટકી બનાવે છે ને બીજાઓને નાટયપ્રયોગમાં રસ લેતા કરે છે; કેટલાકને વળી દુનિયાનું નાટક સમજવાની દષ્ટિ આપે છે. આવી વૃત્તિને વિકાસ આપવાનું કામ શાળાઓએ ઉપાડી લેવાનું છે.

સામાન્ય રીતે વાર્તાનું કથન થઈ રહ્યા બાદ જો બાળકોને સૂચના રૂપે કહેવામાં આવે કે આ વાર્તાનું જેને નાટક કરવું હોય તે કરે, તો ઘણાં થોડાં બાળકો એવાં નીકળશે જે નાટક કરવા માટે મંદોત્સાહ જણાશે. દરેક બાળક વાર્તા કહેનારને કહેશે કે મને નાટકમાં રાખો. કેટલાંએક અરસિક બાળકો પોતાને ગમતા બીજા કામે ચાલ્યાં જશે અને કેટલાંએક ભજવવાને રાજી નહિ પણ જોવાને ખુશી હશે એવાં નાટક જોવા ઊભાં રહેશે. આખી વાર્તા બાળકોના મગજમાં તાજી હોય છે; શિક્ષકે કરેલો અભિનય તેમની આંખ આગળ હોય છે. બાળકો આ સમયે પોતે જ જાણે શિક્ષક બનીને અથવા આગળ વધીને લખીએ તો વાર્તાના પાત્રો બનીને વાર્તાનો રસ લૂંટવા માગે છે. દરેક બાળક વાર્તાનું એક એક પાત્ર બની જાય છે. શિક્ષક તેમાં મદદગાર હોય છે ને નથી પણ હોતો. સામાન્ય રીતે શાળામાં જ્યાં જ્યાં વાર્તાનાં નાટકો થાય છે, ત્યાં ત્યાં બાળકોને સામગ્રીની બાબતમાં સંપૂર્ણપણે કલ્પનાના પ્રદેશમાં વિચરવું પડે છે. આથી કલ્પનાશક્તિ ખીલે છે એમ કેટલાક માને છે, ત્યારે બીજા કેટલાએકનું માનવું છે કે એથી કલ્પનાશક્તિ નબળી પડે છે ને બાળક વાસ્તવિકતામાંથી નીકળી અંધ માન્યતાના પ્રદેશમાં પેસે છે. આ પ્રશ્નનો નિર્ણય અત્રે કરવાની એટલી બધી આવશ્યકતા નથી. પણ એટલું તો શિક્ષકે ધ્યાન પર લેવાની જરૂર છે કે વાસ્તવિકતા એટલે કલ્પનાનો અભાવ એ માન્યતા ભ્રમમૂલક છે. ખરી રીતે તો વાસ્તવિકતામાંથી કલ્પનાનો જ પ્રાદુર્ભાવ થવો જોઈએ. જે કલ્પના વાસ્તવિકતામાંથી જન્મે તે કલ્પના જ કલ્પના નામને પાત્ર છે; બાકી અવાસ્તવિકતામાંથી જેની ઉત્પત્તિ છે તે તો હવાઈ કિલ્લા સમાન છે. આ વિષયની ચર્ચા અન્ય સમયે કરવાનું રાખી અત્યારે તો એટલું જ સમજવાનું કે જ્યારે બાળકો નાટક કરે

ત્યારે સંસારની રમતમાં જેમ બધું કલ્પે છે તેમ ન કલ્પતાં બને તેટલું તેનું નાટક વાસ્તવિક કરે તો સારું. આથી સાધનસામગ્રીનો પ્રશ્ન ઉપસ્થિત થશે. નાટકશાળાના નાટક જેટલી સામગ્રીની તૈયારીની અપેક્ષા આવા બાલનાટ્યપ્રયોગમાં નથી; છતાં મર્યાદામાં રહી જેટલી વાસ્તવિકતા લાવી શકાય તેટલી લવાય તો સારું.

નાટકનાં પાત્રો ગોઠવવા અને પાત્રોએ શું શું બોલવું ને કેમ અભિનય કરવો વગેરે બાબતો નક્કી કરવા બાળકોને છૂટાં મૂકી દેવાં. આથી જરા વખતનો થોડોએક વધારે વ્યય થશે, પણ બાળકોને નાટકશાળાનું સ્વરાજ ચલાવતાં આવડશે ને બાળકો પોતાની ખરી રુચિ પ્રગટ કરશે. કોણ કયા કામને માટે વધારે લાયક છે તે બાળકો જ શોધી કાઢશે; કોને નાટકમાંથી કાઢી નાખવાં તે બાળકો પોતે જ નક્કી કરશે. વાર્તાનો કયો ભાગ તેમને વધારે ગમી ગયો છે, કયા ભાગનો અભિનય તેમના હૃદયમાં પેસી ગયો છે, વાર્તાએ તેમના ઉપર કયા રસની અસર કરી છે, એ તુરત જ જણાઈ આવશે. શિક્ષકે તો માત્ર દ્રષ્ટા થઈને જોવાનું છે. જ્યાં બાળક મદદ માગે ત્યાં તેને તે આપવાની છે અને બાળકોનું નાટક જોઈ તેમને અભિનંદન અને ઉત્તેજન આપવાનાં છે. જ્યારે નાટક ચાલવા માંડશે ત્યારે શિક્ષક જોઈ શકશે કે કયું બાળક ખરો નટ છે, કયું બાળક ભાષાની દૃષ્ટિથી નાટકમાં પેસે છે ને કયું બાળક પોતાની ક્રિયા કરવાની વૃત્તિથી એમાં પડેલ છે. બાળકો પોતાની મેળે જ પાઠ લેશે ત્યારે શિક્ષકને તરત જ જણાશે કે દરેક બાળકને કયો પાઠ પ્રિય હોવાથી તે પાઠના પાત્રની કઈ વૃત્તિ તેને વધારે ગમેલી છે. સ્વતંત્ર રીતે સ્વતંત્ર આબોહવામાં બાળકોને નાટકો કરવા દેવાય તો બાળકોનાં વલણો સંબંધે આપણે ઘણું જ જાણી શકીએ. ક્ષત્રિયનો પાઠ લેવાનું અમુક જ બાળકને

વધારે આકર્ષણ લાગે છે; કેટલાક બાયલા છોકરાઓને સ્ત્રીઓના પાઠ લેવા એકદમ ગમી જાય છે. મૂરખ અને અનાડી છોકરાઓને વાંદરાનો, ચોરનો, વાઘનો ને એવા વેશો લેવા ગમે છે. કેટલાએક બહાદુરોને સિપાઈનો, હવાલદારનો ને ફોજદારનો વેશ લેવો ગમે છે. કેટલાંએક માગણવૃત્તિવાળાં બાળકોને ગામોટ કે મહારાજનો વેશ લેવાનું ઘણું મન થાય છે. કેટલાંએક વિનોદી કે ટીખળી બાળકોને વિદૂષક કે મશ્કરાનો વેશ લેવાનું રુચે છે. રસિક બાળકો વેશ પહેરવામાં તેમ જ ચાલવાની અને બોલવાની છટામાં પોતાની રસવૃત્તિ પ્રગટ કરે છે. સંગીતનાં શોખીન બાળકો તો ગાવાની વૃત્તિને તૃપ્તિ આપવાનો એક અધિક મોકો અભિનંદે છે. બાળકોને જો સ્વયં નાટક કરવાનો શોખ લાગે તો વાર્તાનાં નાટકોમાંથી ઈતિહાસનાં નાટકો પર, ભૂગોળનાં નાટકો પર અને શાળામાં ચાલતા બીજા વિષયોનાં નાટકો ઉપર લઈ જઈ શકાય. અગત્યની ભલામણ કરવાની છે તે એ જ કે નાટકનું કામ તદ્દન ઐચ્છિક જોઈએ. માત્ર નટવૃત્તિનાં બાળકોને પૂરેપૂરો લાભ મળે એ બુદ્ધિથી જ નાટકના કામને અવકાશ મળવો જોઈએ.

હવે આપણે નાટ્યપ્રયોગ માટે કેવી વાર્તાઓ પસંદ કરવી જોઈએ તેનો વિચાર કરીએ. કેટલીક વાર્તાઓ શ્રાવ્ય હોય છે એટલે માત્ર સાંભળવા જેવી હોય છે; એમાં વર્ણન પ્રધાન હોય છે. કેટલીએક અત્યંત ક્રિયાપ્રધાન હોય છે, ને એમાં બનાવો ઝડપથી બનતા હોય છે. જ્યારે કેટલીએક વાર્તાઓ સંવાદપ્રધાન હોય છે નાટકને માટે સંવાદ અને ક્રિયા બંને વસ્તુઓ જેમાં હોય તેવી વાર્તાઓ કામની છે.

કાગડાકાબરની વાર્તા, કાગડો અને કોઠીબું, કાગડો અને ઘઉંનો દાણો, પેમલો અને પેમલી તથા ચમારે મારી ચકલી

ચકોરાણો વેર લેવા જાય... આ વાર્તાઓ સંવાદ અને ક્રિયા બંનેથી ભરેલી છે.

મોટે ભાગે બાળવાર્તાઓ ભજવી શકાય તેવી હોય છે, તેથી પસંદગીમાં ઘણી છૂટ રહે છે. પસંદગીનો ઉક્ત નિયમ સખ્તાઈથી મૂકવાનો નથી. બાળકો જે વાર્તાઓને ભજવે તે વાર્તાઓ ખાસ ભજવવા યોગ્ય છે એમ માનવામાં વાંધો નથી. જો બાળકો તે બરાબર ભજવી નહિ શકે તો તેમનો જ રસ ઘટી જશે અને આપોઆપ ભૂલથી પસંદ કરેલી વાર્તા તેમની પાસેથી ચાલી જઈ તેને બદલે બીજી વાર્તા આવશે.

શિક્ષક પોતે જો સાથે સાથે ભજવવામાં સામેલ હોય તો તેણે એકબે બાબતની ખાસ કાળજી રાખવાની છે. તેણે નાટકના મેનેજર તરીકે કામ કરવાનું નથી પણ નાટકના એક પાત્ર તરીકે કામ કરવાનું છે. બીજી વાત એ છે કે પોતે જો અભિનય કરી શકતો ન હોય તો તેણે તે કરવાની જરૂર નથી. વળી જો પોતાને ખરો શોખ ન હોય, તેને પોતાનામાં બાળભાવ પ્રગટતો ન હોય, તો તેણે નાટકમાં સામેલ થવાને બદલે પ્રેક્ષકવર્ગમાં જઈને બેસવાનું છે. શિક્ષકે એ ભ્રમમાં પડવાનું નથી કે પોતે જો નાટકમાં સામેલ નહિ થાય તો બાળકોને રસ નહિ પડે. આ માન્યતા ભૂલ ભરેલી છે. એટલું જ નહિ પણ બાળકોને નુકસાનકાર છે. જ્યારે મોટાંઓ નાનાં બાળકોમાં માછલાંના સમૂહમાં મગર ફરે તેમ ફરે છે ત્યારે માછલાંની છૂટમાં અડચણ પડે છે. ખરેખર બાળકો શિક્ષકોને પોતાની રમતમાં સામેલ થવા કહે તો જ શિક્ષકે સામેલ થવાનું છે.

શિક્ષકે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે બધાં બાળકો નાટકમાં સામેલ ન થાય તો તેણે કાળજી કરવાની નથી, કે તેમને

બધાને સામેલ કરવાને યુક્તિઓ રચવાની નથી. કિન્ડરગાર્ટન શાળામાં બધાં બાળકો આસ્તે આસ્તે નાટકોમાં રસ લે અને જોડાય એવી સ્થિતિ ઊભી કરવાનો મોહ છે. આ મોહ વ્યક્તિસ્વાતંત્ર્યની શાળામાં ન હોવો જોઈએ. નાટ્યપ્રયોગોનો એટલો જ ઉદ્દેશ શિક્ષક સમીપ રહેવો જોઈએ કે જે બાળકોમાં નટવૃત્તિ હોય તેમાં તેમનો પરિપૂર્ણ વિકાસ થાય, જે બાળકોમાં નાટ્યપ્રયોગો માટે રુચિ હોય તેમની તે રુચિ વધારે દૃઢ થાય ને જે બાળકોમાં નાટ્યપ્રયોગોના ખોટા ખ્યાલો હોય તે દૂર થાય.

એક એ વાત પણ લક્ષ બહાર ન જવી જોઈએ કે નાટક જેમ એકલી કલ્પના નથી, તેમ તે કેવળ અતિશય સ્થૂળતા પણ નથી. અતિશયતામાં નાટકની કળાનો નાશ થાય છે. વધારે પડતી શોભા, દમામદાર વેશ, મોટા પ્રમાણમાં પાઘડાં અને પૂછડાં, એ નાટકના આત્માને હાનિકારક છે. નાટક એ કલાનો વિષય હોઈ તેમાં સર્વાંગે સમતોલપણું સચવાવું જોઈએ.



## પ્રકરણ નવમું

# વાર્તાનું કથન અને નીતિશિક્ષણ

વાર્તા દ્વારા બીજા વિષયોનું શિક્ષણ આપવાની હિમાયત ઘણા થોડા જ કરે છે અને થોડાએ જ કરી છે. પણ વાર્તા દ્વારા નીતિનો વિષય શીખવવાની હિમાયત તો લગભગ બધા માણસોએ કરી છે એમ કહીએ તો ખોટું નથી કે નીતિ શીખવવાનું અને તે પણ ઉપદેશ કરીને, એ લોકોને વળગેલું એક પ્રકારનું ભૂત છે અથવા લોકોના મનની એક જાતની ગાંડાઈ છે. કથાવાર્તાનો ઉદ્દેશ લોકોને નીતિમાન બનાવવાનો છે. ઈસપનીતિ અને પંચતંત્રનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને ડાહ્યાડમરા એટલે કે નીતિમાન બનાવવાનો છે. ધર્મનીતિની વાર્તાની ચોપડીઓ આ ઉદ્દેશ પાર પાડવા બહાર નીકળી પડેલી છે. 'નીતિશિક્ષણ' નો ઉદ્દેશ આ ઉદ્દેશથી જુદો નથી જ. જ્યારે જ્યારે માણસ વાર્તા કહેવા બેસે છે ત્યારે ત્યારે તેની સામેથી નીતિનું ધોરણ જવલ્લે જ ખસે છે. વાર્તા આનંદને માટે થતી હોય, માંદાને આરામ આપવા માટે થતી હોય, પૂર્વજોનાં સંસ્મરણો કરવા થતી હોય કે કોઈ જાત કે નાત કે વ્યક્તિની ટીકારૂપે કે સ્તુતિરૂપે થતી હોય, પણ વાર્તામાંથી કંઈ

ને કંઈ નીતિનો સાર સાંભળનાર પાસે ધરવાની વૃત્તિ વાર્તા કહેનારમાં નથી હોતી એમ નથી. ઘણા માણસો તો એવા છે કે જેઓ સીધી રીતે જે વાર્તાઓ નીતિને બોધતી નથી હોતી તેનો અનાદર કરે છે, ને કેટલાએક એકમાર્ગી નીતિઘેલા માણસો એવા છે કે જેઓ ખરી બિનાની બનેલી વાર્તાઓને જ વાર્તા તરીકે પસંદ કરે છે અને બીજીને જતી કરે છે. આનું કારણ એ આપવામાં આવે છે કે જે વાર્તા જોડી કાઢેલી છે અથવા બનાવટી કે ખોટી છે, તે વાર્તા જ મુદ્દે ખોટી હોવાથી અસત્યનો ઉપદેશ કરનારી છે, અને એવી અસત્ય વાર્તાનો આશ્રય લઈ નીતિનો બોધ આપવાનું કામ અનીતિનો ફેલાવ કરવા સમાન છે. આવી જાતનું માનસ એ પણ નીતિના વિચારોથી બગડી ગયેલી મગજની નિશાની છે એમ થોડાએક વિચાર કરવાથી માલૂમ પડે છે. શિક્ષક જ્યારે સમયપત્રકના પાટિયા સામે જોઈને ગંભીરપણે વાર્તા કહેવા બેસે છે ત્યારે વાર્તાનો સાર એટલે વાર્તાનું નીતિરહસ્ય તેના મોં ઉપર આવીને બેસે છે. વાર્તા ગમે તેમ કહે, વિદ્યાર્થીઓને તે સાંભળવામાં રસ આવે કે નહિ, પણ અંતે એનો સાર તો ઊભો જ છે ! સાર કહેવાય તે એક ભૂલ, અને પછી નીતિના સિદ્ધાંતોની સાદા સ્વરૂપથી માંડીને કઠીન સ્વરૂપ સુધીની મીમાંસા ચલાવાય એ બીજી ભૂલ.

ગૂલ્ડ અને એના જેવા બીજાઓ વાર્તામાં નીતિમીમાંસા ભરવાના પૂરેપૂરા શોખીન છે. જ્યારે દરેક વાર્તાની પાછળ નીતિ ને નીતિ જ આવીને ઊભી રહે છે ત્યારે વાર્તાનું આખું સ્વરૂપ વિકૃત બની જાય છે. વાર્તાનો આત્મા નાસી જાય છે અને ધીમે ધીમે વાર્તા સાંભળનારની મરજી ઓછી થતી જાય છે. વાર્તા ગોળી ઉપર સાકર લગાડેલી કડવી દવા જેવી નથી; એ પોતે જ

એક મીઠી દવા છે. વાર્તા પોતે જ પોતાની શક્તિ ધરાવે છે. વાર્તામાં રહેલ ગૂઢ બોધને સમજાવવા માટે વાર્તાનું પ્રયોજન નથી; વાર્તાનું પ્રયોજન વાર્તા કહેવામાં છે. શાળામાં જ્યારે કોઈ અનીતિનો પ્રસંગ બને કે જ્યારે જ્યારે શિક્ષકને ન ગમે એવું બને, ત્યારે ત્યારે શાણો શિક્ષક વાર્તા કહેવા બેસી જાય છે. આ વાર્તાને વળી વધારે કિંમતી ગણવામાં આવે છે; આને પ્રસંગોચિત વાર્તા કહેવામાં આવે છે. નીતિનો બોધ આપવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે વાર્તા કહેવાની તત્પરતાવાળો કુશળ ગૃહપતિ ગૃહની શોભારૂપ છે એમ છાત્રાલયની ફિલસૂફી ઘડવાવાળા કહે છે. જ્યારે લોઢું ગરમ થાય ત્યારે જ તેને ટીપવામાં કંઈ અર્થ છે, એ ન્યાયે જ્યારે માણસ નીતિના ધોરણથી ઊતરે છે, જ્યારે નીતિથી વિમુખ થાય છે, ત્યારે તેને ઉપદેશ આપવાની જરૂર છે એવી માન્યતા આજે આખા સમાજની છે. રોગ થવાનાં કારણો તપાસવાને બદલે રોગ મટાડવાના અત્યાર સુધીના અર્ધ સફળ પ્રયત્નો જેવું આ વાર્તાકથનનું છે. આવી રીતે વાર્તાને નીતિશિક્ષણના હથિયાર તરીકે વાપરનાર માણસો બાળકમાં નીતિશૂન્યતા અથવા નીતિના રોગની હાજરીનું આરોપણ કરે છે. પરિણામોને જોનાર ને પરિણામોની સાથે લડત કરનાર માણસ વિજ્ઞાનના પ્રદેશમાં ઊંધે માર્ગે ચાલનાર છે એ સમજી શકાય છે, પણ નીતિશિક્ષણના કાર્યમાં આપણને આટલું પણ સમજાતું નથી. કોઈ પણ રોગ, કોઈપણ અનીતિમયતા, પરિણામથી ભયંકર નથી પરંતુ તેનાં કારણોથી ભયંકર છે; પરિણામો તો કારણોનાં સહજ ફળો છે. માણસે કારણોને નિર્મૂળ કરવાને બદલે પરિણામની સાથે લડત કરવાનો પ્રયત્ન નાખી દેવા જેવો છે. માણસ અનીતિમાન છે કે નીતિમાન, યા તો માણસ શા માટે નીતિમાન નથી થતો અને

અનીતિમાન થાય છે તેનાં કારણોની ખોજમાં તેની દવા રહેલી છે. તેના કારણો તરફ બેદરકાર રહીને તેનાં પરિણામો ઉપર મલમપટ્ટો કરવાથી માણસને સ્વાભાવિક મટાડી અસ્વાભાવિક બનાવવા જેવું છે. રોગ પ્રત્યક્ષ દેખાતો બંધ થાય છે એ વાત સાચી છે; પણ રોગ વધારે ઊંડો ઊતરી તેનાં મૂળ ઘાલે છે. આથી જ આજે સમાજમાં તત્ત્વતઃ વિચારીએ તો છડેચોક અનીતિ આચરનારા માણસો કરતાં ગુપ્તપણે અનીતિ આચરનારા માણસો વધારે છે; અને એ વર્ગની સંખ્યા અત્યંત વધારે છે તેથી જ છડેચોક અનીતિ આચરનારા માણસો જ વધુ મતે હલકા ગણવામાં આવે છે. ખરી વાત એમ છે કે જે નીતિભ્રષ્ટ છે તે નીતિદંભી કરતાં વધારે પતિત નથી. પહેલો તો દીવાદાંડી જેવો છે; રસ્તે જતાં તમામ સુજનતાનાં વહાણોને બચી જવાને એ નિશાન કરી રહ્યો છે જ્યારે બીજો તો પાણીની નીચે, ધોળાં મોજાંની નીચે છુપાયેલો લોઢાનો ખડક છે કે જેની સાથે હરહંમેશ કેટલાંયે જહાજો અથડાઈને ડૂબી મરે છે. આ મલમપટ્ટો કરવાની ક્રિયાથી દાંભિકો પેદા કરવાં કરતાં નીતિશિક્ષણનું કામ હાથ ન ધરવું એ સહીસલામતી ભરેલું છે. આજે માણસોએ એટલો બધો અનીતિમાન બની ગયો છે કે પોતે અનીતિનો ભય સર્વત્ર જુએ છે. તેની વૃત્તિ બધાયમાં અનીતિ આરોપવાની છે. મોટે ભાગે નીતિશિક્ષણમાં ઝંડો ફરકાવનારાઓ પોતાના હૃદયમાં રહેલ અનીતિની સાથે લડત કરવા નીકળેલા હોય છે. એ માણસો પોતાની સાથે લડી શકતા નથી તેથી સમાજ સાથે લડી લેવા પ્રેરાય છે. જે માણસ જે વસ્તુથી બીએ છે તે માણસ તે વસ્તુને દુનિયામાંથી હાંકી કાઢવા દોડે છે, પણ જે માણસ જે વસ્તુથી નિર્ભય છે તે માણસ તે વસ્તુને હાંકી કાઢવામાં રસ લેતો નથી. મહાન સત્ત્વો સિવાયની વ્યક્તિઓ હંમેશાં

પોતાના સ્વભાવની સામે લડવામાં ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને તત્ત્વજ્ઞાનને વાપરે છે; પણ નિશાન મારવાનું સાધન માણસને બનાવે છે તેમાં ભૂલ કરે છે. માબાપ નીતિશિક્ષણની વાતો કરે છે, સંસ્થાના સંસ્થાપકો નીતિશિક્ષણની હિમાયત કરે છે, શિક્ષકો નીતિશિક્ષણ આપવા દોડે છે ને લેખકો નીતિશિક્ષણ આપવા પુસ્તકો લખી નાખે છે; તે બધા મોટે ભાગે પોતાની જાત સામે પોતાની જ ન્યૂનતાઓ સામે અને પોતાની જ અપૂર્ણતાઓ સામે બળવો ઉઠાવવા મહેનત કરે છે. આમાંથી કેવળ ભાડૂતી લોકો અને ઉચ્ચ સત્ત્વોને માફી મળી શકે ખરી. આવી વૃત્તિવાળા નીતિના શિક્ષણને નામે પોતાનામાં રહેલ અનીતિને બીજાના લોહીમાં ભોંકીને દાખલ કરે છે. આથી જ જેમ જેમ નીતિશિક્ષણ વધતું જાય છે તેમ તેમ દંભ વધતો જાય છે. ને દંભ એ નાગાઈ કરતાં વધારે ભયંકર છે. જ્યાં સાપ ઘણા હોય, જ્યાં સાપનો ત્રાસ મગજમાંથી જતો જ ન હોય, ત્યાંની વાચનમાળામાં ને ત્યાંની વાર્તાઓમાં સાપને મારવાની અનેક યુક્તિઓ મળી આવે છે. માંદલા દેશની વાર્તાઓમાં માંદા કેમ મટવું તેની અને તંદુરસ્તીના મહિમાની વાતો બહુ જોવામાં આવે છે. જે દેશને, પ્રજાને કે વ્યક્તિને જે રોગ થયો હોય તે દેશ, તે પ્રજા કે તે વ્યક્તિની વાર્તાઓમાં તેનાં રોગનું અસ્તિત્વ વ્યક્ત થાય જ છે. નીતિશિક્ષણ, એવો પ્રચંડ ઘોષ કરનારી પ્રજાની નસોમાં કોઈ ભયંકરમાં ભયંકર અનીતિનાં તત્ત્વો પેસી ગયેલાં છે, ને એ જ એનું નિદાન છે. ખ્રિસ્તી લોકો માણસને જન્મથી જેમ પતિત ગણે છે તેમ આપણે ગણતા હોઈએ, તો જરૂર નીતિશિક્ષણની વાતો પ્રથમ સંભળાવ-વાની ધૃષ્ટતા કરવાનો વિચાર કરીએ; એ ધૃષ્ટતા નિષ્ફળ જ જવાની એ વાત બીજી છે. પરંતુ જો બાળક જન્મથી અનીતિમાન

નથી એમ આપણે માનીએ તો અભ્યાસક્રમમાં નીતિશિક્ષણને સ્થાન આપવું એ ભાવિ પ્રજાનું અપમાન છે, મનુષ્યના આત્માનું અપમાન છે. નીતિશિક્ષણ આપનારાઓનાં મગજો માનસશાસ્ત્રની દષ્ટિએ તપાસીએ તો સમજાય કે તેઓ અનીતિથી બીએ છે તેનાથી યે વધારે તો તેઓ સમાજમાં અવ્યવસ્થાના ભયથી ડરે છે. અમુક નીતિના નિયમોથી માણસ સામાજિક બને છે એ એમની માન્યતા અને અનુભવ છે. માણસને માણસ બનવા દેવાને બદલે તેને સામાજિક બનાવવાની વૃત્તિમાં નીતિશિક્ષણને આગળ કરવું પડે છે. માણસ હંમેશાં પોતાનો દોર ચલાવવા માગે છે, રાજા રાજ ચલાવવા માગે છે, પ્રજા પ્રજાતંત્ર ચલાવવા માગે છે, ગૃહપતિ ગૃહ ચલાવવા માગે છે, શિક્ષક શાળા ચલાવવા માગે છે ને વ્યક્તિ વ્યક્તિત્વ ચલાવવા માગે છે. કોઈ કોઈને સ્વતંત્ર રહેવા દેવા ખરી રીતે ઈચ્છતું નથી. એક પ્રજા બીજી પ્રજાને પોતાના જેવી જ પ્રજા બનાવવાનો ભારે પ્રયત્ન કરે છે. જે માણસો એ ઘરેડમાંથી પ્રજાને મુક્ત કરવા બહાર પડે છે તેમને પોતાનું બલિદાન આપવું પડે છે. તેમને કોઈ નીતિવિશારદો કે શાસ્ત્રીઓ કે શિક્ષકો નથી કહેતું, પરંતુ તેમને સમાજદ્રોહી, જનતાદ્રોહી, અને અનીતિપ્રેરક કહેવામાં આવે છે. એવાઓમાં સોક્રેટીસ, ક્રાઈસ્ટ કે મહાત્મા ગાંધી જેવાનાં નામો આપી શકાય. નીતિશિક્ષણ માણસને આત્માની સ્વતંત્રતામાંથી ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે. જે જે વ્યક્તિઓને પોતાના જીવનમાંથી નીતિ વહેવડાવવાની હોતી નથી, જે જે વ્યક્તિઓ સ્વતઃ નીતિમાન નથી, ને જેમનાં મન, વાણી અને કર્મ નીતિનાં જીવતાંજાગતાં દષ્ટાંતો નથી, તે માણસો જ નીતિ-શિક્ષણના પૂરેપૂરા પક્ષપાતી છે; તેમના હાથમાં જ નીતિશિક્ષણ શોભે છે. તેમને પોતાનામાંથી કંઈ બતાવવાનું નથી હોતું તેથી

તેઓ નીતિશિક્ષણ માટે વાર્તા વાપરે છે. માબાપો જ્યારે પોતાના જીવનની સુવાસ આપી શકતાં નથી ત્યારે તેઓ કલ્પિત અથવા ઐતિહાસિક જીવનની કથાઓથી તેનો બદલો વાળવા મથે છે. પ્રસંગે પ્રસંગે નીતિની વાર્તાથી તૈયાર રહેનાર પિતા મોટો વિદ્વાન અને નીતિશાસ્ત્રી આટલા જ કારણથી પ્રાકૃત લોકોમાં મનાય છે. સાચું બોલવામાં જે બળ છે, જે સુંદરતા છે, જે ચમત્કાર છે, તે બળ, તે સુંદરતા, તે ચમત્કાર સત્યનિષ્ટ માણસની કોઈ કલ્પિત વાર્તામાં નથી. હું મારા મામાને ત્યાં અભ્યાસ કરતો હતો. મારા મામા સ્ટેશન માસ્તર હતા. તેઓ જ્યારે સંધ્યાદિ નિત્યકર્મમાં બેઠા હોય ત્યારે મહારાજા ભાવસિંહજીને પણ રાહ જોવી પડતી. તેઓએ કદી પણ સંધ્યા ઉતાવળથી પતાવેલી નહિ. એ નિર્ભયતા, એ દઢતાએ મારા પર જે છાપ પાડી તેવી છાપ કોઈ નીતિની વાર્તાએ નથી પાડી. એમના જીવનમાંથી જે સત્ય વહેતું હતું તે મને વધારે ગમતું હતું. તેમની સંધ્યા તેમનો હંમેશનો વ્યાયામ હતો; તેમનું નિર્ભયપણું તેમના આત્માનો પરિમલ હતો. તેમના વ્યાયામે તો મારા પર અસર ન કરી, પણ તેનો પરિમલ તો સહેજે મારામાં પેસી ગયો છે.

મારા એક મિત્ર છે. એમને નીતિશિક્ષણનો ભારે શોખ છે. તેઓ નીતિશિક્ષણનો કશો ય અર્થ સમજતા નથી એવું મારું ચોક્કસ માનવું છે. પણ તેઓ એક વાત સમજે છે અને તે શિષ્ટાચાર. તેઓ જ્યારે ને ત્યારે પોતાનાં બાળકોને તેમની કંઈ ભૂલ થાય કે તેમનામાં ઊણપ દેખાય તો તેમને એકાદ ઉપદેશવાકય કે ઉપદેશકથા સંભળાવવા લાગી જાય છે. તેઓ તેમની પાસે એવા જ વાચનની હિમાયત કરે છે ને એવું જ વાચન મૂકે છે કે જેમાં ઉપદેશ ભરેલો હોય. બાળક ઉપર આવી ક્રિયાઓ કરવાથી

બાળકને ઘણું નુકસાન થાય છે. તે પોતાનું વ્યક્તિત્વ ખુએ છે, ગુલામી સ્વીકારે છે અને સ્વતંત્ર વિચારને બદલે પરતંત્ર વિચારશ્રેણીને અનુસરે છે. બાળક નીતિવાન બનતું નથી પણ નીતિના વિષયને લગતી વાર્તાની હકીકતોથી લાદેલું-તેને ભારે મરતું એકાદ દીન પ્રાણી બને છે. કોઈ પણ વિષયની હકીકતો જાણવી અને તે વિષયનું રહસ્ય જાણવું, એ બે જુદી બાબતો છે. કેટલાએક વિષયની હકીકતમાત્ર જાણવાથી માણસોનો વ્યવહાર ચાલી શકે; પણ કેટલાએક વિષયનું રહસ્ય જાણ્યા વિના હકીકતો છેક ભારરૂપ ને નિરર્થક થાય. નીતિની હકીકતો સંબંધે આવું જ કંઈક છે. હકીકતોથી માણસ નીતિમાન થઈ શકે જ નહિ. હકીકતોના જ્ઞાનથી માણસમાં નીતિ સંબંધે રુચિ થવાનો અલ્પાંશે સંભવ ગણીએ તોપણ રહસ્યભેદ વિના એ રુચિ પણ અલ્પાયુષી બને છે. શિક્ષક શિક્ષણમાં, માતાપિતા જીવનમાં ને ગુરુ ધાર્મિક વ્યવહારમાં જ્યારથી હકીકત અને રહસ્યમાં તફાવત જોતાં હશે ત્યારથી તે પહેલવહેલું રહસ્ય આપશે ને પછી હકીકત આપશે. રહસ્ય સુવાસ સાથે સરખાવી શકાય. ગુલાબની હકીકતો વિના ને એના જ્ઞાન વિના એની સુવાસનો તો સંભવ છે. એમ જ નીતિની હકીકતોમાં સૂકાં છોડાં ખાધા વિના રહસ્યપાનનો સંભવ છે. ગુલાબમાંથી સુગંધ સહેજે નીકળી માણસની ઘ્રાણેંદ્રિયને સ્પર્શી તેને આહ્‌લાદ આપે છે. આ આહ્‌લાદને લીધે જ માણસ ગુલાબનું જ્ઞાન લેવા પ્રેરાય છે. નીતિની સુવાસનો જો બાળકને સ્પર્શ થાય તો પછી બાળક નીતિનો ગુલાબી રંગ અને તેની ગુલાબી પાંખડીઓનો પરિચય કરી જ લેવાનો છે. માણસને આત્માની ઓળખ થઈ જાય તો તેને શરીર શોધતાં વાર ન જ લાગે. મારા એક મિત્ર કહે છે : "નીતિધર્મ તો માણસના પરસેવામાંથી

નીકળવો જોઈએ." છતાં મોંમાંથી (ઉપદેશમાંથી) નીકળતા નીતિધર્મમાં એમની શ્રદ્ધા છે એ એક નવીનતા છે.

પણ પ્રત્યેક માણસ માને છે કે પોતે નીતિશિક્ષણ યાને ધાર્મિક શિક્ષણ આપવાનો અધિકારી છે. માણસે બીજાનું ભલું કરવાનો અધિકાર વગર રજાએ ધારણ કરવાનો છે, પણ એ માટે સાધનના ઉપયોગ પરત્વે સાવધાનતા રાખવી પડે છે. આપણને અધિકાર છે એ વાત ભૂલથાપ ખવરાનારી છે. બીજાનું ચારિત્ર્ય ઘડવાનું કામ માથે લેવું એ જોખમ ભરેલું તો છે જ; પણ તેથી વધારે તો તે મૂર્ખાઈ ભરેલું છે. છતાં એ કામ એટલું બધું સહેલું મનાય છે એ જ આશ્ચર્ય છે ! માણસને સહેલામાં સહેલું કામ તે લાગે છે કે જે પોતાને કરવાનું નથી હોતું. આથી જ નીતિશિક્ષણના શ્રવણનું અને કથનનું કામ સસ્તું અને સહેલું છે. જે માણસ ઉપદેશ કરી શકે, જે માણસ વાર્તા કહી શકે તે નીતિશિક્ષણ આપી શકે એવો ખ્યાલ લોકોને અસ્વાભાવિક નથી લાગતો. આથી જ દરેક શિક્ષક નીતિશિક્ષણ આપવા યોગ્ય ગણાય છે. જેને વાર્તા કહેતાં તો શું પણ પૂરુંપાધરું બોલતાં પણ ન આવડતું હોય એવા પ્રાથમિક શાળાના શિક્ષકો જ્યારે વાર્તાઓ કહેવા જાય અને નીતિની વાતો કરવા જાય ત્યારે જે હસવું આવે છે તેના કરતાં ખેદ વધારે થાય છે. વાર્તામાં નીતિનું રહસ્ય ન હોય તોપણ ગમે ત્યાંથી નીતિનું રહસ્ય ખોળી કાઢવાનો વળગાડ લાગેલા કેટલાએક માણસો છે; આ માણસોનો મોટો ભાગ શિક્ષકોનો અને માબાપોનો છે. જો આટલા બધા નીતિશિક્ષણના પ્રયત્નોથી થોડીએક નીતિ બાળકોમાં ઊતરી હોત તો આજે ઘણી યે શાળાઓમાંથી નીનિશિક્ષણનો સમય કાઢી નાખવો પડયો હોત, અથવા આપણે નીતિ, નીતિ, એવી વાતોનો આજે પોકાર કરવો ન પડત. વાર્તા

દ્વારા કહો કે ઉપદેશ દ્વારા કહો, મુખથી કહો કે લેખથી કહો, માણસને નીતિ આપવાનો એક ભારે શોખ લાગ્યો છે. અને તેનું કારણ બીજું કશું નથી તો એક તો છે જ કે માણસમાં નીતિની વૃત્તિ ક્યાંથી આવે છે ને કેવી રીતે વિકસે છે તેનું વૈજ્ઞાનિક જ્ઞાન નથી. જ્યાં જ્યાં આપણે શરીરશાસ્ત્રના નિયમો જાણીએ છીએ ત્યાં ત્યાં શરીરશાસ્ત્રને લગતી ભૂલો આપણે નથી કરતા. દાખલા તરીકે આપણે સમજીએ છીએ કે બાળકને ચાલતાં, દોડતાં અને વાતો કરતાં એકાએક આવડી જતું નથી; ઘણા લાંબા વખતના સ્વયંપ્રેરિત પ્રયાસને અંતે બાળક આ ક્રિયા પર કાબૂ મેળવે છે. આપણે તેને માટે ઉતાવળ કરતા નથી. અને કરીએ છીએ તોપણ આપણું ચાલતું નથી એવો આપણો અનુભવ છે. આથી જ જ્યારે આપણે ઓફિસમાં કે બહારગામ જઈએ છીએ ત્યારે નાના બાળકને કહીને જતા નથી કે "હું પાછો આવું ત્યારે તારે મારા જેટલા ઊંચા થઈ જવું અથવા મારા જેટલું વજન મેળી લેવું." આમ કહેવામાં આપણે આપણી મુર્ખાઈ સમજી શકીએ છીએ. આનું કારણ, આપણે શરીરવિકાસના છેક સાદા નિયમો તો સમજીએ જ છીએ, એ છે. પણ જ્યારે આપણે બાળકને ઉપદેશ આપીને કે વાર્તા કહીને કહીએ છીએ કે જો હવે તું સાચું બોલજે અથવા ચોરી કરીશ નહિ, ત્યારે આપણે બાળકની અને આપણી હાંસી કરીએ છીએ અને માનસવિકાસના ભયંકર અજ્ઞાનનું પ્રદર્શન કરીએ છીએ. શરીરના વિકાસના નિયમો અને ક્રિયાઓ કરતાં યે માનસના વિકાસના નિયમો અને ક્રિયાઓ વધારે ગૂંચવાડા ભરેલાં અને કઠિન છે એ આપણે જાણતા નથી માટે જ આપણે કથનમાત્રથી માનસને કેળવવા દોડીએ છીએ. માનસવિકાસ કરતાં યે આત્માની શક્તિનો વિકાસ સિદ્ધ કરવો વધારે કઠિન છે. માણસ શરીરની શક્તિ

વધારી શકે, માણસ બુદ્ધિનો વૈભવ મેળવી શકે, પણ માણસ આત્માની શુદ્ધિ મેળવતા જિંદગી ગાળી નાખે તોપણ સફળતાથી દૂર રહે. જે વિકાસ અત્યંત કઠિન છે, સૂક્ષ્મ છે, તે જ વિકાસ આપણે કેવળ વાર્તાથી સિદ્ધ કરવાની ધૃષ્ટતા કરીને આપણું વૈચિત્ર્ય દેખાડીએ છીએ. સત્યનો પાઠ ભણાવી બાળક પાસેથી સત્યની અપેક્ષા રાખનાર કાં તો મૂર્ખ છે, અથવા તો અજ્ઞાની છે, અથવા તો ઢોંગી છે. આપણે મુર્ખ છીએ તે કરતાં અજ્ઞાની અને ઢોંગી વધારે છીએ.

ત્યારે હવે શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વાર્તાઓ કહેવામાં કશી હરકત છે જ નહિ. અનેક રહસ્યો ભરેલી વાર્તાઓમાં નીતિના રહસ્યવાળી વાર્તાઓનો સમાવેશ થઈ જાય છે. અને રસોવાળી વાર્તાઓમાં ધર્મરસવાળી વાર્તાઓને સ્થાન છે જ. પણ આપણે ધર્મ કે નીતિનો બોધ કરવા સારુ વાર્તા ન જ કહીએ. વાર્તા તો વાર્તાની ખાતર જ, વાર્તાનો પ્રમુખ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ કહીએ. જે વાર્તાનું કથન સંપૂર્ણ સફળ છે તે વાર્તા પોતાનો પ્રાણ સ્વતઃ ફેલાવી શકે છે; તે વાર્તામાંથી તેની સુવાસ એની મેળે જ બહાર પ્રસરે છે. બીજી વાર્તાઓથી ધર્મની વાર્તામાં કાંઈ વિશેષતા નથી એમ સમજીને જ ધર્મનીતિ જેમાં ઉદ્દેશરૂપે હોય તે વાર્તા કહેવાય. સાર કઢાવવો એટલે વાર્તાનું વિષ કઢાવવું. માણસનો સ્વભાવ એવો છે કે એના ઉપર જે લાદવામાં આવે છે તે જ તેને ગમતું નથી; પણ એ જ વસ્તુ જ્યારે માણસ પોતાની ઈચ્છાથી સ્વીકારી શકે છે ત્યારે તેનો ખરો લાભ મળે છે. નીતિશિક્ષણ ભરેલી વાર્તામાં નીતિના વિચારો વાર્તા દ્વારા સ્પષ્ટ દેખાઈ આવે એમાં વાર્તાકથનકારની ખૂબી છે. એ કલાનો વિષય હોઈ કલાધર જ નીતિનું સૌંદર્ય બતાવી શકે છે. વાર્તાના કથનની

કળાની પીંછી જો યથાર્થ રીતે નીતિનો પક્ષ લઈ શકે ને અનીતિને તુચ્છકારી કાઢે તો સહેજે નીતિઅનીતિનો ભેદ અને નીતિનો પ્રબોધ બાળક ઉપર છપાય.

નીતિયુક્ત વાર્તા જ કહેવાય અને બીજી વાર્તા ન કહેવાય એ માન્યતા એક અસંગત અને અગમ્ય માનસનું પ્રતિબિંબ છે. એકબે વિચારો ખાસ કરી લેવા જેવા છે. ગુણદોષ, સારુંનરસું, એ સાપેક્ષપણે છે. એકના અભાવે બીજાની હયાતી છે, એકના ગુણથી બીજાનો દોષ છે. એકલી નીતિયુક્ત વાર્તા તો કલ્પનામાં જ હોય. નીતિ ઠસાવવા માટેની વાર્તાઓમાં અનીતિનું ખંડન અને નીતિનું મંડન તો હોય જ છે. પાપીને સજા દેવા માટે કલ્પિત નરકને સ્થાન આપનારા ધર્મમાં પુણ્યશાળીને સ્વર્ગ દેવા માટેની કલ્પના પણ કરવી પડી છે. અંધકાર પ્રકાશનો અભાવ છે, એથી વિશેષ કાંઈ નથી, એવું વૈજ્ઞાનિકોનું કહેવું છે. કેટલાએકનું કહેવું છે કે સાચા બનાવોને જ વાર્તામાં ગણવા અને કલ્પિત બનાવોને અસત્ય ઘટના ગણી છોડી દેવા. વાર્તાની દષ્ટિએ કલ્પિત અને સાચા બનાવોમાં તફાવત નથી. વાર્તામાં ગૂંથેલા બનાવો એ વાર્તા પૂરતા કલ્પિત છે, પણ બનાવો તો જગત આખામાં બને તેવા કે મનુષ્યની વાસતવિકતા સંબંધેની કલ્પનામાં આવી શકે તેવા હોય છે. આથી જ નીતિશિક્ષણમાં તો વિજ્ઞાનની વાતો જેવી વાસ્તવિકતા ઉપર જ રચાયેલી વાર્તા ઉપર આધાર રાખવો જોઈએ એ વિચારને થોડું જ માન આપવું ઘટે છે. મનુષ્ય- જીવનની વાસ્તવિકતા ઉપર જ વાર્તાઓ રચીને નીતિશિક્ષણ આપવાના દાવાને પણ આપણે આવી રીતે અવગણી શકીએ. મનુષ્યજીવનની વાસ્તવિકતાની બીજી બાજુ પણ છે. વાસ્તવિકતા એ વાસ્તવિકતા હોવાથી ગુણ અને દોષ બંનેથી ભરપૂર છે. વાસ્તવિકતાના ગુણદોષોનો ખુલાસો

હંમેશાં મળી શકતો નથી કારણકે કુદરતની કૃતિઓ અગમ્ય અને અકલિત છે. આથી આપણે ઐતિહાસિક સત્ય બિનાઓ ઉપર નીતિની વાર્તાઓનું મંડાણ માંડવા જઈએ તો ઔરંગઝેબની વાર્તાનો ખુલાસો આપણે આપી ન શકીએ. અસત્ય બિનાઓ પણ માણસમાં સ્વાભાવિક છે એવો જે ભાસ ઈતિહાસથી થાય તેને આપણે રોકી શકીએ નહિ.

બધી સારી વાર્તાઓ વાર્તાકથન માટે ચાલે; એમાં નીતિભરી વાર્તાઓ પણ આવી જાય. તે વાર્તાઓ પોતાના આત્માની સુવાસ પોતાની મેળે જ કથનની કળા દ્વારા આપી જાય, એથી વિશેષ કાંઈ કરવાપણું નથી.

બેશક, આપણે અનીતિ-ઉપદેશક વાર્તાઓ બાળકોને ન સંભળાવીએ. જેમ સારી વાર્તાની સુવાસ છે તેમ નઠારી વાર્તાઓની કુવાસ પણ છે. પણ અનીતિમય વાર્તાઓ કઈ અને કઈ નહિ, તેનો વિચાર કરી લેવો જોઈએ. નીતિ અને અનીતિનો આધાર સામાજિક આદર્શ અને ધાર્મિક આદર્શ ઉપર છે. એક ધર્મના કે સમાજના માણસને કેટલીએક વાર્તા ભયંકર લાગે તો કોઈ બીજા ધર્મ અને સમાજના માણસને એ વાર્તા સ્વાભાવિક લાગે. ઘણી વાર નીતિને લોકોએ શિષ્ટતાને દરજ્જે પહોંચાડેલી હોય છે, તેથી પોતાને જે અશિષ્ટ લાગે છે તેને અનીતિવાળું કહી દેવાની તે ભૂલ કરે છે. નીતિના સાર્વત્રિક અને સર્વમાન્ય સિદ્ધાંતોનો ભંગ કરતી વાર્તાઓનો આપણે ઉચ્છેદ કરીએ; પણ નીતિને નામે ચાલી શકે તેવી અસંસ્કૃત કે ગ્રામ્ય વાર્તાઓને આપણે છેક છોડી ન દઈએ. ઘણા લોકોએ શિષ્ટતાનો અને નીતિમયતાનો મગજ પર એવો દૃઢ લેપ કરેલો હોય છે કે તેઓ ગ્રામ્યવાર્તાના દુશ્મન બન્યા હોય છે. એમનો લેપ ઢોંગનું બીજું નામ છે. માણસ

પોતાનો ઢોંગ બધી વાર જાણે છે એવું નથી હોતું, અથવા પોતાનો ઢોંગ હંમેશાં ઈરાદાપૂર્વકનો નથી હોતો, તેથી પોતે ઢોંગ અને સાચનો તફાવત પારખી શકતો નથી. એકદમ સ્વચ્છ વાર્તા માગનારને જરા પણ ગ્રામ્યતા ભરેલી વાર્તા જોતાં એક જાતનો આઘાત થાય છે. આ આઘાતની ક્રિયા ખોટી કેળવણી અને રૂઢિ કે આચારની જડતામાંથી ઉત્પન્ન થાય છે. જેમ હિસ્ટિરિયા એ જાણેઅજાણે માણસે પોતે જ પોતાના મગજમાં દાખલ કરેલ અને વિકસાવેલ રોગ છે, તેમ જ નીતિમયતા, નીતિમયતાની ધૂન, ગ્રામ્યતાનો વિરોધ, એ પણ એક જાતની રોગગ્રસ્ત મગજની દશા છે. એ રોગ માણસે જાતે જ પેદા કરેલ છે. માણસને કેળવણી આપવાની શરૂઆત થાય છે તે પહેલાં માણસમાં કેટલાએક સંસ્કારો પેસી જાય છે. એ ઉપરાંત માણસ કેટલુંએક પોતાની સાથે લાવેલો હોય છે. કેટલુંએક વારસારૂપે તેનામાં પેઢી દર પેઢી ઊતરી આવેલું હોય છે, તો કેટલુંએક તેને સમષ્ટિના વિકાસના વારસારૂપે મળેલું હોય છે. બીજા શબ્દોમાં બોલીએ તો માણસ એ સમષ્ટિનું અંગ છે, એટલે તેને સમષ્ટિના વિકાસના પરિણામનું ફળ મળે છે. વળી માણસ સમષ્ટિનું જ અંગ હોવાથી તેને સમષ્ટિના વિકાસની બીજી બાજુનું પણ ફળ મળે છે. વળી વ્યક્તિગત તેમ જ પૂર્વજોના સંસ્કારો વિષે પણ કંઈક માનવું જોઈએ. સંસ્કારોને માણસ પોતાના પૂર્વજન્મના જીવનમાંથી લાવેલો છે એમ પણ માનવાને કારણો છે. એ ઉપરાંત માણસના સ્થૂળ જન્મ પહેલાં ગર્ભાવસ્થાના દિવસોમાં પડેલા સંસ્કારો એ એક બીજો સંસ્કારસમૂહ છે. જન્મ પછીથી માતાના, પિતાના, જ્ઞાતિના, શેરીના, સમાજના ને ટૂંકામાં કહીએ તો જેને સમગ્ર વાતાવરણના સંસ્કારો કહીએ તે એકેએકની જબરી અસર માણસ

કેળવણી લેવા આવે છે તે પહેલાં તેના ઉપર થઈ ચૂકે છે. થોડાએક શબ્દોમાં આ અસરોને વર્ણવીએ તો નીચે પ્રમાણે ગણાવી શકાય :-

(૧) પૂર્વજન્મોના સંસ્કારો.
(૨) સમષ્ટિના વિકાસનું ફળ.
(૩) પૂર્વજોનો વારસો.
(૪) જન્મ પહેલાં ગર્ભાવસ્થામાં પડેલી અસર.
(૫) સમાજની અસર.
(૬) વાતાવરણની અસર.

આવી અસરવાળો, આવા સંસ્કારવાળો, આવી પૂર્વજન્માગત વૃત્તિઓવાળો માણસ જ્યારે કેળવણી લેવા બેસે છે ત્યારે કેળવણી તેની આ બધી સ્થિતિની અવગણના કરે છે, અને માણસ જે સ્થિતિએ ઊભો છે ત્યાંથી તેને ઊંચે લઈ જવાને બદલે માણસને પોતાની ઈચ્છાનુસાર ઘડવા માગે છે. આવે વખતે બળવાન માણસ કેળવણીની સામે બંડ કરી પોતાના સ્વભાવને અનુસરે છે. પણ બધાં એવાં બળવાન સત્ત્વો હોતાં નથી. નિર્બળ માણસો પ્રણાલિકાના ગુલામ બની પ્રણાલિકાના બળથી દબાઈ જઈ પોતાના સ્વભાવને સંતાડે છે. સ્વભાવ નાશ તો પામતો જ નથી. સ્વભાવનો નાશ કરવામાં કેળવણી કદી સમર્થ થઈ નથી, ને થઈ શકે પણ નહિ. પરંતુ સ્વભાવને ઉન્નત કરવામાં, ઉચ્ચગામી કરવામાં અને તેની દિશા બદલવામાં કેળવણી ફતેહ મેળવી શકે છે. હવે માણસના વિકાસના ક્રમને જોઈએ તો માલૂમ પડે કે માણસ ધીમે ધીમે જડતામાંથી ચેતનને પામતો ગયો છે. અશ્લીલતામાંથી ગ્રામ્ય- તામાં ગયો છે, ગ્રામ્યતામાંથી શિષ્ટતામાં ગયો છે ને તેમાંથી મનુષ્યત્વમાં ગયેલો છે. કેળવણીનો પ્રબંધ દરેક માણસને એકાએક મનુષ્યત્વ આપવા માગે છે; માણસ

જે કક્ષામાં ઊભો હોય છે ત્યાંથી તેને આગળ વધારવાની તેની મતિ નથી. આથી કેળવણીના દબાણથી માણસની સ્વાભાવિકતા ટળી જઈ તેનામાં અસ્વાભાવિકતા આવે છે; માણસની દૃષ્ટિમાં પ્રત્યેક વસ્તુની ઉપયોગિતા અને કિંમતમાં તફાવત પડી જાય છે. અશ્લીલતાની કક્ષાએ ઊભેલા માણસને પણ મનુષ્યત્વનો વેશ પહેરવો પડે છે અને પોતાના સ્વભાવ ઉપર લીંપણ કરવું પડે છે. આજે પ્રત્યેક શિષ્ટ કહેવાતા અને ગણાતા માણસો પાસે સત્ય કહેવરાવીએ તો તેણે કહેવું જ પડે કે આટલી બધી કેળવણી મળ્યા છતાં પોતામાંથી ગ્રામ્યતા તો શું પણ અશ્લીલતાયે નથી ગઈ. તેઓ બરાબર આત્મનિરીક્ષણ કરી શકે તો તેમને માલૂમ પડે કે તેઓ પોતાની ગ્રામ્યતા અને પામરતા ઢાંકીને બેઠા છે, છતાં તે તેમનામાંથી નાશ પામી નથી. જ્યારે દબાણથી નીચ વૃત્તિઓ ઉપર ઉચ્ચ વૃત્તિનો ઝભ્ભો પહેરવો પડે છે ત્યારે નીચ વૃત્તિઓ કોઈ ને કોઈ એકાન્ત સ્થળેથી કોઈ એકાદ કાણામાંથી નીકળી જવાનો પ્રયત્ન કરે છે. શિષ્ટ મનાતા અને કહેવાતા લોકોને એક જ પ્રશ્ન બસ છે કે તેઓ પોતાના ખાનગી જીવનમાં કેટલા ગ્રામ્ય, કેટલા અશિષ્ટ અને કેટલા અશ્લિલ છે ? જેમ જેમ સુધારવાનો દંભ વધે, જેમ જેમ ઉપરના દંભનું પડ જાડું થાય તેમ તેમ ગુપ્ત ગ્રામ્યતાનું બળ પ્રબળ બને છે - ગુપ્ત અશ્લીલતામાં વધારે રસ પડે છે. જે લોકોને દેખીતી ગ્રામ્યતા સ્વાભાવિક છે, તે લોકો વ્યવહારમાં કે જીવનમાં થોડા જ ગ્રામ્ય છે. જે લોકો પોતાના સ્વાભાવિક જીવનમાં અશ્લીલ નહિ તો ઘણા જ અસભ્ય લાગે છે તેઓ પોતાના નીતિના જીવનમાં ઘણા જ શુદ્ધ હોય છે. આફ્રિકાના જંગલી લોકોમાં ઓછામાં ઓછો વિકાર છે, પણ આપણા સુધરેલા અને કપડાંમાં પગથી માથા સુધી ઢંકાયેલા લોકો વિકારોથી ભરપૂર

છે એ સાબિત કરવા માટે પુરાવાની જરૂર નથી. ગ્રામ્યતામાં ઊછરતા ગામડાના લોકો ને કેટલાએક કારીગરો તો એવા છે કે જેમના હોઠ ઉપરથી અશ્લીલ શબ્દો ને ગ્રામ્ય વાણી સુકાતી નથી. તેવા બધા લોકો ખસૂસ હલકા છે ને નીતિથી પતિત છે એવું નથી. ખરી હકીકત તો એવી છે કે એમના ઉપર કેળવણીનો દંભી ઓપ ચડેલો નથી તેથી તેઓને ઢાંકપિછોડો કરવાનું હોતું નથી; ઊલટું, તેમના હૃદયમાં પોતે જે બોલે છે તેનો અર્થ અતિ પરિચયથી કશો રહેતો નથી. ટૂંકમાં એટલું તો કબૂલ જ રાખવું પડે છે કે ગામડિયા લોકો શિષ્ટ શહેરીઓ કરતાં વધારે નિર્દોષ છે.

આટલા વિચારો પછી ગ્રામ્ય વાર્તાઓને હાથમાં લઈએ. અશ્લીલ વાર્તાઓને તો છોડી જ દઈએ. હવે લગભગ એવી વાર્તાઓ ખૂબ ઓછી થઈ ગઈ છે કારણકે માણસનો વિકાસ એટલો પ્રગતિશીલ થયો છે. પણ વાર્તાઓનો પ્રશ્ન રહે છે. ગ્રામ્ય વાર્તાઓથી કોઈ પણ રીતે ડરવાનું નથી. ગ્રામ્ય વાર્તાઓ સંબંધે આપણે વિવેકથી નિર્ણય કરી શકીએ. ગ્રામ્ય વાર્તાઓ જ્યાં જ્યાં નિર્દોષ હોય ત્યાં ત્યાં એને રાખવાનો પ્રયત્ન કરીએ; જ્યાં જ્યાં એ વાર્તાઓ દુષ્ટ હોય, અનીતિપ્રેરક હોય, ત્યાં ત્યાં તેનો સદંતર ત્યાગ કરીએ. નિર્દોષ ગ્રામ્ય વાર્તાને આપણે બે રીતે વાપરીએ. ગ્રામ વાર્તાને ઊંચે ચડાવીએ, તેને શિષ્ટ કરીએ, એ એનો એક પ્રકારનો વપરાશ. એ વાર્તાને આપણે વાપરીને જનસમાજની ગ્રામ્યતા આપણે પોષીએ નહિ, પણ ગ્રામ્યતાને નીકળી જવા દઈ તેને બદલે શિષ્ટતાને આવવાનો અવકાશ આપીએ; દીવાલ બાંધી વૃત્તિઓને રોકીએ નહિ પણ વૃત્તિઓને નીકળી જવાને દરવાજા કરી આપીએ. ગ્રામ્ય વાર્તાઓ કહી સંભળાવવામાં આવા દરવાજાઓ કે બારીઓ રહેલી છે. ગ્રામ્ય વાર્તાઓનું ઝેર ઊતરી

જાય એટલે તુરત જ એમને ઊંચે ચડાવી એમાંથી જ વિનોદની વાતો બનાવી લઈએ. ખરી રીતે તો ગ્રામ્ય વાર્તાઓ વિનોદની વાતો છે. વિનોદ ગ્રામ્ય છે એનું કારણ તો આપણે-આપણો સમાજ હજી ગ્રામ્યતામાંથી મુક્ત થયો નથી. વધારે ગંભીર, વધારે કૃત્રિમ, વધારે કેળવાયેલ માણસને શ્રીયુત રમણભાઈનું 'હાસ્યમંદિર' પણ નર્યું ગ્રામ્યતાનું પ્રદર્શન ભાસે. અને એમ ભાસે તોપણ એ જ ગ્રામ્યતાની દવા છે. વિનોદ એ ગંભીર સાગરમાં હસતી મીઠી વીરડી છે. ગ્રામ્યતામાં આજે સમાજનો વિનોદ છે. ઉપદેશથી અથવા જોહુકમી કે લાલચભરી કેળવણીથી આપણે ગ્રામ્યતાને દાબી દઈએ તો આપણો વિનોદ પણ સાથે જ જાય ને આપણે સોગિયા બની જઈએ. આથી જ નિર્દોષ ગ્રામ્ય વાર્તાઓને સ્થાન મળે છે; પરંતુ તે કાયમનું નહિ, સમાજ પોતે ગ્રામ્યતામાંથી છૂટે ત્યાં સુધીનું. જેમ જેમ વ્યક્તિ અથવા સમાજ ગ્રામ્યતામાંથી છૂટે તેમ તેમ તેને ઉચ્ચ વિનોદ મળવો જ જોઈએ. એ ઉચ્ચ વિનોદ આપવાની પ્રજામાં તાકાત ન હોય ત્યાં સુધી ગ્રામ્ય વાર્તાઓને કાઢી મુકાય જ નહિ. એક બીજી દૃષ્ટિ પણ છે. આવી વાર્તાઓમાંથી માણસ ગ્રામ્ય થઈ જશે એવી કેટલાએક લોકોની કલ્પના છે. એ કલ્પના છેક ખોટી પણ નથી. પરંતુ મોટે ભાગે તો આવી વાર્તાઓ હલકા વિનોદના ચાડિયારૂપે પણ છે. કોઈ રાજાની નિંદા કરવાની કોઈ રાજપીડિત બારોટને મરજી થાય છે ત્યારે તે રાજાનો ચાડિયો બાંધી દેશપરદેશ ફરે છે. ચાડિયો માણસોને કહે છે : "ભાઈ ! રાજા તો આવો આવો છે." ચાડિયો પેલા રાજાની માણસો પાસે ઘૃણા કરાવે છે. એમ જ વાર્તાઓ બધા માણસના સ્વભાવની સમાજ પાસે હંમેશાં ઘૃણા કરાવે છે. વાર્તા તમામ ખરાબ વાતને સારી વાતનો ચાડિયો છે. ગ્રામ્ય વાર્તાઓનું

અસ્તિત્વ અને તેનો પ્રચાર એ પણ સમાજની ક્ષુદ્રતાનો ચાડિયો છે. જેમ રાજાના ચાડિયાને ભાંગી નાખવાથી અથવા દાટી કે બાળી દેવાથી રાજાની શુદ્ધિ થતી નથી તેમ સમાજના ચાડિયાને આપણા સાહિત્યમાંથી કે શાળામાંથી કાઢી મૂકવાથી સમાજની ગ્રામ્યતા કે ક્ષુદ્રતા જવાની નથી. ઊલટું, આપણે ચાડિયાને એકવાર તો ફેલાવી આપણે આપણી ઘૃણા કરાવી તેને ઊંચે ચડાવવાનું છે. આનો અર્થ એવો નથી કે ગ્રામ્ય વાર્તાઓનું જ શરણ લેવું, પણ એટલો તો છે જ કે નિર્દોષ ગ્રામ્ય વાર્તાની સામે આપણો ઢોંગ લાંબો વખત ચલાવીએ નહિ. વળી ગ્રામ્ય વાર્તાઓનું સંસ્કરણ કરતા જઈએ ને સમાજની કક્ષાએ ઊંચે ચડાવતા જઈએ એ સલાહકારક છે. વાર્તા પોતે સમાજક્રાંતિનું એક સાધન છે એ આપણે વીસરી જવાનું નથી જ. આથી જ જ્યાં જ્યાં ગ્રામ્યતા છુપાયેલી છે ત્યાં ત્યાં ગ્રામ્ય વાર્તાના પ્રયોગથી તે બહાર કાઢી તેને પકડી લઈને સંસ્કાર આપીએ, ને જ્યાં ગ્રામ્યતા છડેચોક છે ત્યાં જઈ ગ્રામ્યતાને અભયદાન આપી તેની સાથે જ ઊંચી રુચિના વિનોદને ધરીએ. આવી વાર્તાઓ પણ તેમાં જે રહસ્ય છે તેને ધ્યાનમાં રાખીને કહીએ તો તેનાથી કશું નુકસાન ન થતાં ફાયદો જ થાય.



## પ્રકરણ દસમું

# લોકવાર્તાનું કથન અને કલ્પનાશક્તિ

લોકવાર્તાના કથનથી કલ્પનાશક્તિ ખીલે છે એ વિચારમાં ઘણો થોડો જ મતભેદ છે. ડૉ. મોન્ટીસોરી સિવાયના અત્યાર સુધીના સઘળા કેળવણીકારોનું એવું મંતવ્ય છે કે લોકવાર્તાના-કથનથી કલ્પનાશક્તિ અવશ્ય ખીલે છે. કલ્પના એટલે વાસ્તવિક્તા તો નહિ જ. તો પછી કલ્પના હંમેશ સત્યાશ્રયી હોવાનો સંભવ નથી. થોડા દિવસ પહેલાં પોલ રિશાર કહેતાં હતા કે બધા કવિઓ ગપ્પી હોય છે.* એ અર્થમાં કલ્પનામાત્ર અસત્ય છે એમ કહેવામાં અડચણ નથી. પણ કલ્પના અને સત્યને વિરોધ નથી, તેમ જ કલ્પનાની સૃષ્ટિ રચનાર અસત્યવાદી છે એમ કહેવાને કારણ પણ નથી. કલા ને કાવ્યમાં જે અદ્દભુત છે તે કલ્પનાની સૃષ્ટિ છે, ને છતાં એ કલ્પનાથી દુનિયામાં સત્યને હાનિ પહોંચતી નથી.

વાસ્તવિકતાને પેલે પાર મન અને બુદ્ધિને ઊડવાની જે શક્તિ છે તે કલ્પનાશક્તિના વિકાસનું ફળ છે. નાયગરાનો ધોધ જોયા વિના એ ધોધની વાત સમજી શકીએ છીએ. ભૂતકાળ કેવળ

---

*All poets are liars.

કલ્પનાના બળથી ઉકેલી શકીએ છીએ, અનંત અંતરને કલ્પનાથી જ ભેદી શકીએ છીએ અને અગમ્ય એવાં તત્ત્વોને કલ્પનાથી ઝીલી શકીએ છીએ, એ અનુભવ આપણે ભૂલી જવાનો નથી.

વાર્તાઓ કલ્પનાશક્તિને ખીલવે છે એનો અર્થ એટલો જ છે કે માણસને તે સૂક્ષ્મ, દૂરસ્થ, ઈન્દ્રિયોથી પર, સ્થૂળ બુદ્ધિને અવાસ્તવિક એવી સૃષ્ટિમાં પેસવાની, તેને સમજવાની અને તેનો આનંદ લેવાની શક્તિ આપે છે. વાર્તાઓ દ્વારા કલ્પનાશક્તિના વિકાસને લીધે માણસનો સાહિત્યનો પ્રવેશ ઊંડો બને છે, કલામાં તેની નજર તીણી બને છે અને આ દુનિયાની દૈવી કવિતાને સમજવાની દષ્ટિ પ્રાપ્ત થાય છે. કારણ એ છે કે દુનિયાનાં સાહિત્ય, કલા અને જે સુંદર ભાસે છે, સુરૂપ ભાસે છે, અકલિત ભાસે છે, તે બધું એક ઈશ્વર અને મનુષ્યના મગજમાંથી ઊપજેલી કલ્પનાનું ફળ છે.

કલ્પનાશક્તિ ખીલેલી નથી હોતી ત્યારે જ માણસ પથ્થરના દેવની પાછળ પ્રભુત્વ જોઈ શકતો નથી. કલ્પનાપૂર્ણ આર્યોએ જ આપણને ઉપનિષદનાં કાવ્યો આપ્યાં છે. કલ્પનાની ડોક લાંબી કરનારાઓથી જ પુરાતત્ત્વની સાચી શોધ થાય છે અને કલ્પનાના બળ વડે જ આજે સમર્થ પુરુષો ભાવિમાં નજર નાખી શકે છે.

જેમ બુદ્ધિ, ઈન્દ્રિયો વગેરે તેમના યથાર્થ વિકાસને પરિણામે મનુષ્યને ઉપયોગી થાય છે, તેમ જ કલ્પના તેનાં સાચા વિકાસને લીધે જ મનુષ્યને ઉપયોગ થાય છે. સામાન્ય મનુષ્યને સુમધુર સંગીત પણ ઘોંઘાટ લાગે છે, તેમ જેની કલ્પનાશક્તિ કેળવાઈ નથી તેને જ્યાં કલ્પનાનું ક્ષેત્ર છે ત્યાં નરી વાસ્તવિકતા લાગે છે. આજે ચિત્રકલામાં બે મતપક્ષો છે. એક પક્ષ કહે છે કે કલા વસ્તુને અનુસરીને જ હોવી જોઈએ. બીજો પક્ષ કહે છે કે વસ્તુની પેલે

પાર જઈ વસ્તુમાં જે સૃષ્ટિ આરોપિત કરી શકાય તેનું આરોપણ કરી કલા ઉપજાવવી જોઈએ. પહેલો પક્ષ ઝાડ જેવું ઊગે છે તેવું જ ચીતરવાનો આગ્રહ રાખે છે; બીજો પક્ષ કહે છે કે ઊગતું ઝાડ તો સૌએ જોયું છે, તેને ચીતરવામાં કાંઈ કલા નથી; પણ ઝાડના ચિત્રમાં જે સુંદરતા લાવી શકીએ, જે કોમળતા મૂકી શકીએ, જે સુંદર રંગોનું મિશ્રણ જમાવી શકીએ તે શા માટે ન જમાવવું ? કલા વસ્તુની પ્રતિકૃતિ હોય તો પછી કલાનું સ્થાન કયાં છે ? કુદરતના ચિત્રમાં એકીસાથે સુંદર સૂર્યાસ્ત, એકાદ નિર્મળ સરોવર, વૃક્ષોની કુંજ, ભૂરા ડુંગરાં એ બધું મૂકવાનો હેતુ ભિન્ન ભિન્ન વસ્તુમાં રહેલી વાસ્તવિકતાને કલ્પનાને બળે એકત્ર કરવાનો છે. બધાં સરોવરોમાં હંસ હોતા નથી, બધાં સરોવરોને કાંઠે કમળો ખીલતાં નથી, બધાં સરોવરોમાં એકાદ નાની કિસ્તી પડી હોતી નથી. છતાં ચિત્રકારોને આ સુયોગ કરવો ગમે છે, અને એમાં જ આપણને મજા લાગે છે. આનું કારણ કલામાં આપણે કેવળ વાસ્તવિકતા માગતા નથી એ છે. હંસ છે તેનાથી મોટો આપણે ચીતરતા નથી; કમળ થાય છે તેનાથી જુદા રંગનાં બતાવતા નથી; કિસ્તી એ મનની કલ્પના માત્ર નથી. છતાં આવું એક સંપૂર્ણ દશ્ય તો કલાધરની કલ્પના જ છે.

આવું જ વાર્તાઓનું છે. હરેક વાર્તા કલાની કૃતિ છે અથવા શબ્દચિત્ર છે. બેશક કોઈ પણ વાર્તા સાચી છે એમ કહી શકાય નહિ. આથી જ ઈતિહાસ અને વાર્તા એકબીજાથી જુદાં પડે છે. દંતકથાને ઈતિહાસ નથી કહેતા કે ઐતિહાસિક વાર્તાને ઈતિહાસથી જુદી ગણીએ છીએ, તેનું આ જ કારણ છે. છતાં વાર્તાની હકીકતો ખોટી નથી અને તેથી લોકહૃદયે વાર્તાઓ ગપ્પાં છે એમ કહીને તેમને ફેંકી દીધી નથી. દરેક વાર્તા વાંચી જુઓ તો જણાશે કે

આખી વાર્તા ખોટી હોય છતાં વાર્તાના બનાવેબનાવની અસંભવિતતા ન હોય. વાર્તામાં લખેલ રાજકુમાર, નામ આપેલ જંગલ, એ રાજકુમારને અજગરનું ગળી જવું, વગેરે હકીકતો કલ્પનાજન્ય હોય, પરંતુ કોઈ પણ રાજકુમારનું શિકારે જવું, કોઈ જંગલમાં કોઈ માણસનું ફરવું કે કોઈ ત્રીજા માણસને અજગરનું ગળી જવું એ હકીકતો હમેશ બને છે; અને એ છૂટીછવાઈ હમેશની બનતી હકીકતોને એક જ તખ્તા ઉપર સુંદર રીતે સાંકળવાનું કામ જ અદ્ભુત વાર્તાકલાકારનું છે. વળી વાર્તાઓ દ્વારા મનુષ્યે પોતાના જ જીવનના છૂટાછવાયા પ્રસંગોને એક જ પટ ઉપર ચીતરવાનો પ્રસંગ શોધ્યો છે અને એમ કરી વાર્તા દ્વારા જીવનનું નાટક જનતા આગળ ખડું કર્યું છે, એમ કહીએ તોપણ ચાલે. વાર્તાઓરૂપે માણસે પોતાની ધર્મસ્મૃતિ, પ્રાયશ્ચિત્તાધ્યાય, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વગેરે શાસ્ત્રો પ્રદર્શિત કર્યાં છે. વાર્તાનું પ્રત્યેક પાત્ર કલ્પિત છે જ; તેનું અસ્તિત્વ કલ્પકની કલ્પનાસૃષ્ટિમાં જ રહે છે; પણ એ પાત્ર દ્વારા વ્યક્ત થતો જન વ્યાપક જનતામાં ડગલે ને પગલે સાચેસાચ નજરે પડે છે. છૂટા છૂટા બનતા કરુણાના, શોકના અને બીજી જાતના બનાવો ઘણા થોડા મનુષ્યોને જ આકર્ષી શકે છે કે સ્પર્શી શકે છે. એકાદ મૃતદેહને કે વૃદ્ધદેહને જોઈને સિદ્ધાર્થ જેવા કોઈ બોધિસત્ત્વને જ દેહની નશ્વરતા સૂઝે છે ને વૈરાગ્ય પ્રગટે છે. પરંતુ સામાન્ય મનુષ્યસ્વભાવ એટલો કોમળ નથી હોતો, અથવા પ્રત્યેક મનુષ્ય બોધિસત્ત્વની કોટીએ પહોંચેલો નથી હોતો, તેથી તેની આગળ તો એવાં અનેક કરુણ ચિત્રોનો વાર્તા દ્વારા આબેહૂબ ચિતાર ખડો થાય તો તેના હૃદયને સ્પર્શ કરે એ વાત વાર્તાકારોના લક્ષ બહાર નથી.

જેટલો ભેદ એક તત્ત્વવેત્તામાં અને ગાંડા માણસમાં છે, જે ભેદ તરંગી કવિ અને હિસાબી વાણિયા વચ્ચે છે, તે ભેદ સાચી કલ્પના અને ખોટી કલ્પના વચ્ચે છે. જેમ પ્રતિભા અને ગાંડપણ નજીક નજીક રહે છે, તેમ જ સાચી કલ્પના અને ખોટી કલ્પના પણ એકબીજાની નજીક નજીક જ રહે છે. યથાર્થ કલ્પનાને પરિણામે માણસ વાર્તાના પાત્રોની વાસ્તવિકતા છોડી દઈને મનુષ્યના સ્વભાવનું વાસ્તવ્ય પકડી પાડે છે, જ્યારે અયથાર્થ કલ્પનામાં રમનાર માણસ વાર્તાનું રહસ્ય બાજુએ મૂકી પાત્રોની સંભવિતતામાં ભટકે છે. જેનામાં કલ્પનાનો ખરો ઉદય છે તે પાત્રોની સબળતા-નિર્બળતામાં જનતાની વ્યક્તિનું પ્રતિબિંબ જુએ છે, અને વાર્તાના પાત્રોનું સીધું અનુકરણ કરવાને બદલે પાત્રોના ગુણદોષ તરફ પ્રેમ અથવા સહાનુભૂતિથી જુએ છે, અને કઈ વસ્તુ સમાજ ઈષ્ટ ગણે છે અને કઈ વસ્તુ નથી ગણતી તે ખોળી કાઢે છે. ભુલવામાં પડેલો માણસ પાત્રોનું ખરાપણું સ્વીકારી બેસે છે અને તેમને પોતાના જીવનનાં આદર્શો ગણી કાઢે છે. જીવનના આદર્શો તો જીવંત વ્યક્તિઓ જ અથવા જે વ્યક્તિઓ સમાજમાં જીવંત મનાઈ ગઈ છે તે જ સંભવી શકે છે. આથી જ ચરિત્રોના ગ્રંથો વાર્તાના ગ્રંથો નથી. વાર્તામાંથી માણસ ખોટી કલ્પનાએ ચડી જાય છે એ કહેવામાં અર્ધસત્ય રહેલું છે, પણ તેમાં વાર્તાનો દોષ નથી પરંતુ વાંચનાર અથવા કહેનારનો દોષ છે. આપણે વાર્તાઓ વાંચીએ છીએ તે સાચી ગણીને વાંચતા નથી, અને છતાં આપણે તે રસ અને પ્રેમથી વાંચીએ છીએ, આપણે પેમલા-પેમલીની કે દેડકા-દેડકીની વાર્તામાં આજના સમાજના અનેક પેમલાઓ અને દેડકાઓ જોઈ શકીએ છીએ અને તેથી તેમાં આનંદ લઈ શકીએ છીએ. મિયાંબીબીની વાર્તા આપણને એટલા માટે રસ આપે છે કે

આપણી દષ્ટિ સન્મુખ મિયાંબીબીનાં નાટકો હંમેશાં ભજવાય છે. સાસુવહુની વાતો વાંચવામાં આપણને એટલા માટે રસ આવે છે કે એમાં આપણે પોતાને સંસાર દેખાડીએ છીએ, પણ આપણે પેમલા થવા, દેડકા થવા કે મિયાંબીબી થવા વિચાર ધરાવતા નથી. એનું કારણ એ છે કે આપણે પાત્રોને સાચાં માનતા નથી પણ આખી વાત આપણા રૂપક તરીકે લઈએ છીએ. માબાપ અથવા શિક્ષાગુરુ આ દષ્ટિથી વાર્તા વાંચે અને બાળકોને કહે તો ખોટી કલ્પના ઊભી થવાનો ભય દૂર થાય. આ દષ્ટિથી જો જુવાન માણસો વાર્તાઓ સાંભળે અને નવલકથાઓ વાંચે તો આજે સરસ્વતીચંદ્ર કે કલાપી વાંચવાથી જ નિર્બળતા ઊભી થાય છે, અને જેને લીધે માણસ ઘણી વાર ફીટી જાય છે કે નકામો થઈ જાય છે, તેમ બને નહિ.

વાર્તા સાંભળવાથી માણસ અસત્યાશ્રયી બની જાય એવો ભય રાખવાનું કશું કારણ નથી. જ્યાં સુધી વાર્તા સાંભળનાર એમ માને છે કે વાર્તાઓ સાચા બનાવો છે ત્યાં સુધી માણસ વાર્તાના અસત્યને સેવે છે એ ખરું છે. પરંતુ વાર્તાઓ ખોટી છે એ વાત બાળકને સમજાવવી પડતી નથી. છેક નાની ઉંમરથી બાળકો વગર કહ્યે સમજી જાય છે કે વાર્તાઓ એ કપોલકલ્પિત ચીજો છે. કાગડો અને ચકલી વાતો કરે એ દેખીતું જ ખોટું છે, અને છતાં વાર્તામાં એમની પાસે વાતો કરાવીએ છીએ તેથી માની લેવું કે આવી ખોટી વાતોથી બાળકો અસત્યાશ્રયી થશે એ ભ્રમભૂલક છે. એક રીતે વાર્તાઓ આવી જાતનાં અસત્યોનો અતિરેક છે, અને તેથી વાર્તાઓમાંનું અસત્યપણું બાળકો ઉપર અસર .કરી શકતું નથી જ. એક એવો સિદ્ધાંત છે કે જ્યારે જૂઠાણું ખૂબ વધી જાય છે ત્યારે જૂઠાણું પોતે જ થાકી જાય છે; અને નાનું જૂઠાણું ટકી શકે

છે તેટલું મોટું જૂઠાણું કદી ટકી શકતું નથી. નીતિશિક્ષણમાં પણ એક યુક્તિ છે કે જૂઠા બાળકને ખૂબ જૂઠું બોલવા દીધા પછી કહી દઈએ કે તમારું જૂઠું અમે જાણીએ છીએ, જૂઠું બહુ બોલ્યા, હવે કંઈક સાચું બોલો, એટલે બાળક તરત જ સાચું બોલવા માંડે છે અને જૂઠું બોલવાથી લોકો ઠગાતા નથી એમ સમજી જાય છે. આવી જ રીતે વાર્તાઓ કે જેના કપાળ ઉપર જ લખેલું છે કે અમે ખોટા છીએ, તે વાર્તાઓ બાળકને ઠગી શકતી નથી, અને તેથી તેમને અસત્યાશ્રયી થવાને પ્રેરી શકતી નથી.

એક વાત સાચી છે કે માણસને વાર્તામાંથી અસત્યસેવનનો માર્ગ જડી આવે છે. યુક્તિપ્રયુક્તિની ગલીકૂંચી ઘણી વાર બાળકને વાર્તા સુઝાડી દે છે. પણ તેમાં વાર્તાનો દોષ છે તેના કરતાં વાર્તાના કથનનો દોષ છે. દુનિયામાં અનેક જાતના માણસો છે, જૂઠા તેમ જ સાચા, નીતિમાન તેમ જ અનીતિમાન, ભલા અને ભોળા, તેમ જ લુચ્ચા અને કપટી; પણ તે માણસોને આપણે નિરંતર ભયરૂપ ગણતા નથી. તે માણસો કોઈ કાળે દુનિયામાંથી સદંતર દૂર થઈ જાય એ માન્યતા ખરી નથી. આપણું કર્તવ્ય એવાઓની વચ્ચે રહીને પણ, એમને ઓળખીને પણ, આપણું જીવન શુદ્ધ સન્માર્ગે ચલાવવાનું છે. આપણે હંમેશાં એમ માનતા નથી કે ગામમાં ચોરો વસે છે માટે આપણે ચોર થઈ જઈશું કે ખૂની લોકો ખૂન કરી બેસશે. જો એમ જ હોત તો દરેક ન્યાયાધીશ ખૂની, લૂંટારો કે ચોર થઈ જ ગયો હોત. ખરી વાત તો એ છે કે એવા લોકો આપણને હંમેશાં ધડારૂપ રહે છે, ને અમુક અંશે આપણને સન્માર્ગે દોરે છે. વાર્તાઓનું પણ તેવું જ છે. વાર્તામાં બધા ગુણદોષોનું આલેખન હોય છે. પણ વાર્તામાં હંમેશાં એવો પણ સ્વભાવ છે કે ગુણોને તે હંમેશાં ચડાવે છે અને દુર્ગુણોને

તે ધિક્કારે છે. અનીતિનો પક્ષપાત કર્યાનું, દુષ્ટ માણસ ઉપર પ્રભુની કૃપા ઊતર્યાનું આપણે વાર્તામાં ભાગ્યે જ વાંચશું. વાર્તાઓનાં પાત્રો માટે વાર્તાનો પોતાનો જ પિનલકોડ અને સમાજસાસ્ત્ર કે નીતિશાસ્ત્ર તૈયાર જ હોય છે. વાર્તામાં આ નીતિશાસ્ત્ર, આ સમાજશાસ્ત્ર કે પ્રાયશ્ચિત્તશાસ્ત્ર કયાં રહેલ છે તે બતાવી આપવું એ શિક્ષક કે માબાપનું કામ છે. વાર્તા કહેનારે કઈ વસ્તુ ઉપર ભાર મૂકવો તેનો વિચાર સૂક્ષ્મપણે કરવાનો છે; વાર્તાઓ સામાજિક જીવનનું પ્રતિબિંબ છે, એમાં સમાજનો પ્રાણ વહે છે; એ વાર્તાઓ સમાજનો વર્તમાન આદર્શ અને સ્થિતિ ચીતરે છે, પરંતુ તેમાં ભાવિ સૃષ્ટિની કલ્પના વખતે હોય છે, વખતે નથી હોતી. જે વાર્તાઓ જીવનની પરિપૂર્ણતા અને ઉચ્ચતાનાં પ્રતિબિંબોવાળી છે તે વાર્તાઓ મનુષ્યને આદર્શરૂપ છે. આવી વાર્તાઓમાં રામાયણનું નામ પ્રથમ દરજ્જે છે. સમાજના આદર્શો હંમેશાં બદલાતા રહે છે; ઘણી વાર નીતિમત્તાનું ધોરણ પણ બદલાય છે. આથી વાર્તા કહેનારને માથે મોટી જોખમદારી રહે છે. એક વખત એવો હતો કે સમાજ ચતુરાઈમાં, બીજાથી નહિ છેતરાવામાં અને લાગ આવે તો ટપી જવામાં કુશળતા માનતો. ઘણી વાર એ વસ્તુ નીતિની વિરોધી છે એમ ન લેખાતું. આથી જ ચતુરાઈની વાર્તાનું મહત્ત્વ વધારે અંકાયું હતું, અને એવી વાતો ઘરડાઓ બાળકોને કહીને એમને દુનિયાદારીનું ભાન કરાવવાનો સંતોષ લેતા હતા. તેવી જ રીતે જે સમાજના હૃદયમાં બ્રહ્મચર્યનો નિવાસ ઓછો હતો તેણે પરિણીત જીવનની રસિક વાર્તાઓ વધારે કહી છે. આજે આપણા જીવનનો આર્દશ બદલાતો જાય છે; ભાવિ યુગનો આદર્શ નવો ઘડાતો આવે છે. આવે વખતે કઈ વાર્તાઓ કહેવી અને કઈ ન કહેવી અથવા વાર્તાઓમાં કેવા

ફેરફાર કરવા કે જેથી જૂની વાર્તાઓ જૂના લોકોને જેટલી ઉપયોગી થતી હતી તેટલી જ આજની વાર્તા આપણને ઉપયોગી થાય, તેનો વિચાર આપણે નિરંતર કરવો જોઈએ. આ સવાલ વાર્તાની રચના અને કથનના દષ્ટિબિંદુનો છે. વિષયવાસનાને ઉત્તેજિત કરનારી વાર્તાઓને આપણે કુટુંબસ્નેહ પ્રેરીત વાર્તાઓ બનાવી દઈએ; ચતુરાઈની મજા આપનારી વાર્તાઓની આપણે દયા ખાઈએ એવી રીતે તેને કહીએ; ભય ભરેલી વાર્તાઓને આપણે નિર્ભયતા મેળવવા માટે વાપરીએ અને વહેમી વાર્તાઓમાંથી આપણે વિજ્ઞાન દેખાડી દઈએ.

વાર્તાઓ માત્ર ખોટી છે એવા અસત્યાશ્રયને કારણે આપણે વાર્તાઓનો ત્યાગ ન કરીએ. પણ ઉપર જોઈ ગયા તેમ ખોટી વાર્તાઓ સાંભળવાથી આપણે ખોટા કેમ થતા નથી અથવા કેમ ન થઈએ તેનો વિવેક કેળવીએ. ખરી રીતે રામાયણ ને મહાભારત લોકવાર્તાઓ છે, અને એવા પવિત્ર ગ્રંથો જૂઠા છે અથવા કલ્પિત છે માટે આપણે એ સાંભળવાથી અસત્યાશ્રયી બની જઈએ એમ આપણે ગળે ન ઊતરે, ત્યાં સુધી કોઈ પણ વાર્તા આપણને ખોટી હોવાથી અસત્યાશ્રયી બનાવી શકતી નથી. બેશક, કહેવાનો એવો આશય નથી કે આપણે આ કલ્પિત વાર્તાઓને જ વળગી રહેવું જોઈએ અને વાસ્તવિક વાર્તાઓને અવકાશ આપવામાં અનુદાર થવું જોઈએ.

છતાં ઘણા એમ માને છે કે આપણે કલ્પિત વાર્તાઓનો ત્યાગ જ કરવો જોઈએ. આપણી આસપાસ જે કુદરતની અદ્ભુત કૃતિ છે તેની અનેક ચમત્કારપૂર્ણ વાર્તાઓ છે જ. તે છોડીને શા માટે કલ્પિત વાર્તાઓનો આશ્રય લઈએ ? બેશક કુદરતની ચમત્કૃતિની વાર્તા અતિ અદ્ભુત છે અને એ સાંભળતાં આબાલવૃદ્ધ

સૌને મજા પડે જ. પરંતુ આ જે કલ્પિત વાર્તાઓ છે તે તો તેનાથી પણ અદ્ભુત છે. માણસને એકલો અર્થવાદી બનાવવાની જ્યાં સુધી આપણી વૃત્તિ નથી, ત્યાં સુધી આવી કલ્પિત વાર્તાઓને આપણે રાખવી જ પડશે.

લોકવાર્તાના કથન ઉપર એક એવો આક્ષેપ છે કે એ વાર્તાઓ વહેમ ભરેલી હોવાથી માણસ વહેમી થઈ જાય છે. આ ટીકામાં કાંઈક વજૂદ છે; પણ સવાલ એ છે કે કઈ માન્યતા વહેમ ભરેલી ગણાય અને કઈ માન્યતા વહેમ વિનાની ગણાય એનો નિર્ણય કરવો કઠિન છે. અગાઉ જે કેટલીક વસ્તુઓ કેવળ વહેમ લેખાતી તે વસ્તુઓનું ખરાપણું આજે વિજ્ઞાને સિદ્ધ કરી આપ્યું છે, અને કયા વહેમો કપોલકલ્પિત નહોતા પણ આપણને ન સમજાય તેવા સ્થૂળ કે સૂક્ષ્મવિજ્ઞાનના નિયમો ઉપર રચાયલા હતા તે વિષે આપણે હજુ કંઈ કહી શકીએ નહિ. આ એક વાત છે. બીજી વાત એ છે કે ઘણી વાર વાર્તાકારોનો શોખ જ એવો હોય છે કે તેઓ શુદ્ધ વિજ્ઞાનને કશાકનું રૂપક આપે છે અને તેને ઢાંકી દઈ માણસને સુંદર રીતે વિજ્ઞાન આપવાની નવી રીત અખત્યાર કરે છે. એક એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે વહેમ એ શ્રદ્ધાનું બીજું પાસું છે. આજે જે વસ્તુઓ વૈજ્ઞાનિકને કેવળ વહેમ ભાસે છે તે અધ્યાત્મદૃષ્ટિએ વાસ્તવિકતા છે એમ માનવામાં અડચણ આવતી નથી. વિજ્ઞાનની ઉપર એક બીજું શાસ્ત્ર છે કે જેના જ્ઞાન વડે માણસ જે વસ્તુનો નિકાલ વિજ્ઞાનથી નથી મેળવી શકતો તેનો નિકાલ તે આ જ્ઞાનથી મેળવી શકે છે. આ વિદ્યા તે અધ્યાત્મવિદ્યા છે. ભૂતપ્રેતાદિ વૈજ્ઞાનિકોને મન વહેમ છે પણ અધ્યાત્મવિદ્યાથી કે યોગવિદ્યાથી માણસ એ યોનિઓનો સાક્ષાત્કાર કરી શકે છે. તે વાત સિદ્ધ થઈ ચૂકી છે. પરીઓની વાતો આજ દિન સુધી વહેમી મગજની કલ્પના હતી; હવે તો પરીઓના ફોટા

બહાર પડયા છે. હજી પણ એવી ઘણી વહેમને નામે ચાલતી વાતો ભવિષ્યમાં સાવ સાચેસાચી થવાનો પૂરો સંભવ છે. પક્ષીઓની વાણી અને શુકન એ નર્યા વહેમોના નમૂના છે; પણ હજી વિજ્ઞાને નક્કી કરવાનું છે કે એમાં સત્ય કેટલું રહેલું છે. એક એ વસ્તુ ખ્યાલ બહાર જવી ન જોઈએ કે આપણે જેને શ્રદ્ધા કહીએ છીએ તેની એક બાજુએ વહેમ રહે છે અને બીજી બાજુએ નાસ્તિકતા રહે છે. નાસ્તિકતા તરફ જવા કરતાં વહેમ તરફ જવું એ વધારે સારું છે કે નહિ એ પ્રશ્ન વિચારવા જેવો છે. એટલું તો માનવું પડે છે કે ધર્મની દૃષ્ટિએ આપણે જેમને ગાંડિયા લેખીએ છીએ કે વહેમનાં પૂતળાં ગણીએ છીએ તેવાઓમાં જેટલી શ્રદ્ધા છે તેટલી શ્રદ્ધા આજના જેને આપણે વહેમમાંથી મુક્ત થયેલા ગણીએ છીએ તેમનામાં નથી. વહેમ અને શ્રદ્ધાને ક્યાં જુદાં પાડવાં એ પ્રશ્ન જરા નાજુક છે. પણ એટલું તો ચોક્કસ છે કે જે કંઈ માની શકે છે, જેના સ્વભાવમાં થોડીએક પણ ભમી જવાની ટેવ છે, તેનામાં સાચી શ્રદ્ધા આવવાનો સંભવ છે. એકલો જડ વહેમી શ્રદ્ધાવાન બની શકતો નથી. આજના ધર્મમાંથી શ્રદ્ધા ઊડતી જાય છે તેનું કારણ તેના આચરણ કરવાવાળાઓ દિવસે દિવસે જડ વહેમી થતા જાય છે એ છે. લોકવાર્તાના શ્રવણથી માણસ ઘણી વહેમની બાબતો જાણે છે એ ખરું છે; પણ તેથી તે વહેમી જ થઈ જાય એમ માનવાને કારણ નથી. લોકવાર્તામાં આ બાબતમાં આમ મનાય છે એમ જો કહી દઈએ તો બાળકો વહેમમાંથી બચી જાય અને જતે દહાડે વહેમના તરફ વાંસો ફેરવી બેસવાને બદલે તેમાંથી રહસ્ય શોધવા નીકળી પડે. એવા રહસ્યશોધકોને પુરાતત્ત્વવેત્તાઓના નામથી ઓળખી શકીએ.

અત્યાર સુધી એવો વહેમ હતો કે વિધવાઓનાં શુકને જવું એ અશુભકર્તા છે; સવારમાં ભંગીનું મોં જોવું એ કંઈક વિઘ્નની

આગાહીરૂપ છે. એ જ વહેમોને આજે આપણે નવી દષ્ટિ આપી શકીએ. જે સ્ત્રી પતિવ્રતાનો ધર્મ પાળે છે અને પતિની પાછળ વૈધવ્યદશાનું તપશ્ચરણ કરે છે તે સ્ત્રીનું શુકન શુભ સૂચનની નિશાની છે એમ આપણે કેમ ન સમજાવીએ ? તેમ જ અંત્યજ, જે સેવાનો ઉત્કૃષ્ટ આદર્શ છે છતાં જેનું દર્શન આપણે વિઘ્નસૂચક માનતા આવ્યા હતા, તેમાં કેવળ જડતા હતી એમ આપણે કેમ ન કહી શકીએ ? તત્ત્વાર્થ એ છે કે આપણે વહેમોથી ડરવાનું નથી પણ લોકવાર્તાના વહેમોમાં કાં તો વિજ્ઞાન જોવાનું છે, ભાવના જોવાની છે અથવા તો તેને નવું સ્વરૂપ આપવાનું છે.

ઘણાઓ એમ માને છે કે ભય ભરેલી વાર્તાઓના શ્રવણથી ભયનો સંચાર થાય છે અને તે બાળકોને નુકસાન કરે છે. આ વાત સાચી છે. બીક એ મનુષ્યમાં સ્વભાવતઃ છે જ, અને આવી વાર્તાઓથી એ સ્વભાવને પોષણ મળે છે. આજે નાનપણમાં એવી વાર્તા સાંભળેલા ઘણા એ જ કારણે બીકણ બની ગયેલા હોય છે તે ખરી વાત છે. પણ બરાબર તપાસીએ તો એકલી વાતોથી માણસ બીકણ ન થઈ શકે. વાત એમ છે કે પહેલેથી જ આપણે અમુક બાબતો બીવરાવનારી છે એમ બાળકોને છેક નાનપણથી ઠસાવીએ છીએ; બાળક તો માત્ર પાછળથી એનું દઢીકરણ કરે છે. પ્રેરણાથી બાળક બીએ છે; તેની બીક પશુની બીક જેવી સ્થૂળ છે. જે તેને ઈજા કરે છે તે તેને ભયરૂપ છે. કુદરતી રીતે બાળક અંધારાથી બીતું નથી; બાઉ કે હાઉની તે દરકાર કરતું નથી; ભૂતપ્રેતની તો તેને કલ્પના પણ આવી શકતી નથી. પણ માબાપો આ બધી વસ્તુમાં કંઈક બીક છે એવું તેમને વારંવાર બીવરાવીને ઠસાવી દે છે, અને પાછળથી વાર્તાઓ આ બીકને મજબૂત કરવામાં સારો એવો હિસ્સો આપે છે. આનો અર્થ એવો નથી કે માણસને બીકણ બનાવવાના ગુનામાંથી વાર્તા મુક્ત છે.

પણ તેનો પણ ઉપાય છે. જે સઘળી ખરેખર બીકની વસ્તુઓ નથી તેનાથી આપણે બીએ નહિ કે બીવરાવીએ નહિ. દાખલા તરીકે ભૂતપ્રેત છે એ હકીકતથી આપણે બાળકોને વાકેફ કરીએ, પણ અમેરિકાના લોકોથી બીવાનું કારણ નથી તેમ ભૂતપ્રેતોથી બીવાનું કારણ નથી એમ આપણે સમજાવી શકીએ. એવી જ રીતે સ્મશાનથી બીવાનું કારણ નથી કારણકે મહાયોગી શંકરની એ પ્રિય ભૂમિ છે તેમ તે આપણો આખરનો વિસામો છે, એમ સમજાવીને આપણે સ્મશાનનો ભય કાપી નાખી શકીએ. એક ભય છે કે આમ નવો અર્થ આપતાં વાર્તામાંથી ભયાનક રસનો લોપ થાય; પણ તેની આપણને ચિંતા નથી. આપણે વાર્તા તો રાખવી છે પણ તેનું નુકસાન જોઈતું નથી; અને આ ભયની ઉત્પત્તિ તે ખરેખરું નુકસાન છે. વાર્તાથી માણસને ગાંડો બનાવી દેવામાં આવે છે એવો જે આક્ષેપ છે તે વાર્તાઓમાં રહેલા આ ભયંકર રસને લીધે છે. હકીકત પણ ખરી છે કે નાનપણમાં સાંભળેલી વાતો માણસ જુવાનીમાં ભૂલી જાય છે; અથવા તો જુવાનીમાં મગજના અને શરીરના સ્નાયુઓ એટલા બધા બળવાન હોય છે કે માણસના ઉપર નાનપણમાં થયેલી ભયની અસર જણાતી નથી. પણ ફરી વાર જ્યારે માણસ ઘરડો થાય છે, સ્નાયુઓની નબળાઈ વધે છે અને મગજને બીજું કંઈ કામ કરવાનું હોતું નથી, ત્યારે જૂની ભય ભરેલી વાર્તાઓ એની આગળ ખડી થાય છે અને માણસને બીવરાવે છે. પણ આથી વાર્તાઓનો બહિષ્કાર થવો ન જોઈએ. ઊલટું એ ભયના તત્ત્વને આપણે નવી દૃષ્ટિથી જોતાં શીખી જવું જોઈએ અને તેનો નવીન રીતે પરિચય કરી લેવો જોઈએ.

ઘણા માણસો ચીબરીને બોલતી સાંભળી કંઈક અપશુકન થયું એમ ધારી ભય પામે છે. મારા મિત્ર મૂળજીભાઈને ત્યાં અમે

એકાંતમાં રાતે બાર વાગે બેઠા હતા; સ્થાન નિર્જન હતું. એકાએક ચીબરી બોલી. મેં કહ્યું: "મૂળજીભાઈ ! ચીબરી બોલી" મારા કહેવામાં જરા ભય હતો. પણ મૂળજીભાઈએ કહ્યું: "અહીં આ સ્થાન એટલું બધું વેરાન છે કે અહીં ભાગ્યે જ કોઈ પશુપક્ષી રહે છે. આવી રીતે ચીબરી કોઈ વાર બોલે છે ત્યારે ઘણો આનંદ થાય છે. રાતની શાંતિમાં આ ચીબરીનો અવાજ જરા મજા આપે છે." ભયંકર મનાતી વસ્તુને પણ નવી દષ્ટિથી કેવી રીતે જોવી તેનું આ એક દષ્ટાંત છે.

વળી એક વાત એ પણ જોવા જેવી છે કે કેટલાએક સાક્ષાત્ ભયો છે, તે ભયોને આપણે વાર્તા દ્વારા બાળકો પાસે મૂકવામાં વાંધો ન હોવો જોઈએ. અમુક રીતે આવા ભયોના પરિચયથી જ તેનું ભયંકરપણું ઘસાઈ જવાનો સંભવ છે. પણ આ બાબતને બહુ ટેકો આપવા જેવું નથી. જો વહેમ કે ભયને નવું સ્વરૂપ આપી શકાતું ન હોય અને વહેમ કે ભય, તે તે રૂપે જ વાર્તામાંથી બાલમન ઉપર ઠસી જવાનો સંભવ હોય તો તેવી વાર્તાઓનો જરૂર ત્યાગ કરવો જોઈએ. હરકોઈ નુકસાને ગમે તેવી વાર્તા કહેવાનું ભૂત આપણને ન વળગવું જોઈએ. વાર્તા બાળકોના હિત માટે છે એટલે એમના હિતની વિઘાતક વાર્તા આપણે કદી ન જ કહીએ. પણ આપણે જો એક અથવા બીજા કારણે વાર્તાઓને કાઢી નાખવા બેસીએ તો બાળકોનો કુદરતી ખોરાક આપણે લઈ લીધો કહેવાય. માટે જ તેમાં જ્યાં ઝેર ચડ્યું હોય ત્યાંથી તે લઈ લેવાનું અથવા ઝેરમાંથી અમૃત કરવાનું કામ આપણે હાથ ધરવાનું છે.



## પ્રકરણ અગિયારમું
# લોકવાર્તાનું સાહિત્ય

પ્રત્યેક ભાષામાં વાર્તાનું સાહિત્ય અખૂટ છે. આજે આપણી દુનિયામાં જેટલું વાર્તાસાહિત્ય પ્રગટ થઈ ચૂક્યું છે તેથી અનેકગણું વધારે સાહિત્ય લોકોને કંઠે છે. એ સઘળું કંઠસ્થ સાહિત્ય જ્યારે પુસ્તકાકારે પ્રગટ થશે ત્યારે તો લોકોને વાર્તાસાહિત્યનાં ખાસ પુસ્તકાલયો જ ઉઘાડવા પડશે.

વાર્તા આબાલવૃદ્ધ સૌનો મીઠો મેરામણ છે. ઊંઘની ગોદમાં સરી જતા બાળકને વાર્તા મધુર સ્વપ્નભરી નિદ્રાનો રૂડો પ્રસ્તાવ છે. દર્દથી સળગી રહેલી પથારીમાં બેચેનીથી આમતેમ ગડથોલાં મારતા દરદીને મન વાર્તા એક ઠંડો લેપ છે. અનિદ્રાથી બળી રહેલ કોઈ દુઃખી કે નિરાશ આંખોની વાર્તા નિદ્રાદેવી છે. તલવારના ઘાથી ઘાયલ થયેલ સૈનિકનું વાર્તા અમોલ ઔષધ છે. વાર્તા વૃદ્ધને જુવાની બક્ષે છે, માને બાળકનું નિર્દોષપણું આપે છે અને જુવાનને પોતાની કુમારાવસ્થાનું પુનરાવર્તન કરાવે છે. રાજારાણીને વાર્તા મનોરંજક છે; થાકીપાકી ગયેલા મજુરને વાર્તા શ્રમવિહારક છે; વાર્તા વિદ્યાર્થીની સરસ્વતી દેવી છે ને પ્રવાસીનો મીઠોમોંઘો વિસામો છે.

આ વાર્તાઓ કોણે કરી, ક્યારે કરી, કોણે કહી સંભળાવી, કોણે એનો પ્રચાર કર્યો એ ઈતિહાસનું પ્રકરણ હજી કોરું જ છે; અને જ્યાં સુધી વાર્તાઓ લોકોના જીવનમાં જીવંત છે ત્યાં સુધી તેનું ઐતિહાસિક પ્રકરણ કોરું જ રહેશે. એમ કહેવાય છે કે જ્યારે વસ્તુ મરી જાય, નિર્જીવ બને કે જીવનમાંથી ખસી જાય ત્યારે જ તેનો ઈતિહાસ બને, ત્યારે જ તે ઈતિહાસને ચોપડે જીવવા લાગે છતાં વાર્તાનું પિયર શોધવાનું રસિક કામ આપણે કોઈ કાળે પણ કરી શકીશું. કેટકેટલી વાર્તાઓએ દેશાંતર કર્યાં છે, કેટકેટલી વાર્તાઓએ ધર્માંતર કર્યાં છે, અને કેટકેટલી વાર્તાઓએ રૂપાંતર કર્યાં છે તે શોધવામાં અપૂર્વ મજા રહેલી છે. જો વાર્તાની સાથે આપણે પણ ભટકતા મુસાફર બની જઈએ તો જે એક વાર્તા આપણને તિબેટમાં મળે તે જ વાર્તા મધ્ય આફ્રિકામાં દેખાવ દે; વળી એ જ વાર્તા બરફથી ખરડાયેલા શરીરે આપણને ધ્રુવમાં દર્શન આપે તો વળી અરબસ્તાનમાં ફરતા હોઈએ ત્યારે ત્યાંના ગરમ મુલકમાં બિલકુલ વસ્ત્ર વિનાની હોય તોપણ આપણે તેને ઓળખવાની ભૂલ ન કરીએ. કેટલીએક વાર્તાઓ વ્યવહારડાહ્યા માણસો જેમ દેશ તેવો વેશ રાખીને રહે છે, તો વળી કેટલીએક વાર્તાઓ એટલી સંકુચિત વૃત્તિવાળી હોય છે કે દુનિયા આખીમાં ભટકે પણ પોતાની હિંદુ શિખ કે મુસલમાની દાઢી કે ચીનનો ચોટલો છોડતી જ નથી. સ્વભાવવૈચિત્ર્ય અને રુચિભિન્નતા વાર્તાઓમાં પણ છે જ. કેટલીએક વાર્તાઓ વિશ્વબન્ધુત્વના સિદ્ધાંતની ઉપાસક હોય તેમ આખી દુનિયાને પોતાનું ઘર માને છે, અને જ્યાં સેવા કરવાની તક મળી જાય ત્યાં રહી જાય છે ને બીજાને સુખી કરીને સુખ માણે છે. કેટલીએક વાર્તાઓ પ્રેમને વશ થઈને જુદા જુદા દેશોમાં કાયમ વસી રહેલી છે; હવે તો તેઓ તે

દેશની જ વાર્તાઓ તરીકે લેખાય છે; હવે તેઓ માત્ર ભાષાંતર દ્વારા બીજા દેશમાં જાય છે. આથી જ આપણે જાપાનની વાર્તાઓ, પંજાબની લોકવાર્તાઓ, મલાયાની જીવનકથાઓ કે કાઠિયાવાડની જૂની વાતો, એવા ખાસ નામે તેમને ઓળખવી પડે છે. છતાં કેટલીએક વાર્તાઓએ સંન્યાસીનું કામ કરેલું છે; અનેક ઠેકાણે તેમણે દેખાવ દીધો છે ને અનેક પ્રજાની તેઓ ગણાઈ છે, છતાં તેઓ પોતે તો નિરાળી જ રહી છે. આવી વાર્તાઓને ગ્રીસ જર્મનીની વાર્તા માને છે ત્યારે મોરોક્કોના હબસીઓ કહે છે કે એ વાર્તાઓ તો અમારી છે. સિયામવાળા કહે છે કે અમારી વાર્તા તમે લઈ ગયા છો તો ખાસી લોકો કહે છે કે હકીકત એમ છે કે એ વાર્તાઓનું આદિ ઘર અમારે ત્યાં હતું. પુરાતત્ત્વવેત્તાઓ આ કાર્ય પાછળ પોતાનું સમગ્ર જીવન પણ ખરચી નાખી શકે.

અનેક દષ્ટિએ પ્રચલિત લોકવાર્તાઓને આપણે એકઠી કરવાની પૂરેપૂરી જરૂર છે. લોકસાહિત્ય સમાજજીવનનું આભલું છે. લોકજીવનને જાણવું હોય તો આપણે લોકસાહિત્યમાં પ્રતિબિંબ થયેલ લોકજીવનને જોવું. ગમે તેટલો દંભી સમાજ પોતાનુ આંતર જીવન લોકસાહિત્ય દ્વારા વ્યક્ત કરી બેસે છે. લોકસાહિત્ય શિષ્ટ જનોએ લોકજીવન ઉપર ઢાંકેલ પિછોડીને દૂર કરી નાખે છે અને લોકહૃદયને ખુલ્લેખુલ્લું બતાવી શકે છે. લોકનું બળાબળ, લોકના ભાવાભાવ, લોકના આશાભિલાષો, ટૂંકમાં લોકનું સાચું હૃદય લોકસાહિત્યમાં જ વસે છે.

જ્યાં સુધી સમાજ સ્વાભાવિક છે ત્યાં સુધી લોકજીવન અને લોકસાહિત્યમાં સંગતિ ભાસે છે. પણ જ્યારે સમાજ ઢોંગી બની જાય છે ત્યારે લોકજીવન અને સમાજ વચ્ચે વિસંવાદ દેખાય છે. વિસંવાદ ખરેખર સાચો હોતો નથી, માત્ર દેખીતો છે, કારણકે

સમાજ દંભી બનેલ છે. આવે વખતે સમાજને ઢોંગમાંથી બચાવવા માટે લોકસાહિત્ય તરફ સમાજની નજર પડે તેવો પ્રબંધ કરવાની આવશ્યકતા રહે છે. આવે વખતે સમાજે ઊભા કરેલા કૃત્રિમ સાહિત્યની પોકળતા તેની પાસે ઉઘાડી પાડવાની જરૂર છે. એકવાર જો સમાજ પોતાની સાચી સ્થિતિ સમજી જાય તો તે જ ક્ષણથી સમાજ અને તેના લોકસાહિત્યમાં સ્વાભાવિકતા અને નિખાલસતા આવી જાય; એટલું જ નહિ પણ તેનું શિષ્ટ સાહિત્ય પણ સાચા જીવનના પાયા ઉપર રચાય.

લોકસાહિત્ય શિષ્ટ સાહિત્યનું ઉત્પત્તિકારણ છે. આથી જ જેટલું લોકસાહિત્ય નિર્મળ તેટલું જ શિષ્ટ સાહિત્ય પવિત્ર અને બળવાન હોય છે. ગમે તેટલો દંભ કરે તોપણ બગડેલી પ્રજાનું લોકસાહિત્ય અને શિષ્ટ સાહિત્ય બગડેલાં જ પ્રગટ થઈ જવાનાં. આપણે લોકજીવનમાં કયાં છીએ એ વિચારથી પણ પ્રેરાઈને લોકસાહિત્યને એકઠું કરવાની આપણી પ્રવૃત્તિ અતિ ઉપયોગી છે.

લોકસાહિત્ય કયાં રહે છે એ પ્રશ્ન હવે પૂછવાની જરૂર નથી. જ્યાં જ્યાં સાચું લોકહૃદય હજી પણ ધબકે છે ત્યાં ત્યાં લોકસાહિત્ય અમર અક્ષરે લોકસ્મૃતિમાં લખાયેલું પડયું જ છે. રાજદરબારમાં શિષ્ટ સંગીત છે પણ લોકસંગીત તો એકાદ માર્ગી સાધુની ભજનમંડળીના તંબૂરાની ધૂનમાં અને માતાજીનાં મંજીરાંના રણકારમાં છે. એકાદ ગાયિકાના ગાનમાં શાસ્ત્રીય સંગીત છે પણ લોકસંગીત તો અજવાળી રાતે રાસડા લહેંકાવતી ખવાસણો કે લગ્નગીત ગાતી સપારણોના ગળામાં છે. પંડિતોની સભામાં કે પુરાણીની કથામાં શિષ્ટ કથાવાર્તાઓ છે, પણ લોકવાર્તાઓ તો ભાટચારણની જીભ ઉપર છે કે માણભટની માણ ઉપર છે કે માતાની હૂંફાળી સોડમાં છે કે ગોઠિયાની છાની છાની વાતોમાં છે.

લોકસાહિત્ય જોઈતું હોય તો તે શાળાના શિક્ષક કે કૉલેજના પ્રોફેસર પાસેથી નહિ મળે; એ નહિ મળે રાજદ્વારી મુત્સદ્દી પાસેથી કે વિલાયત કે અમેરિકા જઈને ખેતીવાડીનું શાસ્ત્ર શીખી આવેલ ખેડૂત પાસેથી. એ નહિ મળે સિનેમા કે નાટકનાં થિયેટરોમાંથી કે થોકબંધ પુસ્તકો છાપતાં મુદ્રણાલયો કે પ્રકાશનમંદિરોમાંથી. એ નહિ મળે મિલોનાં ભૂંગળાંમાંથી કે મોટરોના ભૂંકણમાંથી. નહિ મળે એ આર્ટ ગેલેરીમાંથી કે સંગીતશાસ્ત્રીઓના જલસાઓમાંથી. નથી એ મળવાનું પંચદશી અને પંચીકરણ વાંચનારા મહારાજો પાસેથી કે નથી એ મળવાનું વ્યાકરણના પાઠો ભણેલા શાસ્ત્રીજી પાસેથી. નથી એ રહેતું ખંડકાવ્યો કે એકભાવકાવ્યો કરનાર કવિ પાસે કે નથી એ રહેતું મુંબઈમાં બેઠાં બેઠાં ઐતિહાસિક નવલકથા લખનાર લેખકો પાસે. લોકસાહિત્ય તો રહે છે કોસ હાંકતા ખેડૂત પાસે કે ભાત દેવા જતી ભથવારી પાસે. કાં તો એ રહે છે પનઘટ જતી પનિહારીને બેડે કે કાં તો એ રહે છે કોઈ છાણાં વીણવા જતી જૂનીપુરાણી ડોશી પાસે. લોકસાહિત્ય રહે છે સોનીની કે લુહારની કોડે કે એ રહે છે કુંભારને ચાકડે. કોઈ વાર એ તંબૂરાને રણકારે રહે છે તો કોઈ વાર તો એ ચૂડલીઓના ઝણકારે રહે છે. ભાટચારણ અને જૂના જોગીજતિઓ લોકસાહિત્યનું માહેરઘર છે. ઘણી વાર તો એ રહે છે માતાજીને અર્પણ થયેલાં નરનારીઓની પાસે તો કેટલેક ભાગે એ વરેલું છે ભરવાડની જીભે. લોકસાહિત્ય શોધવું હોય તો શહેર છોડીને ગામડામાં જવું પડે કે ગામ છોડીને સીમમાં જવું પડે. વાસુ ગયેલો ખેડૂનો જુવાન દીકરો ને બાજુના ખેતરનો સંતતિ વિનાનો એકલદોકલ ઘરડો ડોસો જ્યારે સોરઠા, દુહા ને રામવાળા લલકારે ત્યારે જ લોકસાહિત્યની નદીઓ રેલે. ઘસાઈ ગયેલા કાઠિયાવાડના

બાપુઓનો ડાયરો જામ્યો હોય, અફીણ બરાબર આવ્યું હોય ને પછી ગઢવી વાર્તા લલકારે ત્યારે જ ખરી ખૂબી જણાય લોકવાર્તાની. પરવારી કરીને દાંતે બજર દેતાં ડોશીમા નાનાં નાનાં છોકરાંની ઘીંઘરને વાર્તા કહેતા હોય ત્યારે જ ખબર પડે બાળવાર્તાના અદ્‌ભુત જાદુની. લોકસાહિત્યની શોધમાં નીકળ્યા હો તો જાઓ કોઈ ઈશ્કઘાયલ સોન કે હલામણ પાસે અથવા ઊજળી ને જેઠવા પાસે. તમે કોઈ ભટકતા વિજાણંદ અને શેણી પાસેથી અથવા કોઈ આશાભંગ સોનકંસારી કે રખાપત બાબરિયા પાસેથી લોકસાહિત્યની આશા રાખી શકો. એકતારો કે ભરથરી લઈને ભીખ માગવા નીકળેલ કોઈ બાવો તમને લોકગીતનો સારો સંગ્રહ આપશે. કાચબાકાચબીનું ભજન કે 'વીજળી વેરણ થઈ' એ ગીત તમને એમની પાસેથી જ સાંપડવાનાં. રઢિયાળી અજવાળી રાતે નવવધૂઓ અને વિરહિણીઓ વાર અને મહિનાઓ ગાઈ રહી હોય ત્યાં કાન માંડીને બેસો એટલે લોકગીતની ભૂખ ભાંગશે. અજવાળી રાતે ભાલનાં કે ઝાલાવાડનાં ગામડામાં કાલાં ફોલાતાં હોય કે મોટા વરાના ઘઉં વીણાતા હોય કે નદીકાંઠે શીતળા મા બેઠાં હોય કે ઘરની ભીંતે નાગ બાપજી કાઢ્યા હોય કે ગૌરીનાં વ્રતો કે પુરુષોત્તમ માસનાં વ્રતો આચરતાં હોય ત્યાં જઈને બેસો એટલે લોકવાર્તાના ઢગલેઢગલા મળશે. લોકસાહિત્યની ક્યાં ખોટ છે ? ચોરે ચોરે લોકસાહિત્યની લહાણી થાય છે; શેરીએ શેરીએ નાનાં બાળકો લોકસાહિત્ય વિના મૂલ્યે ફેલાવે છે; ઘરે ઘરે વૃદ્ધ માજી લોકસાહિત્યની છેલ્લી છેલ્લી પ્રસાદી આપતાં બેસે છે.

લોકવાર્તા એ લોકસાહિત્યનું એક મોટું અંગ છે. સામાન્ય રીતે નીચેની બાબતો લોકસાહિત્યનાં અંગોમાં ગણી શકાય :-

૧. લોકવાર્તાઓ
૨. લોકગીતો
૩. લોકરૂઢિઓ
૪. લોકરમતો
૫. લોકકહેવતો
૬. લોકવહેમો અથવા લોકમાન્યતાઓ

આમાં લોકવાર્તા અને લોકગીતો લોકસાહિત્યનાં મહત્ત્વનાં અંગો છે, કારણકે એમાં લોકજીવનનું સાચું પ્રતિબિંબ છે એટલું જ નહિ પણ લોકજીવનની ખરી તર છે.

લોકવાર્તાઓ આપણને જ્યાં જ્યાં લોકસાહિત્ય મળી શકે છે તે તે સર્વ સ્થળે મળી શકે છે.

લોકવાર્તાના અનેક પ્રકાર છે. લોકજીવનની સ્થિતિ સ્થિતિનાં ચિત્રોથી ભરપૂર અનેક લોકવાર્તાઓ આપણે એકઠી કરી શકીએ. લોકજીવનના જુદા જુદા વખતના અભિલાપોને પોપે તેવી વિવિધ પ્રકારની વાર્તાના અસ્તિત્વમાં જ લોકજીવનની ખૂબી છે. આબાલવૃદ્ધ સૌને માટે લોકવાર્તાના ભંડારમાં વાર્તાઓ છે જ. લોકવાર્તાના અફાટ અને વિશાળ મીઠા જળસમુદાય પાસેથી કોઈક જ તરસ્યો જતો હશે. જેને જેટલી જોઈએ તેટલી વાર્તા એ સરોવરોને કાંઠે પડેલી છે. શું બાળક, શું વૃદ્ધ, શું સ્ત્રી શું પુરુષ, શું રાય શું રંક, શું ગ્રહસ્થ શું સાધુ, શું વેશ્યા શું કુલાંગના, હરેક વ્યક્તિ લોકવાર્તાને મન સરખી છે, હરેક વ્યક્તિને મનગમતી વાર્તા તૈયાર જ છે. હાસ્યવિનોદીને હાસ્યપ્રચૂર વાર્તા જડે છે તો ગંભીર તત્ત્વવેત્તાને પણ એને ગમે તેવી વાર્તા નથી મળતી એમ નથી. આવી વાર્તાઓના પ્રકાર નીચે પ્રમાણે ગણાવી શકાય :-

**(૧) પ્રાણીઓની વાતો**

આવી વાતોના સંગ્રહોમાં ઈસપનીતિ, કેટલેક અંશે જાતકમાળા, પંચતંત્ર અને હિતોપ્રદેશ છે. પ્રાણીઓની વાર્તા દ્વારા સમાજને ધર્મનીતિ વગેરેની સમજણ આપવાની આ વાર્તાઓમાં શક્તિ રહેલી છે. અગાઉના જમાનામાં આવી વાર્તાઓને ધાર્મિક શિક્ષણના કાર્યમાં વાપરવામાં આવતી. આ સંગ્રહો એક વખતની પ્રચલિત લોકવાર્તાના જ સમૂહો છે.

**(૨) કુદરતના બનાવો અને દશ્યો સંબંધી વાતો**

સમાજના બાલ્યકાળથી તે જ્યાં સુધી વિજ્ઞાનનો નિર્મળ પ્રકાશ ચોમેર ફેલાયો ન હતો ત્યાં સુધી આવી વર્તાઓમાં લોકો ખૂબ રસ લેતા અને હજી પણ અજ્ઞાની લોકો આવી વાર્તાઓમાં આનંદ લઈ શકે છે. અજ્ઞાત પ્રદેશો સંબંધેની માહિતીના અભાવે આવી વાર્તાઓ બાળકોને અતિ પ્રિય લાગે છે. આવી વાર્તાઓમાં જે સઘળું અદ્‌ભુત છે, જે સઘળું અગમ્ય છે, તેનો લોકદષ્ટિ ને કલ્પનાએ ખુલાસો આપવાનો તેમાં પ્રયત્ન છે. આવી વાર્તાઓને અંગ્રેજી કુદરતની કથાઓ (Nature-myths) કહે છે. ઉંદર-બિલાડીને અને બિલાડીકુતરાને કુદરતી વેર કેમ છે, ચાંદામાં હરણ કેમ દેખાય છે. આકાશ ઊંચે કેમ છે, વીજળી થયા પછી મેઘ કેમ ગાજે છે, વગેરે કુદરતી બનાવોના ખુલાસારૂપે આવે નામે વાર્તાઓ છે. અંગ્રેજીમાં Nature Myths by Shovonadevi નામે આવી જાતની એક ચોપડી પણ છે.

**(૩) વનસ્પતિજીવનની વાતો**

આવી વાતો આપણા લોહસાહિત્યમાં ઘણી થોડી છે. અંગ્રેજી સાહિત્યમાં આવી જાતની વાતો ઘણી મળે છે. લજામણીને અડવાથી તેના પાંદડાં શા માટે નીચે જાય છે એ વાર્તા પણ આવા

પ્રકારની છે. અંગ્રેજીમાં એસ્પન ઝાડનાં પાંદડાં શા માટે હલ્યા કરે છે ને પાનખર ઋતુમાં પણ અમુક ઝાડોનાં પાંદડાં શા માટે ખરી પડતાં નથી, વગેરે બાબતોની વાતો છે.

**(૪) વારતહેવારોની વાતો**

વારતહેવારની વાતો આપણને ખૂબ જાણીતી છે. બોળચોથની, શીતળા સાતમની, ગણેશ ચોથની વગેરે વાતો આજે પણ આપણે સાંભળીએ છીએ. મી. કિન્કેઈડે તો 'દક્ષિણના ઘરની વાતો' (Deccan Nursery Tales) એ નામનો વારતહેવારની આ વાતોનો એક સંગ્રહ બહાર પાડેલો છે. વારતહેવારે મહારાજો પાસે બેસીને આપણી સ્ત્રીઓ હજૂ પ્રેમપૂર્વક વાતો સાંભળે છે.

**(૫) બાળવાર્તાઓ**

બાળવાર્તાઓનો **પ્રકાર** વળી નોખો જ છે. જે વાર્તાઓમાં પ્રધાનપણે બાળકો જ મજા લઈ શકે છે તે વાર્તાઓ બાળવાર્તાઓ છે. સાદી અને ટૂંકી વાર્તાઓ બાળકોને અત્યંત પ્રિય છે. પોતાની આસપાસ બનતા બનાવોનું પ્રતિબિંબ, પશુપક્ષીઓનો વ્યવહાર, ટૂંકાં અને જલદી મોંએ થઈ જાય એવાં ને વારંવાર બેવડાય એવાં જોડકણાં વગેરે બાળવાર્તાનાં લક્ષણો છે. આપણી ભાષામાં આવી વાર્તાઓના સંગ્રહો બહુ થોડા છે. વાર્તાને બાળવાર્તા કહેવાથી તે બાળવર્તા બની જતી નથી. બાળવાર્તાનાં લક્ષણોનો પૂરો ખ્યાલ ન હોવાથી ઘણા લોકો બીજા પ્રકારની વાર્તાઓને ભૂલથી બાળવાર્તા કહી બેસે છે; એથી ચેતવાનું છે.

**(૬) કહેવતનું મૂળ બતાવનારી વાતો**

કેટલીએક એવી વાતો છે કે જે વાતો આપણામાં પ્રચલિત કહેવતોનો રહસ્યાર્થ-તત્ત્વાર્થ આપણા હાથમાં મૂકી આપે છે. જ્યાં સુધી કહેવત સાથી બની તે આપણે જાણીએ નહિ ત્યાં સુધી કહેવતોનો ખરો અર્થ અને તેનો વપરાશ આપણે સમજીએ નહિ.

તમામ કહેવતોનું કંઈક મૂળ તો હોય જ છે. આવી મૂળ બતાવનારી કહેવતોની વાર્તાઓનો એક જુદો જ સંગ્રહ થઈ શકે. આવો એક સંગ્રહ શ્રી ગણેશજી જેઠાભાઈએ બહાર પાડીને લોકસાહિત્ય ઉપર ઉપકાર કર્યો છે. એ સંગ્રહનું નામ 'કૌતુક-માળા' છે. આવી વાર્તાઓ અંગ્રેજી સાહિત્યમાં જોવામાં આવી નથી. ગુજરાતી ભાષાના લોકસાહિત્યની આ એક વિશિષ્ટતા અને તવંગરપણું છે. આવી વાર્તાઓ લોકસાહિત્યની દૃષ્ટિએ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. જૂના લોકો કેવા પ્રકારના જીવનમાં ખૂબ રસ લેતા, કેવી જાતની રહેણીકરણી તેમને આકર્ષક લાગતી, તેમની નીતિરીતિની કલ્પના કેવી હતી તેનો સાચો ખ્યાલ આવી વાર્તાઓ આપે છે. કહેવતો સમાજમાનસનું એક બાજુનું એક પ્રકારનું કિંમતી ચિત્ર છે. કહેવતો પોતે જ લોકસાહિત્યનું અંગ છે એટલે કહેવતો સમજાવનારી વાતોની કિંમત અમૂલ્ય છે.

**(૭) વિનોદની વાતો અને ચાતુરીની વાતો**

આપણા લોકોનો વિનોદ ચાતુર્યપ્રધાન માલૂમ પડે છે. સમાજની વૈશ્યવૃત્તિને અનુકૂળ ચાતુર્ય અને વિનોદ આવી વાર્તાઓમાં ઠારોઠાર નજરે પડે છે. ઘણા વખતથી ગુલામીમાં સબડતા લોકોમાં ચાતુરીની વાતો જ સાહસની વાતો કરતાં વધારે નીકળી શકે. કોઈથી ઠગાઈ નહિ જવામાં, અને બને તો બીજાને ઠગવામાં લોકોનું વલણ જે વખતે વધી ગયું હશે તે વખતના લોકોના જીવનની સાક્ષીભૂત આવી વિનોદમય ચાતુરીની વાતો છે. એ વાર્તામાં બુદ્ધિકૌશલ્ય છે તેમ મીઠી મજા પણ છે. પણ એ બધા કરતાં એમાં સ્વરક્ષણનો વિચાર વધારે છે. છતાં આવી બુદ્ધિચાતુર્યભરેલી વાતો બહુ જ કુશળ મગજમાંથી નીકળી હોવી જોઈએ. એ વાર્તાનો રચનાર પ્રજાના બુદ્ધિવૈભવ માટે તો આપણે

તેને માન આપીએ જ. 'બાદશાહ ને બીરબલ'ની વાતો આવી વાર્તાઓનો ભંડાર છે. 'ટચુકડી સો વાતો' તે બાળવાર્તાઓ નથી પણ ચતુરાઈનો મહિમા ગાનારી વાર્તાઓનો સંગ્રહ છે. એક રીતે 'કૌતકમાળા'ની વાર્તાઓ પણ આવા જ પ્રકારની છે.

### (૮) પૌરાણિક વાતો

ખુદ પુરાણની વાતો અને તે ઉપરથી જુદો જુદો વેશબદલો કરીને ચાલતી વાતો પૌરાણિક વાતો કહેવાય. આવી વાર્તાઓનો તોટો નથી. આનો એક સારો એવો સંગ્રહ આવશ્યક છે. આપણાં પુરાણો તો વાર્તાઓની કામધેનુ કે કલ્પવૃક્ષ છે. એમ કહેવામાં ખોટું નથી કે પુરાણો વાર્તાઓનું માહેરઘર છે. ઘણી ઘણી લોકવાર્તાઓ પુરાણોમાંથી ઉદ્દ્ભવેલી છે.

### (૯) શૂરાઓની વાતો

કાઠિયાવાડ જેવા અદ્દ્ભુત પહાડી મુલકમાં શૂરાઓની વાતો ન હોય તો બીજે કયાં હોય ? ચાતુરીની વાતો કાઠિયાવાડના વ્યવહારકુશળ વાણિયાના મોંમા જેટલી શોભે છે તેટલી જ આ શૂરાઓની વાતો કાઠિયાવાડના વીરનરોનું ગુણગાન ગાનારા ભાટચારણોને મોઢે શોભે છે. કાઠિયાવાડનો એક એક પાળિયો શૂરાતનની વાત કહી રહ્યો છે. એ શૂરાતનની વાતો આજે પણ ગઢવીઓ પાસે, લડતી વખતે નીકળેલા લોહી જેવી તાજી ને તાજી છે. રજપૂતો એ વાર્તા સાંભળતાં સાંભળતાં આજે પણ પોતાની જૂની તલવારનાં કાતાં ખેંચવા લાગી જાય છે ને બંધાણી ગરાસિયા મૂછે તાલ નાખી ખોંખારી ઊઠે છે. આવી વાર્તાઓનો સંગ્રહ થવાની પૂરી જરૂર છે. કવિતો, દુહાઓને સોરઠાથી ભરપૂર ચારણી ભાષામાં ગોઠવાયેલી વાર્તાઓ તો કાઠિયાવાડને જ વરેલી છે. જેવાં એનાં એક કાળનાં અદ્દ્ભુત પરાક્રમો છે એવી જ એની વાતો છે.

## (૧૦) પ્રેમકથાઓ

ગુજરાતી ભાષાને પ્રેમકથાઓ તો કાઠિયાવાડે જ આપી છે. દુનિયાના સાહિત્યમાં આ પ્રેમકથાઓ અદ્વિતીય છે. સદેવંત સાવળિંગા અને હલામણ જેઠવો પ્રેમની અદ્‌ભુત કથાઓ છે. પણ એવી એકબે કથાઓ જ કાઠિયાવાડના લોકસાહિત્યમાં નથી; એવી તો અનેક વાતો છે. કઈ વાર્તાને માન આપવું અને કઈનું અપમાન કરવું એ જ સવાલ છે. શ્રી કહાનજી ધર્મસિંહે કાઠિયાવાડી સાહિત્યનાં બે પુસ્તકો બહાર પાડી એ પ્રેમશૌર્યઅંકિત સાહિત્યની વાનગી ચખાડી છે. કાઠિયાવાડી જવાહિરમાં પણ કાઠિયાવાડની અમૂલ્ય વાર્તાની કણિકાઓ વેરેલી છે. છેલ્લી બહાર પડેલી 'કાઠિયાવાડની જૂની વાર્તાઓ' એ જ સાહિત્યનો મીઠો રસ આપણને ચખાડી રહેલી છે. શ્રી. ધીરસિંહ ગોહિલે આપણને આ અદ્‌ભુત સાહિત્યની ઠીક ઠીક ઓળખાણ કરાવી છે. એમનામાં નવલકથાકારને બદલે લોકસાહિત્યરસિકની દષ્ટિ હોત તો એમનું કામ વધારે દીપી નીકળત. કાઠિયાવાડ એટલે આજનો કાઠિયાવાડ નહિ; રેલવેથી જકડાયેલો કાઠિયાવાડ નહિ. કાઠિયાવાડ એટલે આજના આપણા જેવા વીર્યરહિત જનોનો કાઠિયાવાડ નહિ. એ કાઠિયાવાડ તો આવી કથાઓમાં છે. એ કાઠિયાવાડ વાઘેરોનાં કે મૂળુમાણેક અને બાવાવાળાનાં પરાક્રમોમાં અને શેણી ને ઊજળી ના પ્રેમપ્રવાહમાં છે. કાઠિયાવાડનો ઈતિહાસ આપણે હજી હવે જાણવાનો છે.

## (૧૧) ભક્તોની વાતો

ભક્તોની વાતો ઐતિહાસિક હોવા છતાં તેમાં એવી ચમત્કૃતિઓની ગૂંથણી થયેલી છે કે આ વાર્તાઓ અત્યારે લોકવાર્તાઓના રૂપને જ પામી ગઈ છે. આવી વાર્તાઓનો એક

સંગ્રહ ભક્તલીલામૃત અને ભક્તમાળાના ગ્રંથમાં છે. નરસિંહ અને મીરાં, પીપો અને ધનોજી, રોહીદાસ અને લાલો. ને છેવટે મસ્તરામના કાઠિયાવાડમાં ભક્તની વાતોનો પાર નથી. એ વાતો અદ્‌ભુત હોવાથી જ લોકવાર્તામાં પેસી ગઈ છે; હવે તે નીકળી શકે તેમ નથી.

## (૧૨) સતીઓની વાતો

સતીઓની વાતો એટલી બધી પુરાણી છે ને એટલી બધી અદ્‌ભુત અને સુંદર છે કે તે વાતોને પણ લોકવાર્તાના ક્ષેત્રમાં સ્થાન મળ્યું છે. રાણકદેવી, નાગમતી અને જસમાની વાતોએ તો લોકસાહિત્યના દુહા ને સોરઠાને ઓપ આપેલો છે. આજે પણ રાણકદેવી ને જસમાની વાતો ગુજરાતમાં ઠાર ઠાર ગવાય છે ને કહેવાય છે. હજી પણ ઘણી અજાણ સતીઓના પાળિયા પાતિવ્રત્યના પાવિત્ર્યની અને અબળાના બળની એક એક નવી નવી મોહક વાર્તા કહી રહેલા છે. લોકવાર્તાના સંગ્રહકારોએ એ પાળિયા, એ પગલાં ને એ સતીઓના હાથોને હજી ઘણું ઘણું પૂછવાનું છે.

## (૧૩) ઐતિહાસિક દંતકથાઓ અને સ્થાનબદ્ધ કથાઓ

ઈતિહાસની હકીકતની ઓથે લોકસાહિત્યકારો ને કવિઓએ કંઈ કંઈ અદ્‌ભુત કૃતિઓને જન્મ આપ્યો છે. ગામડાના લોકો ઈતિહાસનું એક પણ પુસ્તક ભણતા નથી છતાં આ દંતકથાઓને લીધે એમને એમના પૂર્વજોનો સારો એવો પરિચય થઈ જાય છે. કાકુની વાત જેટલી રસિક થાય છે તેના કરતાં ધૂંધળીમલ બાવાની વાત લોકોને વધારે ઐતિહાસિક, વધારે તાદૃશ અને વધારે સાચી લાગે છે. આપણી ભૂમિ હજી પણ એવી છે કે જ્યાં સ્થળે સ્થળે લોકઈતિહાસ લખેલો છે. ચમારડીનો ઈશાળવો એક વાત

કહે છે તો વઢવાણની માધાવાવ બીજી વાત કહે છે; ગુંદી-કોળિયાકનાં ખંડેરો ઐતિહાસિક વાર્તાઓ કહે છે તેનાથી વધારે લોકવાર્તાઓ કહે છે. રૂવાપરી માતા એક લોકવાર્તાની દેવી છે; દૂણો બીજી લોકવાર્તાનું સ્થળ છે; ઘોઘા અને પીરમમાં કેટલાયે મોખડાજીની વાતો ચાલે છે; ગિરનાર અને બરડાને પથ્થરે પથ્થરે એક એક સ્થાનબદ્ધ ઐતિહાસિક દંતકથા કોતરેલી છે. પથ્થર ઉપરથી કાગળ ઉપર એ કથાઓ જ્યારે આવશે ત્યારે આપણે તેનો મર્મ સમજશું.

**(૧૪) ભૂતપ્રેતની વાતો**

રાક્ષસો અને ભૂતપ્રેતની વાતો દરેક દેશના લોકસાહિત્યમાં દેખા દે છે. ગુજરાતનું માનસ પણ ભૂતપ્રેત વિનાનું નથી. ભૂતપ્રેતની વાતો માટે લોકસાહિત્યે પૌરાણિક ધર્મશાસ્ત્રોનો ઉપકાર માનવો ઘટે છે. દરેક ધર્મે પોતાનું બળ સ્વર્ગ અને નર્કની ભાવના ઉપર રચવાનો એક પ્રયત્ન કરેલો છે. એ પ્રયત્નમાંથી આ ભયંકર લોકસાહિત્ય પ્રગટયું છે. બાબરાભૂતને તો આપણા શિષ્ટ સાહિત્યમાં પણ કરણઘેલાએ અમર કર્યો છે. વળાનો મામો, થાનનો બાંડિયો બેલીને એવા ઘણા ભૂતો આજે પણ લોકોની અક્કલને ભમાવી રહ્યા છે. આટલા સુધર્યા છીએ એમ કહેવાનો દાવો કરીએ છીએ; વેદવેદાન્ત ધર્મને માનવાવાળા હોવાનો હક્ક ધરાવીએ છીએ; છતાં આ ભૂતપ્રેતની વાતોમાં માનનાર અને રસ લેનાર જનતાનું માનસ હજી જંગલી પ્રજાના માનસથી ઊંચે ચડયું નથી કે તેના તરફ વિચારભરી આપણી નજર ગઈ નથી એ આશ્ચર્ય જેવું છે. અથવા તો એ બધી યોનિઓને સાબિત કરવા માટે જે વૈજ્ઞાનિક બુદ્ધિબળ ને નીડરતા આપણામાં જોઈએ તેની ખામી આપણે બતાવી આપી છે.

### (૧૫) કૌટુંબિક વાતો

આવી વાર્તાઓનો આપણા સાહિત્યમાં પાર નથી. એ વાર્તાઓમાં આપણે સંયુક્ત કુટુંબજીવનની કડવીમીઠી છાયા ભારોભાર છે. ઉપરથી સ્વાતંત્ર્ય ને સુધારાનાં કપડાં પહેર્યાં છે છતાં કુટુંબની સ્થિતિ અને વિચારસરણીમાં કશો મહત્ત્વનો ફેર નથી પડયો, એ વાત આ વાર્તાઓના અદ્યાપિ પર્યંતના સ્વીકારથી સાબિત થાય છે. આજે તો કુટુંબજીવનનું સુખ ગયું છે અને વ્યક્તિગત જીવનના નવા પ્રયોગોને પૂરી નિષ્ફળતા મળી છે. એમ આજનું લોકજીવન આપણને કહી રહ્યું છે. આવી વાર્તાઓના સંગ્રહ વધારે ઉપયોગી છે કારણ કે એથી જ આપણે આપણા જીવનને વધારે ઓળખશું ને આપણી વર્તમાન સ્થિતિથી ચોંકી ઊઠશું.

### (૧૬) કામણટૂમણની વાતો

એમ કહેવાય છે કે કામણકૂટણ કે જાદુમંતરની વાતો કામરુ દેશમાંથી આવી છે. ગમે તેમ હો, પરંતુ આપણી બાજુના ધોળાં કપડાંવાળા ગોરજીઓને અને કામણટૂમણને સારો એવો સંબંધ છે. ગોરજીઓ અને કામણટૂમણને લગતી વાતો મેં નાનપણમાં સાંભળ્યાનું મને સારી પેઠે યાદ આવે છે. પણ આ કામણકૂટણની વાતો અરેબિયન નાઈટ્સમાં કહેલી જાદુમંતરની વાતો જેવી નથી; એટલી બધી આ વાર્તાઓ અદ્ભુત પણ નથી. કદાચ આ વાર્તાઓ અરેબિયન નાઈટ્સની વાર્તાઓ કરતાં વધારે સાચી છે એટલું માની શકાય છે. વળી આ વાર્તાઓ યુરોપિયન દેશોની જાદુની વાતોથી પણ એટલી જ નિરાળી છે. આ વાર્તાઓનો જન્મ આપણે ત્યાંના ગોરાજીઓ અને બીજાઓ જેઓ પ્રેતવિદ્યા અને બીજી વશીકરણવિદ્યા જાણે છે ને જેઓ તેનો દુરુપયોગ કરે છે તેમાંથી થયેલો છે. આવી વાર્તાઓ હવે બહુ થોડી સાંભળવામાં આવે છે.

## (૧૭) લોકવાર્તાઓ

ઉપર લખી બધી જાતની વાર્તાઓ એક રીતે લોકવાર્તાઓ જ છે. છતાં જે વાર્તાઓ ઉપલા પ્રકારમાં સામાન્ય રીતે નથી આવતી તે વાર્તાઓને લોકવાર્તાના વિભાગમાં મૂકવામાં હરકત નથી. બધી લોકવાર્તાઓ અનેક રસે ભરપૂર છે, અનેક રંગે રંગેલી છે અને લોકજીવનને અનેક રીતે ચીતરનારી છે. દેશ દેશની અને પ્રાંત પ્રાંતની લોકવાર્તાઓ દેશ દેશના અને પ્રાંત પ્રાંતના માણસોની ખાસિયતોની પેઠે જુદી જુદી છે. પંજાબની, બંગાળની અને હિન્દુસ્તાનની લોકવાર્તાઓ અને ગુજરાતની લોકવાર્તાઓમાં કયાંઈ કયાંઈ સામ્ય જણાય છે, જ્યારે મલાયન લોકવાર્તા અને ગુજરાતની લોકવાર્તાની વચ્ચે મેળ ખાતો નથી.

હવે થોડુંએક લોકવાર્તાઓ એકઠી કરનારા દષ્ટિબિંદુ સંબંધે. લોકસાહિત્ય ઉપર જણાવ્યા પ્રમાણે છૂટે હાથે જ્યાં ત્યાં વેરાયેલું છે છતાં તેને એકઠું કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. આજે લોકસાહિત્યના ભંડારીઓ અને એના સંગ્રહકર્તાઓની વચ્ચે કૃત્રિમ અંતર ઘણું પડી ગયેલું છે. ભંડારીઓ માની બેઠા છે કે હવે તેમના દિવસો ગયા છે, સમાજમાં તેમને પદવી નથી ને તેમનું જ્ઞાન સમાજને નિરુપયોગી છે. સંગ્રહકર્તાઓ પણ એવું જ માને છે કે પોતાનો વર્ગ વધારે વિદ્વાન છે, વધારે સમજદાર છે ને ભંડારીવર્ગ જેવા અજ્ઞાનવર્ગ પાસેથી લોકસાહિત્ય જેવી કિંમતી વસ્તુ પહેલી તકે લઈ લેવાની તેમની ફરજ છે. સંગ્રહકર્તાઓ હંમેશ વિદ્વાનવર્ગના અથવા અધિકારી વર્ગના હોવાથી ઉભય વર્ગ સંગ્રહના કાર્યમાં લગભગ નિષ્ફળ જાય છે; ને જ્યાં કંઈ થોડી ઘણી સફળતા મળે છે ત્યાં સાહિત્યભંડારનાં ખરાં રત્નોની શોધની નહિ પણ ખોટાં અને કાચનાં રત્નોની શોધની. આથી જે બહિર

દેખાવ ને રીતભાતથી ગામડિયા લોકો, વૃદ્ધજનો ને અશિક્ષિત સ્ત્રીપુરુષોને આપણે સુધરેલા લાગીએ છીએ, અને જે કારણથી એ લોકો એમ માની બેસે છે કે ભણેલાઓ તો આપણને હરહંમેશ દરેક બહાને બનાવવાની તક લે છે, તે બહિર દેખાવ, શિષ્ટ રીતભાત અને તે સઘળાં કારણોનો ત્યાગ કરી આપણે એમની નજરે એમની જેવા જ દેખાવું જોઈએ. તેમ જ આપણો ઉદ્દેશ એમને સમજવાનો, એમની કદર કરવાનો અને એમને આપણી સાથે લેવાનો છે એમ એમને સ્પષ્ટતાથી દેખાઈ આવવું જોઈએ. દ્રવ્યબળથી, હોદ્દાથી અથવા કોઈ અન્ય યુક્તિથી આપણે એમના હૃદયભંડારો પૂરેપૂરા ઉઘાડી શકશું નહિ અથવા તો ખરી આત્મા પિછાની શકશું નહિ. જ્યારે આપણે એમના જીવનમાં રસ અને આનંદ લેતા એમને દેખાઈશું, અને એમની નજરે એમના જેવા જ સ્વાભાવિક અને સરળ લાગશું તે વખતે એમનો લોકસાહિત્યનો ભંડાર આપણી સમક્ષ આપોઆપ ખૂલી જશે; ત્યારે જ આપણે લોકસાહિત્યની સમૃદ્ધિની પૂરી પ્રાપ્તિ કરી શકીશું. આટલું કરવા માટે આપણી મોટપનું અભિમાન આપણે છોડવું પડશે. આપણે આપણાં દીવાનખાનાં, ઓફિસો અને કલબો છોડી ચોરે, ભરવાડના નેસમાં અથવા પાણી પાતા સાથીની પાસે બેસવું પડશે, બાળરમતો ખેલતાં બાળકોની રમતોમાં આપણને રસ આવવો જોઈશે, ને રાતે રાસડા લલકારતી લલનાઓનાં ગીતો સાંભળવા આપણા કાન લંબાવવા પડશે; વૃદ્ધ માજીઓ પાસે જઈને આપણે બેસવું પડશે, તેમના જૂના તારને અડકવું પડશે ને પછી તેમાંથી થતા રણકારની ભાષાને નોંધવી પડશે. પરંતુ કાને કલમ ખોસી, નાકે ચશ્માં ભરાવી લોકસાહિત્ય એકઠું કરવા જઈશું તો કોઈ એક અક્ષરે નહિ આપે. એ તો નાનાં છોકરાંઓને જમાવીને એક વાર્તા

કહેશો તો તેઓ સામે દસ વાર્તાઓ કહેશે; એકામાં બેઠા બેઠા એક દુહો લલકારશો તો એકાવાળાની દુહાની નદી આપોઆપ વહેવા લાગશે. જે કોઈ ભંડારી લોકસાહિત્યનો તમારો પ્રેમ એકવાર જાણશે તે તો પોતાનું હૃદય ચોરશે નહિ. ભણેલા લોકોમાંના જે લોકો સમાજના પરિચયમાં વધારે આવે છે તે લોકો લોકસાહિત્ય એકઠું કરવામાં સારી મદદ કરી શકે. ગામડાના વૈદો, મહેતાજીઓ, કોટવાળો કે ગામોટો આ કામમાં ઘણા ઉપયોગી છે. સ્વ. રણજિતરામભાઈએ મહેતાજીઓનો સારો ઉપયોગ કર્યો હતો. સારી રીત એ છે કે સંગ્રાહકોએ જે લોકોનું સાહિત્ય એકઠું કરવું હોય તેમની સાથે અમુક વખત એકઠા રહેવું જોઈએ. લોકજીવનના પ્રસંગે પ્રસંગે તેમને લોકસાહિત્ય આપોઆપ મળી જશે. પણ તેમ ન બને ત્યાં તો ઉપર કહેલા પરિચિત માણસો મારફતે લોકસાહિત્યના ભંડારીઓને મળવાનું છે. એવા માણસો ભજન-મંડળીમાં, મેળામાં, માતાજીના મઠમાં, રાંદલની માંડવી આગળ, શીતળામાની દેરીએ, ગામને ગોંદરે, ચરમાળિયા પાસે, ધણમાં કે નેસમાં ખીલે છે. અશિક્ષિત સ્ત્રીઓ પાસેથી લોકસાહિત્યનાં રત્નો લેવાનું કામ અતિ મુશ્કેલ છે. સ્ત્રીસુલભ સ્વભાવને લીધે તેઓ આપણી પાસે વાર્તા કહેવા કે ગાવા નહિ બેસે. પણ અજવાળી રાતે જ્યારે લોકગીતની રેલ રેલાય ત્યારે દૂર બેઠાં બેઠાં એમાં પુણ્યસ્નાન કરવાની કોઈને મના નથી. આપ્ત સ્ત્રીજનો આવા કામમાં વધારે સારી મદદ કરી શકે. અને એમાં એવું પણ છે કે જો એકવાર આવા શરમાળ વર્ગને પણ લાગે કે તમારો ઉદ્દેશ નિર્મળ છે તો તેઓ લાંબે વખતે પોતે જ સંકોચ છોડી તમારી પાસે પોતાનું હૃદય ખુલ્લું કરે પણ ખરા. અજ્ઞાની લોકો તરફ ખૂબ મમતા અને પ્રેમ બતાવવાથી તેઓ પોતાનું હૃદ્ગત

કહેવાના જ. તેમને એટલી ખાતરી થવી જોઈએ કે આપણે તેમને હસી કાઢતા નથી અથવા આપણો ઉદ્દેશ તેમને કે તેમના સાહિત્યને બદનામ કરવાનો નથી આવા લોકો ઈનામને વશ થઈને લોકસાહિત્ય આપશે એવું માનવાની ભૂલ કદી કરવી નહિ. તેમ જ અધિકારબળે મળેલું લોકસાહિત્ય કેટલું સાચું છે તે પણ વિચારવા જેવું છે. સારો અને સાચો બદલો તો એ લોકોની પ્રેમપૂર્વક કદર એ જ છે; અને તે જ સાધન આપણે વાપરવું જોઈએ.

આ વિષય જેટલો મહત્ત્વનો છે તેટલો જ તે વિશાળ છે. આજે તો લોકવાર્તાનું સાહિત્ય ક્યાં છે, તેના કેવા કેવા પ્રકાર છે અને તેને કેમ મેળવવું તે વિષે થોડુંએક કહ્યું છે. આ વિષય પરત્વે આપણે ઘણું ઘણું કહી શકીએ. લોકસાહિત્ય એટલે શું ? એના અભ્યાસની શી જરૂર છે ? એનો અભ્યાસ શી રીતે થઈ શકે એ વિષયો એક પ્રકારના છે. લોકગીતનો પ્રદેશ વળી એવડો જ છે અને એટલો જ સુંદર અને રસિક છે. લોકસાહિત્યનાં બીજાં અંગોના પ્રદેશો પણ કાંઈ નાનાસૂના અને ઓછા ઉપયોગી નથી. પરંતુ આ બધાને પ્રસ્તુત સાથે નિકટનો સંબંધ નથી એટલે અત્યારે અહીં જ વિરમું છું.



## પ્રકરણ બારમું
## (પાછળથી)
# (૧) વાર્તા વિષે થોડુંએક

ધર્મનીતિ, સામાજિક આચારવ્યવહાર, રાજકારણના વિચારો, જાત જાતની જ્ઞાનસમૃદ્ધિ, વગેરે ઘણું ઘણું વાર્તા દ્વારા શીખવવા આપણે નીકળ્યા. પ્રત્યેક વાર્તા કીધા પછી તેનું નવનીત કાઢી બતાવી બાળકને તે આપ્યું. વાર્તાને નામે ઈતિહાસ અને ભૂગોળ આદિ વિષયોનો કડવો ઘૂંટડો વિદ્યાર્થીઓ પાયો, ને વાર્તાઓ મારફતે ભાષાશિક્ષણને પણ હાથ પર લીધું. ટૂંકમાં વાર્તાને કામધેનુ કે કલ્પવૃક્ષ બનાવી તેની નીચે બેસી જે મનમાં આવ્યું તે વાર્તા મારફતે કરવા લાગ્યા. સંગીત અને કળા જેવા વિષયોને પણ વાર્તા દ્વારા શીખવવાની હિમાયત ચાલી ને પ્રયોગ થવા લાગ્યા.

આની સાથે જ વાર્તાનું સાહિત્ય વધ્યું. આજે જોઈશું તો કેટલા યે પ્રકારની વાર્તાઓ મળશે. નીતિનું શિક્ષણ આપવા માટે આનંદશંકરભાઈનું 'નીતિશિક્ષણ' તૈયાર જ છે. અંગ્રેજીમાં ગૂલ્ડની મોરલ ટેઈલ્સનો પાર જ નથી. પઢિયારે સામાજિક દૃષ્ટિથી એવી વાર્તાઓ લખી. ભોગીન્દ્રરાવે અને બીજાઓએ બાળકોને જાત

જાતનું શિક્ષણ મળે એવું જેમાં આવે એવી એવી વાર્તાઓનાં ભાષાંતર કર્યાં અથવા તો રચી. છેવટે એવો વખત આવ્યો કે ઈતિહાસ વાર્તા દ્વારા શીખવવાનો લગભગ પ્રઘાત પડયો. નિબંધલેખનમાં વાર્તા અગત્યના પાયારૂપે મનાઈ ને વિજ્ઞાનના વિષયોને પણ વાર્તામાં લખ્યા. આમ જાણે કે આખું જગત વાર્તામય કે વાર્તાને આખા જગતમય કરી નાખી.

જેમ વાર્તાના ઉપયોગમાં વિશાળતા ને વાર્તાના સાહિત્યમાં વિપુલતા આવી તેમ જ વાર્તાની કથનશૈલીમાં મોટા મોટા સુધારા થયા. વાર્તા, સાહિત્યની દષ્ટિએ ને કલાની દષ્ટિએ કહેવાનું મન થયું. 'ડોશીમા'ની શૈલી ફરવા લાગી; ડોશીમાનાં અકબંધ વાકયોવાળી વાર્તાને વીંખી નાખી તેમાં વિશેષણો અને ક્રિયાવિશેષણોનો રંગ પૂર્યો, કુદરતનાં વર્ણન ભર્યાં, મનુષ્ય-સ્વભાવનાં લક્ષણ નાખ્યાં ને વાર્તાને વધારે ને વધારે આકર્ષણ બનાવવાના પ્રયત્નો થયા. ભાષાની દષ્ટિ પાછળ ન રહી. વાર્તામાં કહેવતોએ અને ઉપમાઅલંકારોએ પેસારો કર્યો; વર્ણનો છલી વળ્યાં, વાર્તા શોભી ઊઠી. વાર્તાઓ કહેનારાઓ વાર્તામાં મૂકેલાં કલા અને સાહિત્યને બાળકો આગળ પ્રેમપૂર્વક પીરસવા લાગ્યા. વાર્તાકાર બોલ્યો :

"એક હતું સુંદર સરોવર; જાત જાતનાં કમળો ઊઘડે : કોઈ ધોળા, કોઈ રાતાં, કોઈ ભૂરાં. એમાં ભમરા ઊડે. કોઈ કમળ સવારે સૂરજ સાથે ઊઘડે, કોઈ વળી સાંજે ચાંદા સાથે ઊઘડે."

**અથવા**

"એક હતો ચકલો; બે એની પાંખો, એક એની ચાંચ, આમ ડોક કરે ને તેમ ડોક કરે. એક હતી ચકલી; નાના નાના પગ, નાનીશી ચાંચ, ચકચક કરે ને દાણા ચણે."

**અથવા**

"એક રાજા હતો. રાજાનું કાંઈ રાજ મોટું ! કેટલા ય ગાઉ લાંબું ને કેટલા ય ગાઉ પહોળું ! એમાં મોટાં મોટાં શહેરો ને ગામો, ડુંગરા ને નદીઓ."

**અથવા**

"એક હતી ભલી છોડી. ભલપણનો ભંડાર; દયામાં તો રાજા જેવી; દાનમાં તો રાજા કર્ણ જેવી; ને તેનાં કાંઈ રૂપ ! ઈન્દ્રની અપ્સરા યે એની પાસે લાજે. ભગવાને જાણે નવરે દિવસે ઘડેલી."

આની સાથે જ વાર્તાઓ નવી દૃષ્ટિએ લખાઈ. શૈલી એની મનમોહક; વર્ણન એનાં મનોરમ. જોઈએ તો ભાષાના સુંદર પ્રયોગોવાળી વાર્તા મળે, જોઈએ તો શૈલીની સુંદરતાભરી મળે; જોઈએ તો કાવ્ય જેવી, જોઈએ તો અપદ્યાગદ્ય જેવી, અને જોઈએ તો ટાગોરની કૃતિઓ જેવી વાર્તાઓ મળે.

આજે આવી વાર્તાઓ પણ મળે છે.

આમ બધું બની ગયું છે. એકવાર પાણીનાં પૂર આવી ગયાં છે. એમાં કેટલી યે વસ્તુઓ તણાઈ આવી. હવે ધીરે ધીરે નીર નીતરતાં જાય છે; હવે શૈલીનો ને વસ્તુ વગેરેનો વિચાર શાંતિથી કરી શકાશે.

એક વાત તો લગભગ નક્કી થઈ ગયા જેવી છે. તે એ કે વાર્તાનું મુખ્ય પ્રયોજન આનંદ છે : શુદ્ધ, સ્વાભાવિક, તંદુરસ્ત અને પ્રેરક આનંદ છે. બાળકો વાર્તાના આનંદને સહજ શક્તિથી પકડી શકે છે. ઉપરના આનંદ તળે વાર્તામાં શું છુપાયેલું છે તે તેમને ઝટ હાથ આવે છે. આપણે વાર્તાને નામે કઈ વાત દાખલ કરવા માગીએ છીએ તે તેમનાથી લાંબો વખત છૂપું રહી શકતું

નથી. એટલે જ તેઓ તરત જાણી જાય છે કે આ વાર્તા તો નામની છે; એમાં કામ તો ઈતિહાસ કે ભૂગોળ શીખવવાનું છે. એમને તરત જ ખબર પડે છે કે આખી વાર્તા કંઈ ધર્મનો સાર કઢાવવા માટે કહેવાય છે.

વાર્તાને નામે સાંભળવા એકઠાં થયેલાં બાળકો જ્યારે તેમાં ખરી વાર્તા નથી હોતી ત્યારે ઊઠીને ઊભાં થાય છે. આથી આપણે એટલું સમજી ગયા છીએ કે વાર્તામાં ગમે તે ઘુસાડવા માગતા હોઈએ પણ તેની કસોટી તે બાળકોને આનંદ આપી શકે છે કે નહિ તે છે.

નીતિનો સાર કઢાવવાનું હાલ બંધ પડવા લાગ્યું છે. એ વાત સારી છે. વાર્તા કીધા પછી તે કઢાવવી નહિ એ વિચારનો પણ હાલમાં સ્વીકાર થવા લાગ્યો છે. કારણકે બાળકને વાર્તા સાંભળવાનો રસ છે; તેને તે કહી જવામાં પણ રસ આવે છે; પણ સાંભળ્યા પછી ત્યાં ને ત્યાં જ તે કહી જવાનું તેને નિરર્થક લાગે છે. બાળકોને વાર્તા સાંભળવાનો શોખ હોવાથી તેઓ જેમ સાંભળે છે તેમ જ જ્યારે તેમને વાર્તા કહેવાનો શોખ આવશે ત્યારે તે કહેવા માંડશે. આ ખરી ને સ્વાભાવિક સ્થિતિ છે.

એટલું પણ આપણને સમજાવા લાગ્યું છે કે ભલે વાર્તામાં ઈતિહાસ ભરો કે ભૂગોળ, ગણિત ભરો કે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર ભરો કે આરોગ્ય વિજ્ઞાન, બાળક વાર્તાના આનંદની સાથે તેનામાં જઈ શકે છે. એટલે આ બાબતમાં પણ આપણે વાર્તાની વસ્તુને નવેસરથી જોવાનું આવ્યું છે, ને જોવા લાગ્યા છીએ.

આ દૃષ્ટિએ કહેવાની અને લખવાની વાર્તાઓમાં ફેર પડવા લાગ્યો છે અને લાગશે. છેક નવી વાર્તાઓમાં બોધને બોધ તરીકે ન ધરતાં બોધની વાત તેના વાણાતાણામાં વણી દેવામાં

આવે છે. સીધી રીતે વાર્તામાં આચારવિચારની ટીકા કે માન વિષેનું લખાણ કાઢી નાખી તે બધું વાર્તાના લોહી સાથે જ ભેળવી દેવાય છે. વાર્તાની ગૂંથણી જ એવા પ્રકારની થવા લાગી છે કે એમાં બધું આવે. બાળકને તેથી જ વાર્તા વધારે સુંદર અને આકર્ષક લાગે. આમ વાર્તાના વસ્તુ પરત્વે ઠીક વિચાર અને કાર્ય ચાલ્યું છે.



## (૨) વાર્તા કહેનાર ખાસ શિક્ષક

આજનો યુગ Specialization નો છે, વ્યક્તિવિશેષતાનો છે. પ્રત્યેક વ્યક્તિમાં જે વિશેષતા હોય તે કેળવવામાં તેને અને સમાજને લાભ રહેલો છે. 'Jack of all and Master of non' એ કહેવત આજનો યુગ બરાબર માને છે. એવું પણ મનાય છે કે પોતાનું વ્યક્તિત્વ પૂરેપૂરું ખીલવવામાં જ સમાજનું ખરું વ્યક્તિત્વ, ખરું જીવન ખીલશે. જેમાં જે હોય તે બરાબર બહાર આવે તો એકંદરે સમાજને જે જોઈએ છે તે મળી જ રહેશે. (એથી જ તો આજનો યુગ વિનિમયનો નથી.) આજનું અર્થશાસ્ત્ર જૂનાથી નિરાળું છે. આજે એક જ માણસે તેના બધા વ્યવહારો માટે કુશળતા કેળવવી નથી પડતી તેમ શ્રમ ઉઠાવવો નથી પડતો. આજનો યુગ શ્રમવિભાગનો છે. આ નવા યુગની અસર સર્વત્ર વધતી જ જાય છે. શિક્ષણમાં પણ તે આવી છે. Subject teaching એ આ યુગનું ફળ છે. નિષ્ણાતના લાભો આ યુગ શિક્ષણમાં લે છે ને માગે છે. નિષ્ણાત વેદિયો ન રહેતાં ધીમે ધીમે તે પોતાના એકાંગી વિષયને તલસ્પર્શી કરવામાં જ સર્વદેશી થાય છે, તેને થવું પડે છે. શિક્ષણમાં આ વિચાર વધારે ને વધારે ફેલાય તે ઈષ્ટ છે. સામાન્ય વાતાવરણનો પ્રશ્ન હોય ત્યાં એક જ

વ્યક્તિની છાપ યોગ્ય છે; જ્યાં શિક્ષણમાં વ્યક્તિની શક્તિની અસાધારણ વિશેષતાની જરૂર નથી ત્યાં ભલે એક જ વ્યક્તિ એકથી વધારે વિષયો શીખવે; પરંતુ જે વિષયો એવા છે કે જેનું ખાસ જ્ઞાન શિક્ષકે મેળવવું જોઈએ, જેને રજૂ કરવામાં રહેલું કલાવિધાન કયાં છે ને કેવી રીતે થઈ શકે તે જાણવું અને આવડવું જોઈએ, જેમાં તલસ્પર્શીપણા વિના ચાલે નહિ ને જે માટે વિશેષ બુદ્ધિ અને શ્રમ જોઈએ, ત્યાં તો વિષયશિક્ષણ જ જોઈએ.

દરેક મનુષ્યને વાર્તા આવડતી હોય છે. પણ તેથી તે કહી જાણે છે એમ નથી. દરેક બાળક વાર્તા સાંભળી રાજી થાય છે પણ રાજી થનાર બાળકને ખરેખર ઉત્તમ રીતે જ વાર્તા સાંભળવાનું મળ્યું છે એમ નથી. વાર્તા સાંભળવી ગમે છે માટે તે જેવી કહેવામાં આવે તેવી સાંભળે છે. ઊંચી રીતે કહેવાતી વાર્તા તેણે ન જ સાંભળી હોય તો સામાન્ય વાર્તાકારને શ્રેષ્ઠ તે ગણે છે, તેનાથી તે તૃપ્ત રહે છે. પરંતુ ખરી દષ્ટિએ તેને ખરો આનંદ અને તૃપ્તિ નથી જ મળ્યાં. તેનો એ અધૂરો આનંદ અને અતૃપ્તિ જો આપણે તેને પૂરો આનંદ અને તૃપ્તિ ન આપી શકતા હોઈએ તો વીંખીએ નહિ; પરંતુ વાર્તાકથનનો હેતુ બાળકને શિક્ષણ સાથે પૂરો લાભ, પૂરો આનંદ આપવાનો હોઈ શકે, હોવો જોઈએ.

વાર્તાકથનને શાળામાં સ્થાન મળ્યું. બાળકોને તો સૂકો રોટલો પણ મીઠાઈ જેવો લાગે છે. ગાળો ને માર અથવા ઈતિહાસ, ભૂગોળ અને ગણિતની માથાકૂટ વચ્ચે વાર્તા સાંભળવાનું મળે તે તેમને મન કાંઈ જેવી તેવી વાત નથી. એથી તો ગમે તેવો બેદરકાર, બેકદર, અબૂજ, કલાનો દુશ્મન જેવો શિક્ષક પણ વાર્તા કહેવા બેસશે તો તેઓ તેને સાંભળશે, તેને તે પ્રિય લાગશે. ભૂખ્યાને મન સૂકો રોટલો બત્રીશ ભોજન ને તેત્રીશ

શાક છે. પણ પાકશાસ્ત્રી પાસે તો કેટલી યે ખરેખર મીઠી વાનીઓ હોય છે.

પણ આપણે જાણીબૂઝીને બાળકને સૂકો રોટલો કેમ ખવરાવીએ ? તેમને ભૂખ છે માટે તો તેમને ઉત્તમ ભોજન આપીએ. વાર્તાકથનમાં આપણે આ જ હેતુ લક્ષમાં રાખીએ. દરેક શિક્ષકમાં વાર્તા કહેવાની યોગ્યતા નથી, ન જ હોઈ શકે. કેટલાકોને વાર્તાઓ યાદ નથી રહેતી; તેવાઓ વાંચીને ભૂલતાંચૂકતાં વાર્તા કહે છે. કોઈ ગોખીને બોલી જવા બરાબર કહે છે; કોઈ વાર્તાનું રહસ્ય જાણતા નથી; કોઈમાં કહેવાની ઢબ નથી હોતી. વાર્તાનું ચિત્ર ખડું કરી શકે તેવા કુશળ શિક્ષકો તો થોડા જ જડે છે. ગણિતમાં ગમે તેવું થોડું વધારે જાણનારને ને ગમે તેમ શીખવનાર શિક્ષક ચાલે નહિ, તો વાર્તા કહેનાર શિક્ષક ગમે તેવો ન ચાલે.

કોઈ શિક્ષક પોતાને વાર્તા કહેનાર તરીકે તૈયાર કરી શકે. તે પોતાનો વાર્તાભંડાર વધાર્યા જ કરે. તે વાર્તા કહેવાનું શાસ્ત્ર જાણી જ લે. તે વાર્તા કહેવાનું ખાસ કામ કરીને વાર્તાનો ક્રમ, વસ્તુ, રચના, શૈલી, વગેરેનું નિર્માણ કરવા શક્તિમાન થઈ શકે. વાર્તાકથન એક જ તેનો વિષય હોવાથી તેમાં તે ઊંડો ઊતરે. વાર્તાનું વસ્તુ આપોઆપ એકઠું થતાં તેનાં પુસ્તકો રચવાનું તેને સુલભ છે. વાર્તાના વિસ્તૃત અભ્યાસને બળે વાર્તાસૃષ્ટિની પાછળ રહેલ માનવબૃદ્ધિનાં અને લાગણીનાં સૂક્ષ્મ બળો અને પડોનો અભ્યાસ તેને રસિક થઈ પડે. વાર્તાના સાહિત્યમાં તે એકલો સાહિત્યકાર કે સાહિત્યવિવેચકનું સ્થાન મેળવી શકે. આમ જો તે આ એક જ વિષયની પાછળ પડે તો નાનાં બાળકોને પૂર્ણપણે રાજી કરવાના કામથી માંડીને વાર્તામાંથી નીકળતી

જીવનફિલસૂફીની મીમાંસા સુધી પહોંચે. આ માટે જ આ કામ એક વિશેપ કામ થવું જોઈએ; ને એમ થાય તો જ તેનો શિક્ષક તેમાં ઉત્કૃષ્ટતા સાધી શકે.

આર્થિક દષ્ટિએ પણ વાર્તાશિક્ષકની પદવી અને સ્થાન કોઈ અન્ય નિષ્ણાત શિક્ષકના જ ચડે. પ્રત્યેક શાળા વાર્તાનો શિક્ષક માગે જ છે. આ વિશિષ્ટ શિક્ષક દરેક શાળામાં સંગીતશિક્ષક કે ચિત્રશિક્ષક જેમ જાય ને વાર્તા કહે. ખાનગી ઘરોમાં પણ જ્યાં વાર્તા કહેવાની જૂની પ્રથા ચાલુ રાખનાર ડોશીઓ ન હોય અથવા નવી ડોશીને વાર્તાની કળા આવડતી ન હોય, ત્યાં વાર્તાકારને સ્થાન છે. સાંજની આ પ્રવૃત્તિ બાળકોને આનંદ અને શિક્ષકને યોગ્ય બદલો આપશે. કેટલાંએક શિક્ષકશિક્ષિકાઓએ જરૂર કુશળ વાર્તાકાર તરીકે તૈયાર થઈને બહાર પડવું જોઈએ. તેથી તેઓ સામાન્ય શિક્ષક વર્ગથી ઊંચાં આવશે; તેમને લાભ પણ વધારે જ થશે.

વિશિષ્ટતાના આ યુગમાં વાર્તા કહેનારને અનેરું વિશિષ્ટ સ્થાન ચોક્કસ છે જ.



## (૩) વાર્તાનો જલસો

સંગીતના જલસાના અભાવે એક રવિવારે વાર્તાનો જલસો કર્યો. આ જલસો સંગીતના જલસાથી જરા જુદી જાતનો હતો, એ રીતે કે સંગીતના જલસામાં બાળકોને ગાવાનું હોય, જ્યારે વાર્તાના જલસામાં બાળકોએ સાંભળવાનું અમે મોટાંઓએ વાર્તા કહેવાનું હતું.

કુલીન, સતીશ, ભગવાનલાલ, મૂળજી, એ ચાર સિવાયનાં બધાંય બાળકોએ આ જલસામાં સારો ભાગ લીધો. જલસો

૧૨-૩૦ થી ૩-૪૫ સુધી ચાલ્યો. થાક તો કોઈને લાગ્યો નહિ; ઊલટું જલસો વહેલો બંધ કરવામાં આવ્યો તેથી સાંભળનારો વર્ગ કંઈક નારાજ થયો.

જલસામાં વાર્તાની અને કહેનારની વિવિધતા હતી. આવા જલસાથી કેવો લાભ થઈ શકે ? અથવા એમાં શું જોઈ શકાય છે ?

બાળકોની વાર્તા સાંભળવાની ભૂખ વહેલી ટાળવાનો કે ખૂબ વધારવાનો આ એક માર્ગ છે. તેમાં સાચો કયો હશે ?

બાળકોને કહેલી વાર્તામાંથી કઈ ગમે છે, કઈ નથી ગમતી, વગેરે ઉપરથી લોકપ્રિય વાર્તાઓ કઈ તે પણ જાણી લેવાનું છે.

સમૂહગત બાળકો પરત્વે અથવા વ્યક્તિગત બાળકો પરત્વે આવા જલસામાંથી ઘણું વિચારવાનું મળી શકે છે. ટૂંકમાં જે બધું વાર્તાકથન સમયે બાળક સંબંધે અવલોકવાનું છે ને તેમાંથી લાભ ઉઠાવવાનો છે, તે બધું અહીં પણ મળી શકે તેમ છે.

વાર્તાઓ કઈ કહેવી અને કઈ ન કહેવી, કેવી રીતે કહેવી ને કેવી રીતે ન કહેવી, એ પ્રશ્નોનો નિકાલ તો થવો જ જોઈએ; પરંતુ બાળકો વાર્તાઓ પાછળ ગાંડાં બનતાં હોય તો તેનું શું કારણ છે તે તપાસી આવા જલસાઓની પરંપરા ચલાવવામાં હરકત હોય ? આપણે વાર્તાકથનના પક્ષમાં છીએ ને તેની સામે વાંધા પણ છે. આ પ્રશ્નો વિચારવા જેવા છે.

પણ વાર્તાના જલસામાંથી બીજી બાબતો મળી આવે છે. આપણે વાર્તાનો જલસો શા માટે રાખવો ? એને બદલે 'લોકસાહિત્ય'નો જલસો રાખીએ તો ઠીક. એમાં લોકવાર્તા, લોકગીતો, દુહા, સોરઠા, ભજનો, વરત, ઉખાણાં, વગેરે આવે ને જલસો આખો દહાડો ચાલે. આ કરવા જેવું લાગે છે.

બીજું, અત્યારે તો મોટાં કહે ને બાળકો વાર્તા સાંભળે છે;

પણ પછીથી બાળકો જ જલસામાં વાર્તાઓ કહેવા લાગે એ માર્ગે જલસાને લઈ જવામાં જલસાની ઉપયોગિતા છે. એથી બાળકની વાર્તા કહેવાની શક્તિ વ્યક્ત થશે. ખીલશે અને તેઓ આપણી પરાધીનતામાંથી છૂટશે. આપણે જોઈ પણ શકીશું કે આપણા કથનમાંથી તેમણે એકંદરે શું શું ઉપાડયું છે. આપણે વાર્તાઓ કહીને તેમની પાસેથી કઢાવતાં નથી, છતાં તેમનામાં વાર્તાની અને શૈલીની છાપ કેવી પડી છે તે સહેજે જાણી શકીશું.

આમ વચ્ચે વચ્ચે લોકસાહિત્યના જલસાઓ ગોઠવાય તો સારું.



## (૪) ઐતિહાસિક વાર્તાનું કથન

વાર્તાનું કથન એક મોહિની છે. એ સ્વાનુભવમાંથી સૂઝયું કે વાર્તા દ્વારા ઈતિહાસનું શિક્ષણ સુલભ છે. આવો વિચાર કેળવણીશાસ્ત્રીઓએ પ્રગટ તો કરેલો જ છે. બાળવાર્તાઓ અને લોકવાર્તાના પ્રદેશ ઉપર ચાલીને આવેલાં બાળકોને ઐતિહાસિક વાર્તાનું શ્રવણ સહેલું અને રસભર્યું લાગે છે. તલ્લીનતા એની એ જ છે. વાર્તાઓ સાચી ઘટના છે એમ કહેવામાં આવ્યું છે, તેથી બાળકો જાત જાતના પ્રશ્નો પૂછે છે અને વાર્તામાં આવી જતી અસ્વાભાવિકતા કે વિચિત્રતાને એમ ને એમ ગળી જતાં નથી. લશ્કરમાં બરાબર કેટલાં માણસો હતાં તે બાબતમાં પણ ચોક્કસ થવા માગે છે. લાગણી પ્રદર્શિત કરવામાં ઘણી વાર હિંદુપણું કે રાષ્ટ્રપ્રેમ પક્ષપાત કરાવે છે. વાસ્તવિક વાર્તાના પડઘા લડાઈ અને નાટકમાં પણ પડે છે. બાળકો વાર્તાનાં પાત્રોનાં ચિત્રો જોઈને ઓર આનંદ લે છે. શિવાજીના સૈનિક થવાનો પાઠ સૌ પ્રેમપૂર્વક સાંભળે છે.

### વાર્તાનું વસ્તુ

આમ ઐતિહાસિક વાર્તાનું કથન શરૂ થઈ ચૂકયું છે; પણ વસ્તુ માટે શું કર્યું છે ? વસ્તુની પસંદગીમાં શરૂઆતમાં નજીકનું અને ધીમે ધીમે દૂરનું એ શાસ્ત્રીય વિચારને તો છોડી દેવાયો છે. એટલે જ કાઠિયાવાડના બલકે ભાવનગરના ઈતિહાસથી ઈતિહાસનું શિક્ષણ શરૂ કરવામાં નથી આવ્યું. શરૂઆતમાં કાઠિયાવાડ, ગુજરાત, હિંદુસ્તાન એવા ભાગો પાડયા વિના સમગ્ર હિંદમાં થઈ ગયેલી આકર્ષક ઐતિહાસિક વ્યક્તિની વાર્તાઓ કહેવાનું રાખ્યું છે. આ રીતે જયશિખરી, વનરાજ, શિવાજી, દુર્ગાદાસ, હમીર વગેરેની વાર્તાઓ કહેવાઈ ગઈ છે, ને બાળકોએ વધતા જતા પ્રેમથી તે સાંભળી છે. વસ્તુની બાબતમાં આપણું દારિદ્ર જબરજસ્ત છે. છતાં વાર્તા કહેનાર ભાઈ રામનારાયણ, ઐતિહાસિક વસ્તુને જ્યાંત્યાંથી ખોળી કાઢવાનો ભારે શ્રમ ઉઠાવે છે.

### ઈતિહાસશિક્ષણમાં પદ્ધતિ

ઈતિહાસ શીખવવા માટે વપરાતી કાલક્રમાનુસારી, વ્યુત્ક્રમ કે કેન્દ્રાનુસારી ત્રણેમાંથી એકે ય પદ્ધતિનો અહીં ખાસ સ્વીકારવામાં નથી આવ્યો; અહીં તો છૂટીછવાઈ વ્યક્તિઓની કથા કહેવાય છે. આને ચરિત્રકથનપદ્ધતિ એવું નામ આપી શકાય. આ વ્યક્તિની આસપાસ જેટલો ઈતિહાસ ગૂંથી શકાય તેટલો ગૂંથ્યા પછી એની સાંકળ તો આગળ ઉપર જોડવાની છે. ચરિત્રકથનપદ્ધતિની ખરી ખૂબી ચરિત્રોને કથવામાં છે. એ માટે વાર્તાકારમાં કથનની કળા ઉપરાંત ભાવાવિષ્ટ થવાની શક્તિ જોઈએ. જ્યારે ઐતિહાસિક વાર્તા કહેનાર વાર્તા કહેતાં કહેતાં ઈતિહાસનાં પાત્રોની સાથે તન્મય બની જાય, લડાઈના પ્રસંગે પોતાનું જ મોઢું લાલચોળ થાય ને લોહી ઊકળે, અને કરુણ પ્રસંગોની કરુણતા જ્યારે પોતે

જાતે અનુભવે ત્યારે જ કથનની અદ્ભુત સફળતા થાય. ઈતિહાસકથનમાં આ સફળતા દેખાય છે.

બાળકોની આ ઉંમરે ઐતિહાસિક વાર્તાઓ તેમનો સ્વાભાવિક ખોરાક છે. ખીલતી જતી સાહસિક વૃત્તિને ઈતિહાસની કથા પોષે છે, બહાદુરીનો પ્રાણ ભરે છે ને દેશાભિમાન તથા જાત્યાભિમાનનાં બીજો રોપે છે.

**આવેલું પરિણામ**

તપાસ કરતાં જણાયું છે કે લગભગ બધાં ય બાળકોને વાર્તાઓની ઘટના યાદ રહે છે; તેમને સ્થળો અને પાત્રોના સંબંધોનો પણ સારો એવો ખ્યાલ રહે છે. જે બધું આપણને ગોખી ગોખીને પણ ન આવડતું તે આપણાં બાળકોને સહેજે આવડે છે. હજી આ બાબતમાં ઘણું કરવાનું રહે છે.



## પ્રકરણ તેરમું
# વાર્તાના ભંડારો

આ પુસ્તકનું આ છેલ્લું પ્રકરણ છે. એમાં વાર્તા કહેનારે પોતાને જોઈતી વાર્તાઓ કયાંથી મેળવી લેવી તેની દિશા બતાવવામાં આવી છે. વાર્તાના ક્રમમાં આપણે પાંચ શ્રેણીઓ મૂકી છે. પહેલી શ્રેણી જોડકણાંની અથવા જોડકણાંભરી વાર્તાઓની[1], બીજી શ્રેણી કલ્પિત વાર્તાઓની[2], ત્રીજી શ્રેણી શૂરાની વાતોની[3], ચોથી શ્રેણી અદ્દભુત અને પ્રેમકથાઓની[4], અને પાંચમી શ્રેણી સામાન્ય વાર્તાઓની[5], આ પ્રકરણને અંતે આપેલી વાર્તાઓમાંથી કઈ વાર્તા કઈ શ્રેણીની છે તે વાર્તા કહેનારે શ્રેણીના ગુણધર્મ પ્રમાણે નક્કી કરવાનું છે. વળી મોટે ભાગે બાળકો પાસે વાર્તાઓ વાર્તાઓ કહેવાથી કઈ વાર્તા કઈ શ્રેણીની છે તે આપણે સમજી શકીશું.

ગુજરાતી ભાષા સિવાયની બીજી ભાષાઓની વાર્તાઓનું વાર્તા કહેનારે ભાષાંતર કરી લેવાનું છે. ભાષાંતરમાંથી કહેવા યોગ્ય વાર્તા બનાવી લેવી એ વળી બીજું કામ છે. ગુજરાતી

---

[1]Rhythmic period [4]Romantic Period
[2]Imaginative period [5]General period [3]Heroic period

ભાષાની વાર્તાઓમાં કહેવાં યોગ્ય વાર્તાઓ બહુ વધી નથી. આ પરિસ્થિતિ અસ્વાભાવિક નથી. કારણ કે આજ દિન સુધી આ દિશા તરફ વાર્તાલેખકોનું લક્ષ ગયું નથી. જે વાર્તાઓ માત્ર વાર્તાઓ જ છે, તેને તો કહેવા યોગ્ય કરવી જ પડશે. એ કાચા ખજાનાને ગાળીને, તપાવીને, ઓપીને એનો ઘાટ ઘડવો પડશે. પહેલ પાડયા વિનાના એ હીરામાણેકોને ધ્યાનપૂર્વક પહેલ પાડવા પડશે. આપણાં અત્યારનાં વાર્તાનાં પુસ્તકો અને સંગ્રહો બાળકોની દષ્ટિએ લખાયાં નથી. તેથી તેમને એમ ને એમ વાપરવાં સલાહકારક નથી. અત્યાર સુધીમાં વાર્તાનું સાહિત્ય જે જે ઉત્સાહી મનુષ્યોએ તૈયાર કરેલું છે તેમણે વાર્તાકથનમાં કિંમતી સાહિત્યો ઊભાં કરી મૂકયાં છે એમાં તો કશો શક જ નથી. પણ એ બધો કાચો માલ છે. એને ભઠ્ઠીએ ચડાવી આપણે એનું સંશોધન કરવું પડશે જ.

યાદીમાં આપેલી ચોપડીઓને વાર્તાની પસંદગીની દષ્ટિથી દરેક વાર્તા કહેનારે જાતે જ તપાસવી જોઈએ. ત્યાર પછી તેને કહેવા યોગ્ય બનાવવાની મહેનત ઉઠાવવી ઠીક છે. મેં જે સિદ્ધાંતો વાર્તાકથન સંબંધે જણાવ્યા છે તે સિદ્ધાંતોનો ભંગ કરનારી કોઈ વાર્તા આ યાદીમાં પેસી ગઈ હોય તો તે જરૂર ફેંકી દેવાની છે. આદર્શભેદે પણ કોઈ કોઈ વાર્તાઓને ધક્કો આપવામાં આવે તો તેનો ધોખો નહિ કરું.

અંગ્રેજીમાં વાર્તાનું સાહિત્ય વિસ્તૃત છે. એ યાદી માટે બાઈ કેથરના પ્રયત્નોને ધન્યવાદ આપવો ઘટે છે. "Educating by Story-telling" નામના પુસ્તકમાં દરેક પ્રકરણ પાછળ યોગ્ય વાર્તાની યાદી છે. કેથરની યાદી પણ પૂર્ણ છે એમ સમજવાનું નથી. બધી યાદીઓ દિશાસૂચક જ સમજી લેવાની છે. ગુજરાતી

પુસ્તકોની યાદી અપૂર્ણ છે. જે જે અનુભવી ભાઈઓ આ યાદીમાં યોગ્ય વધારો કરવા મદદ કરશે તેમની મદદ પ્રેમથી સ્વીકારવામાં આવશે. બીજી ભાષાઓનાં પુસ્તકોની યાદીનો વિચાર એક દિશારૂપે જ છે. અત્યારે તો એ યાદીઓમાં મીડું જ છે.

યાદીઓમાં મૂકેલાં પુસ્તકોનાં નામો જોઈ વાર્તા કહેનારને એમ જ લાગી જશે કે વાહ, આ તો વાર્તાનો મોટો ભંડાર ઉઘડયો ! આ હકીકત સાચી છે, પણ એનો લાભ એકદમ ઉઠાવી શકાય તેમ નથી. વાર્તાના ભંડારમાંથી ઉપયોગી વાર્તા બનાવી લેવાનું કામ જ મુશ્કેલ છે અને તેથી વાર્તાને કહેવા યોગ્ય બનાવી લેવાની કળા ઉપર વધારે ભાર મૂકવાની મને ખૂબ જરૂર લાગે છે.

કેટલાંએક પુસ્તકોનાં નામો વાંચીને વાંચનારને છેક હસવું આવશે. તેમને લાગશે કે આવી વાર્તાઓને વળી કયાં ગણાવી ? યાદી બનાવવામાં મેં પક્ષપાત નથી કર્યો એમ મારે જણાવવું જોઈએ. જે વાર્તા સાધન તરીકે સારી લાગી છે તે મેં અવશ્ય મૂકી છે. 'સદેવંત સાવળિયા'ની અને 'ગજરામારું'ની વાર્તાઓને હું ખરાબ ગણતો નથી. એ વાર્તાઓને પણ સ્થાન છે. વાર્તાના શાસ્ત્રને અનુસરીને એમાં ઘટતા ફેરફારો કરી લેવાની આપણને પૂરી છૂટ છે. મોટે ભાગે મેં નવી અને જૂની બંને વાર્તાઓને સ્થાન આપ્યું છે; છતાં જૂની વાર્તાઓ મને વધારે ગમે છે કારણકે તેમાં સ્વાભાવિકતા વધારે છે, તેની સાદાઈ આકર્ષક છે અને તેનો ઉદ્દેશ આનંદ આપવાનો પ્રધાનપણે છે. કેટલીએક વાર્તાઓ મેં મૂકી છે ખરી પણ મને લાગે છે કે તે નિષ્ફળ જશે. તેમને પણ એકવાર તક આપવી એ મને ઠીક લાગ્યું છે.

વાર્તાની યાદીનો વિચાર કરતાં મને લાગે છે કે આપણી ભાષામાં વાર્તાના સાચા સંગ્રહો ઘણા જ થોડા છે. સ્વ.કાંટાવાળ

ા જેવી થોડીએક વ્યક્તિઓનું ધ્યાન આવા સંગ્રહો કરવા તરફ ગયું છે, પરંતુ હજી એ સંગ્રાહકોની દિશા સ્પષ્ટ નથી થઈ. આથી જ એમની વાર્તાઓ ખાણમાંથી ખોદી કાઢેલા કાચા સોના જેવી છે. છતાં ખૂબ અશુદ્ધ છે. હજી એને ફરી વાર લખીને શુદ્ધ કરવાની જરૂર છે. અહીં શુદ્ધિનો અર્થ ભાષાશુદ્ધિના સંકેતમાં નથી.

હું આશા રાખું છું કે થોડા જ વખતમાં જાત જાતના બાળકોપયોગી વાર્તાના યોગ્ય સંગ્રહો આપણી ભાષામાં પ્રસિદ્ધ થશે. ભાઈ ઝવેરચંદ મેઘાણીએ આ દિશામાં સુંદર કામની શરૂઆત કરી દીધી છે એ હર્ષની વાત છે. બીજા પણ ઉત્સાહી યુવકોએ કાર્યારંભ કરેલો છે એમ હું જાણું છું, તેથી મારી આશા વ્યર્થ નથી ધારતો. આ ક્ષેત્રમાં કામ કરનાર જે જે ભાઈબહેનોનાં નામ નોંધ્યા વિના રહી જાય છે એમાં મારા અજ્ઞાનનો દોષ છે, તેમ છતાં તેમને ધન્યવાદ તો ઘટે જ છે.

અંગ્રેજી ભાષામાં આ વિષય ઉપર ખૂબ લખાયું છે. આપણી ભાષામાં આ પહેલવહેલો નમ્ર પ્રયત્ન છે. આ નમ્ર પ્રયત્ન સફળ થાય એવું પ્રભુ પાસે માગી હું આ પ્રકરણ પૂરું કરું છું.



## વાર્તા ભંડારોની યાદી

| | |
|---|---|
| અઢાર પુરાણો | ... ... ... |
| અંધેરીનગરીનો ગર્ધવસેન | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા |
| અરેબિયન નાઈટ્સ | ... ... ... |
| અમારી વાર્તાઓ ભાગ ૧-૨-૩ | નાગરદાસ ઈ. પટેલ |
| આખ્યાયિકાઓ ખંડ ૧-૨ | નાનાભાઈ કા. ભટ્ટ |
| આદર્શ ચરિત્રાવલિ ભાગ ૧-૨ | ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ |

| | |
|---|---|
| આપણી લોકકથાઓ | સ્વ. કમળાબહેન |
| ઈરાનિયન નાઈટ્સ | બ. ન. કાબ્રાજી |
| ઈસપકૃત કલ્પિત વાતો | ... ... ... |
| ઈસપનીતિ પૂર્વાર્ધ | ચિત્રશાળા પ્રેસ |
| ઈસપનીતિ ભાગ ૧-૨ | ચિત્રશાળા પ્રેસ |
| ઉદ્યમકર્મ સંવાદ | કવિ શામળભટ્ટ |
| ઉપનિષદની વાતો | વળામે |
| ઓખાહરણ | કવિ પ્રેમાનંદ |
| કચ્છદેશની જૂની વાતો | ગૌરીશંકર વિજયશંકર વોરાસાત |
| કથામંજરી ભાગ ૧-૨ | જીવનલાલ અમરશી મહેતા |
| કથાવલિ ભા. ૧-૨ (ટોલ્સટોય) | વિશ્વનાથ મ. ભટ્ટ |
| કથાસરિત્સાગર ગ્રંથ ૧-૨ | ગુજરાતી પ્રેસ |
| કરણઘેલો | નંદશંકર તુળજાશંકર |
| કંકાવટી ભાગ ૧-૨ | ઝવેરચંદ મેઘાણી |
| કાઉન્ટ ટોલ્સટોયની ટૂંકી વાર્તાઓ | ભોગિંદ્રરાવ દિવેટીયા |
| કાઉન્ટ ટોલ્સટોયની ટૂંકી વાર્તાઓ | નરસિંહભાઈ ઈ. પટેલ |
| કાઠિયાવાડની જૂની વાર્તાઓ | હરગોવિંદભાઈ પ્રેમશંકર ત્રિવેદી |
| કાઠિયાવાડી સાહિત્ય | કવિ કહાનજી ધર્મસિંહ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ | ગો. દ્વા. રાયચુરા |
| કિશોરકથાઓ ખંડ ૧-૨ | ગિજુભાઈ |
| કુરબાનીની કથાઓ | સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર |
| કૌતકમાળા અને બોધવાચન | ગણેશજી જેઠાભાઈ |
| ખજાનાની શોધમાં | મૂળશંકર મો. ભટ્ટ |
| ખલીફનાં અદ્ભુત પરાક્રમ | મણિલાલ કે. પરીખ |

| | |
|---|---|
| ખાટી મીઠી વાતો | નાનાલાલ મગનલાલ |
| ગજરામારૂની વાર્તા | ... ... ... |
| ગિરીશભાઈની વાર્તાઓ | ગિરીશ મ. ભટ્ટ |
| ગુજરાતી બાળમિત્ર ૧-૨ | મુંબઈ ઈલાકાનું કેળવણી ખાતું |
| ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વાર્તા | ગુ. વ. સોસાયટી |
| ગુજરાતની જૂની વાર્તાઓ | મણિલાલ છબારામ |
| ગુલબંકાવળી | ... ... ... |
| ગુલીવરની મુસાફરી | (અંગ્રેજી ભાષાંતર) |
| ગોળીબારની મુસાફરી ૧-૨ | સૌ. હંસા મહેતા |
| ઘાશીરામ કોટવાળ | શાંકેરરામ દલપતરામ |
| ચક્રવર્તી અશોક | દ. ભા. રાવળ |
| ચંદ્રકાંત ૧-૨-૩-૪ | ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ |
| છત્રપતિ શિવાજી | ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા |
| જાતકકથા સંગ્રહ ભાગ-૧ | ધર્માનંદ કોસંબી |
| જાતકકથાઓ | હરભાઈ ત્રિવેદી |
| જાતકમાળા | પ્રભુદાસ પ્રાણજીવન ઠક્કર |
| જાદુઈ બાગ ભાગ-૧ | કૃષ્ણપ્રસાદ ગિરજાશંકર ભટ્ટ |
| જેમંગળા હાથીની વાર્તા | ... ... ... |
| ઝાંસીની રાણી | મણિલાલ છબારામ ભટ્ટ |
| ટચુકડી સો વાતો ભાગ ૧ થી ૪ | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા |
| ટારઝન | શંકર શાહ |
| ટૂંકી વાર્તાઓ ભાગ ૧ થી ૭ | સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય |
| ટાગોરની ટૂંકી વાર્તાઓ ભાગ-૧ | ધનશંકર હી. ત્રિપાઠી |
| ટાગોરની ટુંકી વાર્તાઓ ભાગ-૨ | લલિત વાઙ્મય ગ્રંથમાળા |
| ટોડ રાજસ્થાન | સવાઈલાલ છોટમલાલ વહોરા |

| | |
|---|---|
| ડોશીમાની વાર્તા | સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર |
| દખણની દંતકથાઓ | એન. એમ. ત્રિપાઠીની કું. |
| દરિયાપારની વાતો | ગણપતરામ અનુપમરામ |
| ત્રવાડી | |
| દાદાજીની વાતો | ઝવેરચંદ મેઘાણી |
| દેશ દેશની અદ્‌ભુત વાતો ૧-૨ | રમણલાલ ના. શાહ |
| દેશદેશની દંતકથાઓ | રમણલાલ ના. શાહ |
| દેશદેશની માર્મિક વાતો | હરિલાલ મા. દેસાઈ |
| દેશદેશની રસમય વાતો | હરિલાલ દેસાઈ:કલ્યાણરામ જોશી |
| દેવકથાઓ | ચંદ્રશંકર મ. ભટ્ટ |
| ધર્માત્માઓનાં ચરિતો | ગિજુભાઈ |
| ધીરજલાલ ટોકરશી શાહ કૃત | (જૈન ધર્મ સંબંધી) વાર્તાઓ |
| નંદબત્રીશી | કવિ શામળભટ્ટ |
| નવરંગી બાળકો | ભોગિંદ્રરાવ દિવેટીયા |
| નવલકથા સંગ્રહ ભાગ-૧ | રત્નસિંહ દીપસિંહ પરમાર |
| નવલગ્રંથાવળી | નવલરામ લક્ષ્મીરામ પંડ્યા |
| નવા યુગની વાતો ભાગ ૧-૨ | સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય |
| નાગમતી અથવા પ્રેમની પ્રતિમા | ધીરજસિંહજી વ્હેરાભાઈ ગોહેલ |
| નાગાનંદ નાટક | રાજારામ રામશંકર |
| નાટ્યકથારસ (શેક્સપિયર) | એન. એમ. ત્રિપાઠીની કું. |
| નાની નાની વાર્તાઓ ૧ થી ૫ | ચિત્રશાળા પ્રેસ |
| નીતિશિક્ષણ | આનંદશંકર બાપુભાઈ ધ્રુવ |
| પંચતંત્ર | પ્રાણજીવન હરિહર શાસ્ત્રી |
| પંચદંડ | કવિ શામળભટ |
| પંચાસરનો જયશિખરી | ચંદુલાલ જે. વ્યાસ |

| | |
|---|---|
| પરાક્રમી લાખો ફૂલાણી | ધીરસિંહજી વ્હેરાભાઈ ગોહેલ |
| પાંચ વાતો | ... ... ... |
| પૃથુરાજ ચહુઆણ | મણિલાલ છબારામ |
| પ્રવાસવાર્તા | શંકર શાહ અને નરેન્દ્ર બધેકા |
| બંકીમ નિબંધમાળા | પાઠક અને મહેતા |
| બત્રીશ પૂતળીની વાર્તા | કવિ શામળભટ્ટ |
| બરાસ કસ્તુરીની વાર્તા | કવિ શામળભટ્ટ |
| બાઈબલ કથાઓ | સુબન્ધુ આત્મારામ |
| બાદશાહ અને બીરબલ | સાકરલાલ બુલાખીદાસ |
| બાલવાર્તા | ગુ. મા. વૈષ્ણવ |
| બાલવાર્તા ભાગ ૧ થી ૫ | ગિજુભાઈ |
| બાલવાર્તાવલિ ભાગ ૧-૨ | સૌ. હંસા મહેતા |
| બાળકોનો આનંદભાગ ૧-૨ | ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ |
| બાળ સદ્‌બોધ વાર્તાશતક | ખંડુભાઈ મકનજી ઉમરવાડિયા |
| બે બહેનો | હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા |
| બુદ્ધલીલાસારસંગ્રહ | અધ્યાપક ધર્માનંદ કોસંબી |
| બોંબયુગનું બંગાળા | ગાંડીવ સાહિત્યમંદિર |
| ભારતના મહાન્ પુરુષો ૧-૨ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| ભારત લોકકથા ભાગ ૧ થી ૯ | ગુજરાતી પ્રેસ |
| ભારતના વીર પુરુષો ભાગ ૧-૨ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| ભારતનાં સ્ત્રીરત્નો ભાગ ૧-૨-૩ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| ભૂતકાળના પડછાયા ભાગ ૧-૨ | ગુણવંતરાય આચાર્ય |
| મડાપચીશી | કવિ શામળભટ |
| મધપૂડો | નટવરલાલ વીમાવાળા |
| મનુશપરેમી (વાર્તાઓનો જૂનો સંગ્રહ) | પે. કા. રબાડી |

| | |
|---|---|
| મનોરંજક વાર્તાવલિ ભાગ-૧ | છગનલાલ હરિલાલ પંડયા |
| મહાન્ અલેકઝાન્ડર | વૃજલાલ જાદવજી ઠક્કર |
| મહાન્ શીખ ગુરુઓ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| મહાભારત | ગુજરાતી પ્રેસ |
| મહાભારતનાં પાત્રો | નાનાભાઈ કા. ભટ્ટ |
| મહાભારત કથા | નાનાભાઈ કા. ભટ્ટ |
| મહારાણા પ્રતાપ | રમણલાલ વસંતલાલ |
| મહારાણા બાપારાવ | લ. કા. પટેલ |
| મહારાષ્ટ્રીય કથાકુંજ | છો. દા. દેસાઈ |
| માંગડો ભૂત | ધીરસિંહ વ્હોરાભાઈ ગોહેલ |
| માનમુસાફરી | ... ... ... |
| મીઠી મીઠી વાતો | ગણપતરામ અનુપરામ ત્રવાડી |
| મૂળરાજ સોલંકી | ચુનીલાલ વર્ધમાન |
| મેવાડની જાહોજલાલી | વિઠ્ઠલદાસ ધનજી પટેલ |
| રખડુ ટોળી ખંડ ૧-૨ | ગિજુભાઈ |
| રત્નમાળ | કવિદલપતરામ ડાહ્યાભાઈ |
| રશિદની પેટી અને બીજી વાર્તા | નટવરલાલ વીમાવાળા |
| રાજસ્થાનનો ઈતિહાસ ગ્રંથ-૧ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| રામાયણ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય |
| રામાયણનાં પાત્રો | નાનાભાઈ કા. ભટ્ટ |
| રાસમાળા ભાગ ૧-૨ | રણછોડભાઈ ઉદયરામ ઓઝા |
| રોબીન્સન ક્રૂસો | ચંદ્રશંકર મ. ભટ્ટ |
| વનરાજ ચાવડો | મહીપતરામ રૂપરામ નીલકંઠ |
| વર્તમાનયુગના બહારવટિયા | ઝવેરચંદ મેઘાણી |
| વાર્તાવિહાર | વૃજલાલ જાદવજી ઠકર |

| | |
|---|---|
| વિજ્ઞાનની વાતો | કલ્યાણરાય નથુભાઈ જોશી |
| વીરદુર્ગાદાસ | વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલ |
| વીરમંડળ | નારાયણ હેમચંદ |
| વીરની વાતો ભાગ ૧ થી ૪ | ટી. પી. અડાલજા |
| વીરકથાઓ | મોતીલાલ બાપુજી શાહ |
| શિશુસદ્‌બોધમાળા ભાગ ૧-૨-૩ | વૃજલાલ પુ. મહેતા |
| શૂરવીરની વાતો ભાગ-૧ | મગનલાલ બ્રહ્મભટ |
| શેરલોક હોમ્સનાં પરાક્રમો | ધનસુખલાલ મહેતા |
| શ્રીમદ્ ભાગવત | ગુજરાતી પ્રેસ |
| સતી ઉજળા | ધીરસિંહજી વ્હેરાભાઈ ગોહેલ |
| સતી મંડળ | કેશવજી વિશ્વનાથ ત્રિવેદી |
| સદ્‌ગુણી બાળકો | નારાયણ હેમચંદ્ર |
| સદેવંત સાવળિંગા | ... ... ... |
| સધરા જેસંગ | મહીપતરામ રૂપરામ નીલકંઠ |
| સાગરસમ્રાટ | મૂળશંકર મો. ભટ્ટ |
| સારી સારી વાતો ભાગ ૧ થી ૪ | રમણલાલ ના. શાહ |
| સાહસિકોની સૃષ્ટિ | મૂળશંકર મો. ભટ્ટ |
| સિંહબાદની સાત સફરો | વિ. ય. આવસત્થી |
| સિંહાસન બત્રીશી ૧-૨ | કેશવપ્રસાદ છો. દેસાઈ |
| સુડાબહોંતેરી | કવિ શામળભટ |
| સુંદર કામદાર | ... ... ... |
| સોનકંસારી | ધીરસિંહજી વ્હેરાભાઈ ગોહેલ |
| સોરઠી બહારવટિયા ૧-૨-૩ | ઝવેરચંદ મેઘાણી |
| સોરઠી સંતો | ઝવેરચંદ મેઘાણી |
| સોરઠી વિભૂતિઓ | મનુભાઈ જોધાણી |

| | |
|---|---|
| સોરઠી શૂરવીરો | મનુભાઈ જોધાણી |
| સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ થી ૫ | ઝવેરચંદ મેઘાણી |
| સ્વર્ગના પુસ્તકો | અમૃતલાલ સુંદરજી પઢિયાર |
| હલામણ જેઠવો | અમૃતલાલ સુંદરજી પઢિયાર |
| હાજી બાબાનાં સાહસકર્મો | ગુજરાતી પ્રેસ |
| હાસ્યકથામંજરી | જીવણલાલ અમરશી |
| હાસ્યજનક વાર્તાલાપ | છગનલાલ હરિલાલ પંડ્યા |
| હિતોપદેશ | ધીમતરામ ન. પંડિત |
| હોથલપદમણી | ... ... ... |



## કેટલુંક નવું બાળસાહિત્ય

| | | |
|---|---|---|
| ઇતિહાસની તેજમૂર્તિઓ પુ. ૬ | ધૂમકેતુ | ૬૮ |
| ઉપનિષદ્કથાઓ ૧-૪ | ધૂમકેતુ | ૮૦ |
| બોધકથાઓ ૧-૫ | ધૂમકેતુ | – |
| પ્રસંગકથાઓ ૧-૫ | ધૂમકેતુ | ૬૫ |
| જ્ઞાનકથાઓ ૧-૫ | ધૂમકેતુ | ૫૦ |
| જીવનઘડતરની વાતો ૧-૪ | ધૂમકેતુ | ૫૦ |
| લોકસંસ્કાર દીપાવલિ શ્રે. ૧ | ધૂમકેતુ | ૬૫ |
| લોકસંસ્કાર દીપાવલિ શ્રે. ૨ | ધૂમકેતુ | ૬૫ |
| લોકસંસ્કાર દીપાવલિ શ્રે. ૩ | ધૂમકેતુ | ૬૫ |
| જીવનચરિત્રમાળા પુ. ૪ | ધૂમકેતુ | ૪૦ |
| **અરેબિયન નાઇટ્સ 'રાતોની વાતો' બાળવાર્તાવલિ** | | |
| હાસ્યકથાઓ પુ. ૫ | રમણલાલ સોની | – |
| રહસ્યકથાઓ પુ. ૫ | રમણલાલ સોની | ૮૦ |
| સાહસકથાઓ પુ. ૫ | રમણલાલ સોની | – |
| ગલબા શિયાળની ૩૨ વાતો | રમણલાલ સોની | ૧૨૫ |
| શિશુસંસ્કારમાળા ૧-૧૦ | રમણલાલ સોની | ૭૫ |
| ઈસપ બાલકથાવલિ ૧-૫ | રમણલાલ સોની | ૧૦૦ |
| ભાગવતકથાઓ ૧-૫ | રમણલાલ સોની | ૭૫ |
| બાદશાહ અને બિરબલ પુ. ૫ | રમણલાલ સોની | ૧૨૦ |
| વીર વિક્રમની વાતો પુ. ૫ | રમણલાલ સોની | – |
| હિતોપદેશની વાતો ૧-૫ | રમણલાલ સોની | ૫૦ |
| વિક્રમ અને વેતાળ ૧-૫ | રમણલાલ સોની | ૧૨૦ |
| મુલ્લા નસરુદ્દીન | રમણલાલ સોની | ૪૫ |

| | | |
|---|---|---|
| શિશુવિકાસ બાલવાર્તામાળા પુ. ૫ | રમણલાલ સોની | ૯૦ |
| શિશુમંગલ ગ્રંથાવલિ ૧-૫ | રમણલાલ સોની | ૧૫૦ |
| બાળનાટ્ય ગ્રંથાવલિ પુ. ૫ | રમણલાલ સોની | ૧૨૦ |
| બાળજોડકણાં ગ્રંથાવલી પુ. ૫ | રમણલાલ સોની | ૧૫૦ |
| બાળકાવ્ય ગ્રંથાવલી પુ. ૫ | રમણલાલ સોની | ૧૨૫ |
| હાન્સ એન્ડરસનની પરીકથાઓ પુ. ૫ | રમણલાલ સોની | ૧૨૫ |
| શેરલોક હોમ્સ (ભા. ૧થી૫) | રમણલાલ સોની | ૫૨૫ |
| એક હતા મૂરખલાલ પુ. ૪ | રમણલાલ સોની | ૧૦૦ |
| કલ્પમુદ્રા પુ. ૫ | રમણલાલ સોની | ૧૫૦ |
| વિરલનારીઓ પુ. ૧૦ | યશવન્ત મહેતા | ૩૦૦ |
| મોટા જ્યારે હતા નાના પુ. ૫ | યશવન્ત મહેતા | ૧૮૦ |
| અનોખી બાળવાર્તામાળા ૧-૫ | યશવન્ત મહેતા | - |
| જીવસટોસટ સાહસકથા પુ. ૫ | યશવન્ત મહેતા | ૭૦ |
| જ્ઞાનચાતુરી વાર્તામાળા ૧-૫ | યશવન્ત મહેતા | ૭૦ |
| રસવિનોદ વાર્તામાળા ૧-૫ | યશવન્ત મહેતા | ૭૫ |
| બાળઉલ્લાસ વાર્તામાળા ૧-૫ | યશવન્ત મહેતા | ૫૦ |
| જ્ઞાનકૌશલ વાર્તામાળા ૧-૫ | યશવન્ત મહેતા | ૧૦૦ |
| જ્ઞાનગમ્મત પુસ્તકમાળા પુ. ૧૦ | યશવન્ત મહેતા | ૧૮૦ |
| સાચી સાહસકથામાળા ૧-૫ | યશવન્ત મહેતા | ૩૭.૫૦ |
| બાળબોધવાર્તા | યશવન્ત મહેતા | ૧૦ |
| બાલરહસ્યકથાઓ પુ. ૫ | યશવન્ત મહેતા | ૭૫ |
| ઉમંગ બાળવાર્તામાળા પુ. ૫ | યશવન્ત મહેતા | ૧૨૦ |
| વાર્તાઉજાણી પુ. ૫ | યશવન્ત મહેતા | ૧૫૦ |
| વાર્તામેળો પુ. ૫ | યશવન્ત મહેતા | ૧૫૦ |
| વાર્તામસ્તી પુ ૫ | યશવન્ત મહેતા | ૧૫૦ |
| ખોવાયેલી દુનિયાની સફરે પુ.૫ | યશવન્ત મહેતા | ૧૨૦ |

# ગુજરાતી બાળકોના પ્રથમ હિતચિંતક ગિજુભાઈ

ગિજુભાઈ બધેકા (૧૫-૧૧-૧૮૮૫ : ૨૩-૬-૧૯૩૯) શિક્ષણ-સાહિત્યના ક્રાંતિકાર હતા. રાજકીય અને આર્થિક ક્રાંતિઓ અલ્પજીવી હોય છે. ગિજુભાઈએ શિક્ષણમાં અને સાહિત્યમાં પ્રેરેલી ક્રાંતિ સતત વિકસતી અને વિસ્તરતી રહી છે.

ભાવનગર જિલ્લાના વલભીપુર(વળા)ના વતની ગિજુભાઈ વ્યવસાય અર્થે આફ્રિકા ગયા, પાછા આવી કાયદો ભણી વકીલ બન્યા. વઢવાણમાં વકીલાત કરતા હતા એ દરમિયાન દીકરો જન્મ્યો (૧૯૧૩). એ દીકરાના યોગ્ય ઉછેર, શિક્ષણ અને સંસ્કાર માટેની ચિંતાઓ કરતાં કરતાં માદામ મોન્તેસોરીનું, બાળકેળવણીનો નવો માનવીય અભિગમ ધરાવતું, પુસ્તક હાથમાં આવ્યું. ૧૯૧૫ સુધીમાં તો વકીલાત છોડીને ભાવનગરની દક્ષિણામૂર્તિ શિક્ષણસંસ્થામાં જોડાયા. બસ, ત્યારથી માર-ભાર વિનાના ભણતરના આગ્રહી ગિજુભાઈ બાળશિક્ષણ અને બાળસાહિત્યના બ્રહ્મા બન્યા. 'દિવાસ્વપ્ન' જેવાં શિક્ષણશાસ્ત્રનાં અનેક પુસ્તકો ઉપરાંત વિપુલ બાળસાહિત્ય લખ્યું અને લખાવ્યું, જેમાં સમાવિષ્ટ છે બાળસાહિત્યમાળા (૮૦ પુસ્તિકા), બાળસાહિત્ય ગુચ્છ (૨૫ પુસ્તિકા), બાળસાહિત્ય વાટિકા (૩૨ પુસ્તિકા). પછીથી સમગ્ર ગુજરાતી બાળસાહિત્ય એમણે કંડારેલી કેડી પર ચાલ્યું. એમણે સ્થાપેલા શિક્ષણસિદ્ધાંતો આજે સર્વસ્વીકાર્ય બન્યા છે.